

# श्रीमन्महाभारत

# उद्योग पर्व.

---

## અધ્યાય ૧ લો. શ્રીકૃષ્ણની સલાહ.

**वैशंपायन उवाच—कृत्वा विवाहं तु कुरुप्रवीरास्तदाऽभिमन्योर्मुदिताः स्वपक्षाः ।**
**विश्रम्य रात्रावुषसि प्रतीताः सभां विराटस्य ततोऽभिजग्मुः ॥१॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! યાદવ તથા કૌરવોમાં મુખ્ય પાંડવો, અભિમન્યુનો વિવાહ કરી પ્રસન્ન થયા, અને એક રાત્રિ વિસામો ખાઇ સવારમાં ત્યાંથી વિરાટરાજાની સભામાં ગયા. મોટી સમૃદ્ધિવાળી, મણિના સમુદાય તથા ઉત્તમ રત્ન જડિત્ર વિચિત્ર પ્રકારનાં આસનોવાળી, પુષ્પના હારથી શોભાયમાન તથા સુગંધયુક્ત તે રમ્ય સભા હતી અને તેમાં આસન ઉપર વિરાટ તથા દ્રુપદ રાજા બેઠા. રાજાઓમાં વિવેકી તથા માન્ય બળરામ અને શ્રીકૃષ્ણ પણ વસુદેવ સહિત આસનો ઉપર બેઠા. તેમાં દ્રુપદરાજાની પાસે બળરામ સહિત સાત્યકિ બેઠા, ને મત્સ્યરાજાની અત્યંત નજીક શ્રીકૃષ્ણ તથા યુધિષ્ઠિર બેઠા. દ્રુપદરાજાના સર્વ પુત્રો, ભીમ, અર્જુન, નકુળ, સહદેવ, યુદ્ધમાં અત્યંત શૂરવીર પ્રદ્યુમ્ન તથા સાંબ વગેરે પણ ત્યાં નજીકજ આસનો ઉપર બેઠા. વિરાટના પુત્ર સાથે અભિમન્યુ બેઠો, ને સુવર્ણથી વિચિત્ર પ્રકારનાં સુંદર આસનો ઉપર, પરાક્રમ, રૂપ તથા બળથી પાંડવો સરખા શૂરવીર દ્રૌપદીના પાંચ પુત્રો બેઠા. એ રીતે શોભાયમાન આભરણ તથા વસ્ત્રવાળા મહારથિયો બેસી રહ્યા ત્યારે તે સમૃદ્ધિવાળી સભા નિર્મળ ગ્રહોથી આકાશ શોભે તેમ શોભવા લાગી. પુરૂષોમાં અત્યંત શૂરવીર સર્વ રાજાઓએ, બે ઘડી પર્યંત વિચિત્ર પ્રકારના સંબંધની વાતો કરી. પછી વિચાર કરતાં તેઓ શ્રીકૃષ્ણની સામું જોઇ બેસી રહ્યા. શ્રીકૃષ્ણે, પાંડવોના કાર્ય વાસ્તે ભેગા થયેલા રાજાઓમાં સિંહરૂપ સર્વને અર્થવાળાં આ પ્રમાણે વચનો કહ્યાં.

હે રાજાઓ ! પાસાની રમતમાં શકુનિએ છળથી યુધિષ્ઠિરને પરાજય પમાડી રાજ્ય હરણ કરી લીધું અને બાર વર્ષનો વનવાસ આપ્યો તે તમે જાણો છો. તે વખતે પૃથ્વી જીતવાને સમર્થ છતાં પણ, સત્યમાં જેની સ્થિતિ છે એવા ધર્મનિષ્ઠ પાંડવોએ, તેર વર્ષ, જે સાંભળે વ્રત ધારણ કર્યું. તેમાં વળી દુસ્તર અજ્ઞાતવાસનું વર્ષ, કોઇએ ન જાણે નિર્ભય થઇ કોણ પાસે કાઢયું. મહાત્મા પાંડવોએ વિવિધ પ્રકારના અસહ્ય ક્લેશ આસક્તિ વિનાના મહાત્મા વનમાં રહ્યા. એ પ્રમાણે શકુનિ આદિની શિખવણીથી સર્વાંય નહિ. તે તો ભાઇઓ સહિત પ્રાપ્ત થયેલા રાજ્યની ઇચ્છા રાખે છે. ધર્મપુત્ર તો કહેવાય, પણ તેમણે તો હંમેશ ક્ષત્રિયના થાય, તે રીતે યશ તથા ધર્મયુક્ત વિચાર જીતી લીધા છે. હવે કરેલી પ્રતિજ્ઞા પાળી પાંડવો

ઓનું રાજ્ય મળે તોપણ તેની ઇચ્છા કરે નહીં, પણ ધર્મથી એકાદ ગામ મળે તો તેના રાજાપણાને ઇચ્છે. તમે બધા રાજા જાણો છો તે રીતે એમના પિતા પાંડુરાજાનું રાજ્ય, ધૃતરાષ્ટ્રના પુત્રોએ કપટથી લઇ લીધું છે તેથી ઉપાય રહિત યુધિષ્ઠિર મોટા અસહ્ય કષ્ટને પામ્યા છે. ધૃતરાષ્ટ્રના પુત્રોએ કંઇ પોતાના તેજથી એમનો પરાજય કર્યો નથી, તોપણ ભાઇઓ સહિત યુધિષ્ઠિર તેઓનું શુભજ ઇચ્છે છે. એમણે જે રાજાઓને પીડી તેમને જીતીને રાજ્ય સંપાદન કરેલું છે, તેનીજ એઓ પ્રાર્થના કરે છે. બાળક પાંડવોનું રાજ્ય હરણ કરી લેવાને, દુષ્ટ બુદ્ધિવાળા ઉગ્ર શત્રુરૂપ કૌરવોએ વિવિધ પ્રકારના ઉપાયો કરેલા, તે તમે યથાર્થ જાણો છો. કૌરવોનો વૃદ્ધિ પામેલો લોભ તથા યુધિષ્ઠિરની ધર્મજ્ઞતા અને સંબંધિપણું જોઇને, તમે એકઠા થઇ જુદા જુદા વિચાર કરો. પાંડવો તો ઠરાવેલા વખતને યથાર્થ પાળીને હજી સત્યને વળગી રહ્યા છે. જો રાજ્યાર્દ્ધ નહીં મળે તો બીજા ઉપાય કરવા માંડશે; ને તેથી વૃ[illegible]તરાષ્ટ્રના પુત્રોનો નાશ થશે. વળી રાજ્ય લાભ વાસ્તે કૌરવોએ પાંડવોને કરેલા અપ-કા[illegible]ઇને, સંબંધિયો પણ પાંડવોને મદદ કરશે. જો કૌરવો યુદ્ધમાં પાંડવોને બાધ કરશે, તે[illegible]ો પણ તેમને મારશે. કદી તમે એમ જાણતા હો, કે એ થોડા છે તેથી તેઓને [illegible] શકશે, તો સગાઓ સહિત બધા કૌરવોના નાશ વાસ્તે યત્ન કરશે. પણ હજી દુ[illegible]નો મત જાણાતો નથી, જે એ શું કરશે, માટે પારકો મત જાણ્યા વગર શું કરવું જોઇએ, એ જો તમે જાણતા હો, તો એક ધર્મશીલ પવિત્ર, કુલીન, સાવધાન તથા સમર્થ દૂત, કૌરવોને શાંત કરવા તથા યુધિષ્ઠિરને રાજ્યાર્દ્ધ અપાવવા સારૂ મોકલો. હે રાજન્! એવું શ્રીકૃષ્ણનું ધર્માર્થ યુક્ત, મધુર તથા સમવાક્ય સાંભળી બળદેવજીએ અત્યંત વખાણ કરી તે માન્ય રાખ્યું.

**निशम्य वाक्यं तु जनार्दनस्य धर्मार्थयुक्तं मधुरं समं च ।**
**समाददे वाक्यमथाग्रजोऽस्य संपूज्य वाक्यं तदतीव राजन् ॥२८॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि सैनोद्योगपर्वणि पुरोहितयाने गुर्जरभाषायां प्रथमोऽध्यायः ॥ १ ॥**

## અધ્યાય ૨ જો. બળદેવજીનો મત.

**बलदेव उवाच—श्रुतं भवद्भिर्गदपूर्वजस्य वाक्यं यथा धर्मवदर्थवच्च ।**
**अजातशत्रोश्च हितं हितं च दुर्योधनस्यापि तथैव राज्ञः॥१॥**

બળદેવજી કહે છે—ધર્મ તથા અર્થ જેમાં રહ્યાં છે, એવું શ્રીકૃષ્ણનું યથાર્થ વાક્ય તમોએ સાંભળ્યું; યુધિષ્ઠિરને તે હિતરૂપ તેમજ દુર્યોધન રાજાને પણ હિતરૂપ છે. કુંતિના પુત્ર-પુત્ર દુર્યોધનાદિકો રાજ્યનું અર્દ્ધ છોડી દઇ અર્દ્ધ રાજ્ય વાસ્તે યત્ન કરે છે, માટે ધૃતરાષ્ટ્રનો પુરૂષોમાં શૂરવીર પાંડવોને રાજ્ય આપી સુખી થઇ ભલે આપણી સાથે સંપથી રહે. એમ કરવાથી શાંત થઇ સુખ પામશે, ને અર્દ્ધ રાજ્ય પામી, સારી રીતે ચાલનાર બંધુઓ પ્રતિ અત્યંત ધનનો મત જાણવા અને તેને યુધિષ્ઠિર પણ સારી રીતે શાંતિ રહેશે. પ્રજાનું હિત થશે ને દુર્યો-પાંડવ વચ્ચે શાંતિ થાય, તો હું રાજી થાઉં. વાક્ય કહેવા સારૂ, જો કોઈ દૂત જાય, ને કૌરવ-
... તે દૂત એવી રીતે કરે કે, કૌરવોમાં

અગ્રેસર ભીષ્મ, મોટા પ્રભાવવાળા ધૃતરાષ્ટ્ર, પુત્ર સહિત દ્રોણાચાર્ય, વિદુર, કૃપાચાર્ય, કર્ણ તથા શકુનિ એટલાઓની વિનયથી આજ્ઞા લઈ, બીજા પણ જે બળ તથા નીતિશાસ્ત્રમાં કુશળ ધૃતરાષ્ટ્રના પુત્રો તથા લોકમાં અત્યંત શૂરવીર, ધર્મ ઉપર પ્રીતિવાળા શાસ્ત્ર તથા અવસ્થાએ વૃદ્ધ હોય, તેમને ભેગા કરી કુંતિના પુત્ર યુધિષ્ઠિરનું જે રીતે કાર્ય થાય તે રીતે કહી દેખાડે. સર્વ અવસ્થાઓમાં બળવાન પાંડવોને કોપાવવા નહીં, કારણ તેઓ હવે પ્રતિજ્ઞા તરી ગયા છે, અને કૌરવોએ દ્યૂતમાં અશક્ત યુધિષ્ઠિરનું રાજ્ય હરણ કર્યું હતું. કૌરવોમાં શૂરવીર પાસાને નહીં જાણનાર યુધિષ્ઠિર રાજાને સર્વ સબંધિયોએ વાર્યા તોપણ પાસાની વિદ્યામાં ચતુર શકુનિને રમાડીને પોતે રમવા લાગ્યા. યુધિષ્ઠિર જીતે એવા રમનાર ઘણા જણ હતા તોપણ તેણે તે બધાને મૂકી શકુનિનેજ બોલાવ્યો; ત્યારે શકુનિએ તેમને પાસાની રમતમાં જીતી લીધા; કારણ તે હંમેશ પાસા ન જાણનાર સાથે રમતા હતા. તેમ છતાં હઠથી તેમણે હોડ કરવા માંડી માટે શકુનિનો કંઇ દોષ નથી. ધૃતરાષ્ટ્ર પ્રત્યે પ્રણામ કરી દૂને સામપૂર્વક કહેવું કે જેથી તેમનો પુત્ર દુર્યોધન, માની જઇ સ્વાર્થ સમજે; માટે કૌરવો પ્રત્યે યુદ્ધની આકાંક્ષા માં કરો; સામથી દુર્યોધનને બોલાવો, કારણ સામથી જીતેલો અર્થ અર્થને દેનાર થાય છે, પણ તે જ અર્થ જો યુદ્ધથી અન્યાયરૂપે મેળવાય તો અનર્થ કરે છે. વૈશંપાયન કહે છે—હે જનમેજય! બળરામે આમ કહ્યું ત્યારે સાત્યકિ યાદવ ઉઠ્યો, ને તેના વાક્યને, નિંદીને ક્રોધથી આ પ્રમાણે બોલવા લાગ્યો.

**एवं ब्रुवत्येव मधुप्रवीरे शिनिप्रवीरः सहसोत्पपात ।**
**तच्चापि वाक्यं परिनिंद्य तस्य समाददे वाक्यमिदं समन्युः ॥२५॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि बलदेववाक्ये गुर्जरभाषायां द्वितीयोऽध्यायः ॥ २ ॥**



## અધ્યાય ૩ જો. સાત્યકિનો આક્ષેપ.

**सात्यकिरुवाच—यादृशः पुरुषस्यात्मा तादृशं सप्रभाषते ।**
**यथारूपोऽतरात्मनि तथा रूपं प्रभाषसे ॥ १ ॥**

સાત્યકિ કહે છે—પુરૂષનો જેવો આત્મા હોય તેવું તે બોલે છે; માટે જેવો તમારો અંતરાત્મા છે, તેવું તમે બોલો છો. શૂરવીર પુરૂષો તથા કુત્સિત પુરૂષો હોય ને તે બેઉ પુરૂષો દૃઢ પક્ષવાળા દેખાય એ સત્ય છે. એકજ કુળમાં નપુંસક અને મહા બળવાન થાય છે, જેમ એકજ વનસ્પતિમાં એક શાખા ફળવાળી અને એક ફળ વગરની હોય છે. હે લાંગલધ્વજ! હે માધવ! તમારાં વાક્યને હું નિંદતો નથી, પણ તમારાં વચન જે સાંભળે છે, તેઓને નિંદું છું, કારણ ધર્મરાજના કંઇ પણ દોષ સભાની વચમાં નિર્ભય થઇ કોણ બોલે? પાસા રમવામાં નિપુણ કૌરવો, પાસા રમી ન જાણનાર આસક્તિ વિનાના મહાત્મા યુધિષ્ઠિરને બોલાવીને જીત્યા, એ ધર્મથી જય કેમ કહેવાય નહિ. તે તો ભાઇઓ સહિત ઘેર રમતા યુધિષ્ઠિર પ્રત્યે જઇને જીતેલા હોય તો કહેવાય, પણ તેમણે તો હંમેશ ક્ષત્રિયના ધર્મમાં તત્પર યુધિષ્ઠિર રાજાને કપટથી જીતી લીધા છે. હવે કરેલી પ્રતિજ્ઞા પાળી પાંડવો

કેમ શરણાગત થાય અને વનવાસથી મુક્ત થયા માટે હવે પોતાના પિતામહના રાજ્યને કેમ ન મેળવે? જો અધર્મથી રાજ્યની કામના કરતા હોય, તો દુર્યોધનની યાચના કરે, પણ તેમ નથી, માટે તેઓ યાચના કરવા લાયક નથી. કૌરવો તો, "વનવાસથી નિવૃત થયેલા કુંતિના પુત્ર પાંડવોને વખત પુરો થયા વગર અમે ઓળખી લીધા છે," એમ કહી ફરીથી રાજ્ય હરણ કરી લેવા ઇચ્છે છે. ધર્મયુક્ત ભીષ્મ, દ્રોણ તથા વિદુરાદિએ સમજાવ્યા તોપણ પાંડવોને એમના પિતાનું રાજ્ય આપવાનો તેઓ નિશ્ચય કરતા નથી; માટે હું તો તેઓને સંગ્રામમાં તીક્ષ્ણ બાણોથી સમજાવી મહાત્મા બુદ્ધિમાન યુધિષ્ઠિરના પગમાં પાડીશ, અને તેઓ એમના પગમાં નહીં પડે, તો તે કારભારિયો સહિત યમપુરી પ્રત્યે જશે; કારણ કોપાવિષ્ટ થયેલા તથા યુદ્ધ કરવાને ઇચ્છતા મારા વેગને, જેમ વજ્રના વેગને પર્વતો સહન ન કરી શકે, તેમ તેઓ સહન કરવા સમર્થ નથી. વળી ગાંડીવ ધનુષ્ય ધરનાર અર્જુનને, ચક્રરૂપી આયુધ ધારણ કરનાર શ્રીકૃષ્ણને, તેમ ક્રોધે ભરાયેલા મને પણ યુદ્ધમાં કોણ સહન કરી શકે એમ છે? કોઇથી સહન ન થાય એવા ભીમસેનને, યમ તથા કાળની જેને ઉપમા અપાય એવી કાંતિવાળા તથા દૃઢ ધનુષધારી નકુળ અને સહદેવને, તથા શૂરવીર વિરાટ અને દ્રુપદને સહન કરવા કોણ સમર્થ છે? તેમજ જીવવા ઇચ્છનારો કયો પુરુષ, પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન સામે થશે? દ્રૌપદીની કીર્ત્તિ વધારનાર, પાંડવો સરખા પરાક્રમવાળા તથા મદોન્મત્ત પાંચ પુત્રોને કોણ સહન કરી શકશે? દેવતાઓથી પણ સહન થાય નહીં એવા મોટા ધનુષવાળા અભિમન્યુને કોણ સહન કરશે? વળી કાળ, સૂર્ય તથા અનળની ઉપમા દેવા લાયક ગદ, પ્રદ્યુમ્ન તથા સાંબને કોણ સહન કરી શકે એમ છે? માટે અમે બધા સંગ્રામમાં શકુનિ સહિત ધૃતરાષ્ટ્રના પુત્ર તથા કર્ણને મારી, યુધિષ્ઠિરને રાજ્ય અભિષેક કરીશું. શસ્ત્ર લઇ સામા આવેલા શત્રુને મારવામાં અધર્મ નથી, પણ શત્રુ પાસે યાચના કરવી એ તો અધર્મરૂપ તથા અપકીર્ત્તિ કરનારૂં છે. યુધિષ્ઠિરના મનમાં ઇચ્છા હોય, તે પ્રમાણે તમે સાવધાન થઇ કરો, ને ધૃતરાષ્ટ્રે મૂકેલું રાજ્ય પાંડવોને પ્રાપ્ત થાઓ; કારણ હવે પાંડુના પુત્ર યુધિષ્ટિર કાં તો રાજ્ય પામે કે સંગ્રામમાં કૌરવો મરણ પામી પૃથ્વી ઉપર સુએ એજ થવાનું છે.

**अद्यपांडुसुतो राज्यं लभतां वा युधिष्ठिरः ।**
**निहतावारणे सर्वे स्वप्स्यंति वसुधातले ॥ २३ ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि सात्यकिक्रोधवाक्ये गुर्जरभाषायां तृतियोऽध्यायः ॥ ३ ॥**

## અધ્યાય ૪ થો. દ્રુપદનો અભિપ્રાય.

**द्रुपद उवाच—एवमेतन्महाबाहो भविष्यति न संशयः ।**
**न हि दुर्योधनो राज्यं मधुरेण प्रदास्यति ॥ १ ॥**

દ્રુપદ કહે છે—હે મોટા હાથવાળા! એ એમજ થશે એમાં સંશય નહીં, કારણ દુર્યોધન સામથી રાજ્ય નહીં આપે; અને પુત્ર જેને પ્રિય છે એવા ધૃતરાષ્ટ્ર પણ તેને અનુસરશે. કૃપણતાથી ભીષ્મ તથા દ્રોણ અને મૂર્ખતાથી કર્ણ તથા શકુનિ પણ તેનેજ અનુસરશે.

બળદેવજીનું વાક્ય પણ મારી સમજણમાં ઠીક લાગે છે; કારણ ન્યાયને ઇચ્છતા પુરૂષે પ્રથમ એમજ કરવું જોઇએ. ધૃતરાષ્ટ્રનો પુત્ર કોમળ વચનથી વ્યવહરવા લાયક નથી, કારણ તે પાપબુદ્ધિવાળો હોવાથી કોમળ વચને સમજશે નહીં એમ હું માનું છું. પાપ બુદ્ધિવાળા દુર્યોધન આગળ કોમળ વચન બોલવું તે ગધેડા પ્રતિ કોમળ રહી ગાયો પ્રતિ તીક્ષ્ણ થવા બરાબર છે. વળી પાપી માણસ પાસે મૃદુ વચન બોલીએ છીએ ત્યારે તે એમ જાણે છે કે આપણે કોમળ ને મૂર્ખ છીએ. તે એમ પણ માને કે "હું જીતી ચૂકયો." માટે હે સમર્થ ! તમે કહ્યું એજ રીતે કરીશું, યત્ન કરો ને આપણાં સૈન્યો તૈયાર કરાવો. શલ્ય, ધૃષ્ટકેતુ, જયત્સેન તથા સર્વ કેકય દેશના રાજાઓ પ્રત્યે ઝડપે ચાલનારા દૂતો મોકલો, કારણ દુર્યોધન ચોતરફ દૂતોને મોકલશે, તો તે સર્વ રાજાઓ અગાઉથી જેની માગણી હશે, તેની તરફ જશે. માટે તેની પૂર્વેજ આપણે રાજાઓને બોલાવવા યત્ન કરો, કારણ આપણે મોટું કાર્ય કરવાનું છે. જલદી શલ્ય તથા તેને અનુસરતા સામંત રાજાઓ તરફ દૂતો મોકલો અને પૂર્વ સાગરવાસી ભગદત્ત રાજા તથા ઘણાક પરાક્રમવાળા ઉગ્ર, હાર્દિકય, અંધક શૂરવીર દીર્ઘપ્રજ્ઞ તથા રોચમાન ઇત્યાદિ રાજાઓને આપણી પક્ષે બોલાવો. વળી બૃહંતો, સેનાજિત, પ્રતિવિંધ્ય, ચિત્રવર્મા, સુવાસ્તુક, બાહ્લિક, મુંજકેશ, ચૈદ્યાધિપતિ, સુપાર્શ્વ સુબાહુ, મહારથિ પૌરવ, શક, પલ્હવ, દરદદેશના રાજાઓ, સુરારિ, નદીજ તથા કર્ણવેષ્ટ વગેરે રાજાઓ તરફ દૂતો મોકલો. નીલ, વીરધર્મા, પરાક્રમી ભૂમિપાલ, દુર્જય, દંતવક્ત્ર, રૂકમી, જનમેજય, આષાઢ, વાયુવેગ, પૂર્વશાલી, ભૂરિતેજા, દેવક, પુત્રો સહિત એકલવ્ય, કારૂષો, પરાક્રમી ક્ષેમમૂર્તિ, કાંબોજ, ઋષિક તથા પશ્ચિમ અનુપ દેશના રાજાઓ, જયત્સેન, કાશીરાજા, પંચનદો, દુર્દ્ધર્ષ, ક્રાથપુત્ર, પર્વતવાળી જમીનના રાજાઓ, જાનકિ, સુશર્મા, મણિમાન્ય, અતિમત્સક, પાંશુરાષ્ટ્રાધિપ, પરાક્રમી ધૃષ્ટકેતુ, તુંડ, દંડધાર, પરાક્રમી બૃહત્સેન, કદાપિ પરાજય પામેલા નહીં એવા શ્રેણિમાન, વસુમાન, મોટા પરાક્રમી બૃહદ્બલ, પારકા શહેરને જીતનાર બાહુ, પુત્ર સહિત પરાક્રમી સમુદ્રસેન, ઉદ્ભવ, ક્ષેમક, વાટધાન, શ્રુતાયુ, દઢાયુ, પરાક્રમી શાલ્વનો પુત્ર તથા યુદ્ધમાં દુર્મદ કલિંગોનો રાજા કુમાર, એટલા રાજાઓને હાલને હાલ દૂતો મોકલો, એમ મને રૂચે છે. હે રાજન્ ! આ મારો પુરોહિત વિદ્વાન બ્રાહ્મણ છે, તેને ધૃતરાષ્ટ્ર પાસે મોકલો ને એને જે રીતે દુર્યોધન, શાંતનુના પુત્ર ભીષ્મ, ધૃતરાષ્ટ્ર તથા રથિઓમાં શ્રેષ્ઠ દ્રોણને જે કહેવું હોય તે કહો.

**यथा दुर्योधनो वाच्यो यथा शांतनवो नृप ।**
**धृतराष्ट्रे यथा वाच्यो द्रोणश्च रथिनांवरः ॥ २६ ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि द्रुपदवाक्ये गुर्जरभाषायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥**

## અધ્યાય ૫ મો. પુરોહિત પ્રેષણ.

**वासुदेव उवाच—उपपन्नमिदं वाक्यं सोमकानां धुरंधुरे ।**
**अर्थसिद्धिकरं राज्ञः पांडवस्यामितौजसः ॥ १ ॥**

વાસુદેવ કહે છે—સોમક વંશમાં ધુરંધર દ્રુપદ રાજાએ આવુંજ બોલવું યુક્ત છે. આ

મહા પરાક્રમી પાંડુના પુત્ર યુધિષ્ઠિર રાજાને અર્થની સિદ્ધિ કરનારૂં છે. સારી નીતિએ ચાલવાની ઇચ્છા રાખનાર આપણે એ કામ પૂર્વેજ કરવું જોઇએ, કારણ જે પુરૂષ એકદમ સાહસ કામ કરે તે બાળક બુદ્ધિવાળો કહેવાય. અમારે તો પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનાર કૌરવ તથા પાંડવો વિષે સરખો સંબંધ છે. પાંડવ વિષે કુંતિદ્વારા અને કૌરવો વિષે દુર્યોધનની કન્યા સાંબે હરણ કરી તેથી સંબંધ થયેલ છે. તોપણ વિવાહ ઉપર બોલાવ્યા ત્યારે જેમ તમે બધા આવ્યા હતા, તેમ અમે પણ બધા આજ અહિં આવ્યા છીએ. હવે વિવાહ થયા એટલે પ્રસન્ન થઇ ઘર તરફ જઇશું. આપણે બધા છીએ તેટલામાં તે બેઉનું જે રીતે સમાધાન થાય તેમ કરવું જોઇએ. તમે રાજાઓમાં મોટા છો, તેમ અવસ્થા તથા શાસ્ત્ર જાણવાથી પણ મોટા છો, ને અમે બધા તો તમારા શિષ્ય સરખા છીએ, એમાં સંશય નહીં. વળી હંમેશ ધૃતરાષ્ટ્ર તમોને અધિક માને છે. તેમ કૃપ તથા દ્રોણાચાર્યના પણ તમે મિત્ર છો, માટે હાલજ પાંડવોનું જેથી હિત થાય એવું કહેણ મોકલો. જે રીતે તમે મોકલશો તેજ રીતે અમારો સર્વનો નિશ્ચય છે. જો દુર્યોધન ન્યાય પ્રમાણે શાંત થઇ માને તો, કૌરવ પાંડવોમાં ભાઇપણું કાયમ રહેવાથી પરસ્પર મોટો ક્ષય ન થાય. પણ જો ગર્વિષ્ઠ દુર્યોધન મોહથી ન માને તો પ્રથમ બીજા રાજાઓ પ્રત્યે દૂતો મોકલી પછી અમને બોલાવજો. ગાંડીવ ધનુષવાળો અર્જુન ક્રોધાવિષ્ટ થશે, એટલે મૂઢ તથા મંદ બુદ્ધિવાળો દુર્યોધન નાશ પામશે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય! પછી પૃથ્વીપતિ વિરાટે જેનો સત્કાર કર્યો છે એવા શ્રીકૃષ્ણ, બંધુ તથા પોતાના ગણો સહિત દ્વારકાં તરફ પધાર્યા. તે પછી યુધિષ્ઠિરાદિ સર્વ ભાઇઓ તથા પૃથ્વીપતિ વિરાટરાજા સંગ્રામની સર્વ સામગ્રી તૈયાર કરાવવા લાગ્યા. બાંધવો સહિત વિરાટ તથા દ્રુપદે સર્વ રાજાઓ પ્રતિ દૂતો મોકલ્યા, ત્યારે કુરૂકુળમાં સિંહરૂપ પાંડવ, મત્સ્ય તથા દ્રુપદ રાજાનાં વચનથી મહા બળવાન રાજાઓ પ્રસન્નતાથી મોટાં સૈન્યો સહિત આવના લાગ્યા. તે સાંભળી ધૃતરાષ્ટ્રના પુત્રો પણ રાજાઓને ભેગા કરવા લાગ્યા. હે રાજન્! એ રીતે કૌરવ તથા પાંડવો વાસ્તે પ્રયાણ કરનાર રાજાઓની ચતુરંગિણી સેનાઓથી સમગ્ર પૃથ્વી વ્યાપ્ત થઇ ગઇ. પછી ચોતરફથી શૂરવીર રાજાઓનાં સૈન્યો, પર્વત તથા વન સહિત જાણે પૃથ્વીને ચલાયમાન કરતાં હોય નહીં તેની પેઠે આવવા લાગ્યાં; યુધિષ્ઠિરના મતને અનુસરતા દ્રુપદ રાજા, પોતાની બુદ્ધિ તથા અવસ્થાએ કરી વૃદ્ધ પોતાના એકપુરોહિતને કૌરવો પ્રતિ મોકલવા લાગ્યા.

ततः प्रज्ञावयोवृद्धं पांचाल्यः स्वपुरोहितं ।
कुरुभ्यः प्रेषयामास युधिष्ठिरमते स्थितः ॥ १८ ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि पुरोहितयाने गुर्जरभाषायां पंचमोऽध्यायः ॥ ५ ॥**

## અધ્યાય ૬ ઠ્ઠો. બુદ્ધિમાન દૂત.

**द्रुपद उवाच—भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिनां बुद्धिजीविनः ।
बुद्धिमत्सुनराः श्रेष्ठा नरेष्वपि द्विजातयः ॥ १ ॥**

દ્રુપદ કહે છે—હે પુરોહિત ! જેમ ભૂતોમાં પ્રાણીયો શ્રેષ્ઠ છે; પ્રાણિયોમાં બુદ્ધિથી જીવનાર અને બુદ્ધિથી જીવનારાઓમાં મનુષ્ય શ્રેષ્ઠ છે અને મનુષ્યમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે તથા બ્રાહ્મણોમાં પણ વિદ્વાન શ્રેષ્ઠ છે; વિદ્વાનોમાં પણ સિદ્ધાંત જાણનારાઓ શ્રેષ્ઠ છે. સિદ્ધાંત જાણનારાઓમાં પણ આચરણ કરનારા શ્રેષ્ઠ છે; તથા તેઓમાં વળી બ્રહ્મવેત્તાઓ શ્રેષ્ઠ છે: તેમ તમે સિદ્ધાંત જાણનારાઓમાં મુખ્ય છો એવી મારી મતિ છે. વળી કુળ, અવસ્થા તથા શાસ્ત્રથી પણ તમે અત્યંત શ્રેષ્ઠ છો, અને બુદ્ધિથી તો બૃહસ્પતિ તથા શુક્રાચાર્ય જેવા છો. જેવા આચરણવાળો કૌરવ દુર્યોધન છે, તથા જેવી રીતે કુંતિનો પુત્ર યુધિષ્ઠિર વર્તે છે, તે પણ તમે જાણો છો: ધૃતરાષ્ટ્ર જાણવા છતાં પણ તેના પુત્રોએ પાંડવોને ઉછેર્યા, ત્યારે વિદુરજીએ તેને સમજાવ્યો, તોપણ તે પોતાના પુત્રોનેજ અનુસર્યો. પાસા નાખવામાં કુશળ શકુનિએ, ક્ષત્રિયનું વ્રત પાળનાર; પવિત્ર તથા પાસાની વિદ્યામાં અજાણ્યા ધર્મરાજ યુધિષ્ઠિરને બુદ્ધિપૂર્વક બોલાવ્યા પછી પાસે રમાડી છેતરીને રાજ્ય લઇ લીધું. હવે પોતાની મેળે કોઇ અવસ્થાને વિષે નહીં આપે માટે તમે ધૃતરાષ્ટ્રના પ્રત્યે ધર્મયુક્ત વચન કહેશો તો, જરૂર તેમના યોદ્ધાઓનાં મન ફેરવી નાખશો. વિદુરજી પણ તમારા વાક્યને ટેકો આપશે, ને તે વાક્ય ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યાદિને પણ ભેદ પમાડશે: વળી પ્રધાનાદિ ભેદ પામશે; યોદ્ધાઓ વિમુખ થશે, એટલે તેઓને ફરીથી એક મત કરવાના કામમાં કૌરવો પડશે, એટલામાં એકાગ્ર બુદ્ધિવાળા પાંડવો સુખેથી સેનાનું કામ તથા સેનોપયોગી પદાર્થોનો સંચય કરી લેશે. એ રીતે કૌરવો પોતામાં ભેદ પામશે, ને તમે પણ ત્યાં વિલંબ કરશો, એટલે તેઓ સેના સંબંધી કામ કરી શકશે નહિ. મુખ્ય તો આપણને એજ પ્રયોજન છે, અને તમારા સંગથી ધૃતરાષ્ટ્ર પણ તમારૂં વચન માનશે. ધર્મયુક્ત તમે, ધર્મયુક્ત કામ કરતાં કૃપાળુ જનો પાસે પાંડવોના ક્લેશો કહી એમના પ્રાચીનોએ આચરણ કરેલો કુળધર્મ વૃદ્ધ જનો પાસે કહેતાં, કૌરવોના મનને ભેદશો એમાં સંશય નહિ, તેમાં તમને કંઇ ભય નથી, કારણ તમે વેદ જાણનારા બ્રાહ્મણ છો, અને દૂત કર્મમાં યોજના કરાયેલા છો: વિશેષે કરી તમે પુષ્પયુક્ત જયને મુહૂર્તે, યુધિષ્ઠિરને અર્થની સિદ્ધિ થવા વાસ્તે સત્વર કૌરવો પ્રતિ જાઓ. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ રીતે મહાત્મા દ્રુપદ રાજાએ કહ્યું, ત્યારે વૃત્તસંપન્ન પુરોહિતે હસ્તિનાપુર શહેર પ્રત્યે જવાની તૈયારી કરી. પછી નીતિ તથા શાસ્ત્રાર્થમાં નિપુણ વિદ્વાન પુરોહિત શિષ્યોને લઇને પાંડવોના હિત વાસ્તે કૌરવો પાસે ગયા.

शिष्यैः परिवृतो विद्वान् नीतिशास्त्रार्थकोविदः ।
पांडवानां हितार्थाय कौरवान् प्रतिजग्मिवान् ॥ १९ ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि पुरोहितयाने गुर्जरभाषायां षष्ठोऽध्यायः ॥ ६ ॥



## અધ્યાય ૭ મો. દુર્યોધન ને પાર્થનું દ્વારકાગમન.

वैशंपायन उवाच—पुरोहितं ते प्रस्थाप्य नगरं नागसाह्वयं ।
दूतान्प्रस्थापयामासुः पार्थिवेभ्यस्ततस्ततः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ રીતે દ્રુપદ રાજાએ હસ્તિનાપુર તરફ પુરોહિતને મોકલી, ચોતરફ રાજાઓ ઉપર દૂતોને મોકલ્યા. પછી કુરૂ કુળમાં ઉત્પન્ન થયેલા તથા પુરૂષમાં શ્રેષ્ઠ કુંતિના પુત્ર અર્જુન દ્વારકા તરફ ગયા. હવે વૃષ્ણિ, અંધક તથા ભોજ કુળના હજારો યાદવ સહિત બળદેવજી તથા લક્ષ્મિનાપતિ શ્રીકૃષ્ણ દ્વારકા રહેલા હતા. પછી મોકલેલા છુપા દૂતોથી ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને, સર્વ પાંડવોનું ચેષ્ટિત જાણવામાં આવ્યું, અને વાયુ સરખા વેગવાળા ઘોડાઓ જોડી શ્રીકૃષ્ણ દ્વારકાં ગયા એમ પણ સાંભળવામાં આવ્યું. થોડુંક સૈન્ય લઇ દુર્યોધન દ્વારકાં ગયો. તેજ દિવસે કુંતિના પુત્ર અર્જુન પણ મનોહર દ્વારકાંપુરી પોહોંચ્યા. હવે પુરૂષમાં સિંહરૂપ અને કુરૂ કુળમાં ઉત્પન્ન થયેલા તે બેઉજણા, દ્વારકાંમાં શ્રીકૃષ્ણના ઘર પ્રત્યે જઇ તેમને સુતેલા જોઇ તેમની પાસે ગયા. તેમાં જ્યાં શ્રીકૃષ્ણ સુતા હતા ત્યાં પ્રથમ દુર્યોધન જઇ તેમના ઓશિકાની તરફ શ્રેષ્ઠ આસન ઉપર બેઠો. તે પછી ઉદાર ચિત્તવાળા અર્જુન ગયા, તે પણ તેમને સુતેલા જોઇ નમ્ર થઇને, તેમના ચરણારવિંદની બાજુ પર બેઠા. એટલામાં જાગ્રત થયેલા મધુસૂદન શ્રીકૃષ્ણે પ્રથમ અર્જુનને જોયો, પછી દુર્યોધનને જોઇ "તમે ભલે આવ્યા" એમ કહી તેઓનો ઘટતો સત્કાર કરી, તેમને આવવાનું કારણ પૂછ્યું. ત્યારે જાણે હસતો હોય નહીં તે રીતે દુર્યોધને શ્રીકૃષ્ણને કહ્યું કે, હે માધવ ! આ કજીઆમાં તમો મને સહાયતા આપવા યોગ્ય છો. કારણ કે તમોને અર્જુન તથા મારે વિષે સરખી મિત્રતા છે, ને અમારો સંબંધ પણ તમારે વિષે સરખો છે. હું તમારી પાસે અગાઉથી આવ્યો છું, સત્પુરૂષો અગાઉથી આવનારનેજ ભજે છે. હે જનાર્દન ! તમે લોક વિષે સત્પુરૂષોમાં અત્યંત શ્રેષ્ઠ છો, ને હંમેશ તેવા મનાયલા પણ છો, વાસ્તે સત્પુરૂષના વ્રતને પાળો.

શ્રીકૃષ્ણે કહ્યું કે, અહિં મારી પાસે પહેલાંથી તું આવ્યો એમાં સંશય નહીં, પણ હે રાજન્ ! મેં તો પ્રથમ અર્જુનને દીઠો માટે તું જેમ પ્રથમ આવ્યો, તેમ મેં એને પ્રથમ જોયો છે તેથી સહાયતા તો બેઉને કરીશ, પણ પ્રથમ બાળકોને ગમતું કરવું એમ શ્રુતિ કહે છે માટે અર્જુન તારાથી નાનો છે વાસ્તે પ્રથમ એને ગમતું કરવું યોગ્ય છે. મારા સરખા પરાક્રમી મોટા સંગ્રામમાં યુદ્ધ કરનારા અને કોપથી સહન થાય નહીં એવા નારાયણ નામથી વિખ્યાત દશ લાખ ગોપ એકના સૈનિક થાય, અને શસ્ત્ર જેણે મૂકી દીધું છે તથા સંગ્રામમાં યુદ્ધ ન કરનારો હું બીજી બાજુ રહું. હે પાર્થ ! એ બેમાંથી જે એક તારા મનને ગમે તે તું આગળથી માગ, કારણ ધર્મથી તને ઇચ્છિત વસ્તુ પ્રથમ આપવી લાયક છે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ રીતે શ્રીકૃષ્ણે કહ્યું ત્યારે કુંતિના પુત્ર અર્જુને, સંગ્રામમાં શસ્ત્ર નહીં ધરનાર, શત્રુને મારનાર, પોતાની ઇચ્છાથી મનુષ્યો વિષે પ્રગટ થયેલા અને સર્વ ક્ષત્રિય તથા દેવ દાનવમાં અગ્રેસર નારાયણ રૂપ શ્રીકૃષ્ણને માગી લીધા. દુર્યોધને પછી સર્વ સૈન્ય માગી લીધું. દુર્યોધન રાજા, દશ લાખ યોદ્ધાઓને પામી શ્રીકૃષ્ણને શસ્ત્ર વગર સહાય કરનાર જાણીને, પરમ હર્ષ પામ્યો, ને ત્યાંથી સૈન્ય સાથે લઇ મહા બળવાન બળદેવજી પાસે ગયો, અને તેમને પોતાને આવવાનું કારણ નિવેદન કરી દેખાડ્યું. બળદેવજીએ તેને આવી રીતે કહ્યું કે, હે મનુષ્યમાં વ્યાઘ્રરૂપ ! જે રીતે તું જાણે છે તે રીતે બધું થવા યોગ્ય છે. મેં પૂર્વે તારે વાસ્તે વિરાટ રાજાને ત્યાં વિવાહ સમયે નિગ્રહ કરી કૃષ્ણને વારંવાર કહ્યું હતું જે, "આપણે બેઉ સાથે સંબંધ એક સરખોજ છે, પણ તે વાક્ય

કૃષ્ણના માન્યામાં બરોબર આવ્યું નહીં, ને તેના વિના ક્ષણ માત્ર પણ હું રહી શકું નહીં. વાસ્તે હું અર્જુનની વા તારી કોઇની સહાયતા નહીં કરું, એમ મેં નિશ્ચય કર્યો છે; માટે હે પુરૂષમાં શ્રેષ્ઠ ! તું સર્વ રાજાઓથી પૂજાયલો ભરત વંશમાં ઉત્પન્ન થયો છે, વાસ્તે જા, ક્ષત્રિય ધર્મથી યુદ્ધ કર.

વૈશંપાયન કહે છે—હે જનમેજયરાય ! એ રીતે બળદેવજીએ કહ્યું ત્યારે દુર્યોધન; તેમને મળી શસ્ત્ર વગરના કૃષ્ણને જાણી; સંગ્રામમાં અર્જુનને હું જીતેલોજ છું એવું માનવા લાગ્યો. પછી ત્યાંથી ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન રાજા કૃતવર્મા પાસે ગયો. ત્યારે તેણે એક અક્ષૌહિણી સેના આપી જે લઇને ભયંકર સૈન્યથી વિંટાયલો દુર્યોધન, પ્રસન્ન થઇ સંબંધીઓને અત્યંત હર્ષ આપતો પોતાને ઘેર ગયો. પછી પિતાંબર ધારણ કરનાર જગત કર્તા જનાર્દન ભગવાને અર્જુનને પૂછ્યું કે, યુદ્ધ નહીં કરનાર મને તું કયી બુદ્ધિનો આશ્રય કરીને વર્યો ? તે સાંભળી અર્જુને કહ્યું કે, તમો તે બધાઓને મારવા સમર્થ છો, એમાં સંશય નહીં. હે પુરૂષમાં શ્રેષ્ઠ ! હું પણ એકલો તે બધાઓને મારવા સમર્થ છું, પણ તમે જો શસ્ત્ર ધારણ કરેલ હો, તો લોકમાં તમે કીર્ત્તિમાન હોવાથી તે બધો યશ તમને પ્રાપ્ત થશે, માટે યશની ઇચ્છાવાળો હું શસ્ત્ર વગરના તમોને વર્યો છું; જેથી મને યશ પ્રાપ્ત થાય. તમારે મારૂં સારથિપણું કરવું, એવી હમેશ મારા મનમાં આશા છે: માટે ઘણા કાળથી ઇચ્છા કરેલું મારૂં કામ તમો કરવા લાયક છો. તે સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે, હે પાર્થ ! મારી સાથે તું જે યશ વાસ્તે સ્પર્દ્ધા કરે છે તે યુક્ત છે, હું તારૂં સારથિપણું કરીશ, આ તારૂં કામ પૂર્ણ થાઓ. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ રીતે પ્રસન્ન થઇ શ્રેષ્ઠ યાદવોથી વિંટાયલા અર્જુન ત્યાંથી શ્રીકૃષ્ણ સહિત પાછા યુધિષ્ઠિર પાસે ગયા.

**एवं प्रमुदितः पार्थः कृष्णेन सहितस्तदा ।**
**वृतो दाशार्हप्रवरैः पुनरायाद्युधिष्ठिरं ॥ ३९ ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वाणि कृष्णसारथ्यस्वीकारे गुर्जरभाषायां सप्तमोऽध्यायः ॥ ७ ॥**

## અધ્યાય ૮ મો. શલ્યે યુધિષ્ઠિરને આપેલું વચન.

**वैशंपायन उवाच—शल्यः श्रुत्वा तु दूतानां सैन्येन महतावृतः ।**
**अभ्ययात्पांडवान् राजन् सहपुत्रैर्महारथैः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! હવે શલ્યરાજા, દૂતોનાં વચન સાંભળી મોટા સૈન્યથી વિંટાઇને મહારથિ પુત્ર સહિત પાંડવો તરફ આવવા લાગ્યો, તેની સેનાનો ફેલાવો આશરે ૭ ગાઉમાં હતો. હે રાજન્ ! તે એવી મોટી સેનાને, મહા પરાક્રમી શલ્યરાજા પોષણ કરતો હતો. હવે વિચિત્ર પ્રકારનાં કવચ, ધ્વજ, ધનુષ, રથ, વાહન તથા આભરણવાળા, નાના પ્રકારની માળા તથા શસ્ત્ર ધારણ કરનારા અને પોતાના દેશ સરખા વેષ તથા ઘરેણાંવાળા હજારો શૂરવીર ક્ષત્રિયો જેની સેનાના નાયકો છે એવો તે મહાત્મા શલ્યરાજા, પ્રાણિયોને વ્યથા પમાડતો અને પૃથ્વીને કંપાવતો હોય નહીં તેમ મોટી સેનાને વિસામો આપતાં ધીરે ધીરે જે દેશમાં પાંડવો હતા ત્યાં જતો હતો. હે રાજન્ ! મહારથિને જતો સાંભળી તેની

સામે જઇ દુર્યોધને તેનો સત્કાર કરવા માંડ્યો. તે એવી રીતે કે, તેના સત્કાર વાસ્તે રમણીય સ્થાનોમાં રત્નજડિત શોભાયમાન સભાઓ કરાવી, તેમાં વિવિધ પ્રકારના શીલ્પિયો પાસે ક્રીડાનાં સ્થાનકો કરાવ્યાં, તથા સુગંધી માળાઓ, નાના પ્રકારનાં માંસો, અને ખાવા પીવાના ઉત્તમ પદાર્થો રખાવ્યા. વળી તેમાં મનને હર્ષ વધારનાર વિવિધ પ્રકારના કુવા, નાના પ્રકારની વાવો તથા પાણીનાં ટાંકાં પણ કરાવ્યાં. હવે તે પહેલાં મુકામ પ્રત્યે આવેલા શલ્ય રાજાનો, દુર્યોધનના કારભારીઓએ ચોતરફથી દેવતાઓની પેઠે સત્કાર કર્યો. પછી ત્યાંથી ક્ષત્રિયમાં શ્રેષ્ઠ શલ્યરાજા, દેવતાના ઘર સરખી શોભાયમાન બીજી ખેપ પર આવ્યો, તો ત્યાં પણ અમાનુષ નાના પ્રકારના કલ્યાણરૂપ વિષયોથી પોતાના આત્માને ઇંદ્રથી પણ અધિક માની, પ્રસન્ન થઇ તેણે પૂછ્યું કે, યુધિષ્ઠિરના જે નોકરોએ આ સભાઓ બનાવી હોય તેમને અહિં બોલાવો, મારે કંઇ આપવાનું છે. જે કંઈ હું પ્રસન્નતાથી તેમને આપું તે યુધિષ્ઠિર પણ સ્વીકાર કરે. તે સાંભળી વિસ્મય પામેલા દુર્યોધને કહ્યું કે, અત્યંત પ્રસન્ન થયેલો શલ્ય આ વખતે પોતાનું જીવિત પણ આપી દે, વાસ્તે તેની પાસે જાઓ. તે સાંભળી છુપો રહેલો દુર્યોધન મામા પાસે આવી ઉભો રહ્યો. તેને જોઇ “ આ એનો યત્ન છે ” એમ જાણી મદ્રદેશનો રાજા શલ્ય તેને મળી પ્રસન્નતાથી કહેવા લાગ્યો કે, જે તારી ઇચ્છા હોય તે માગ. તે સાંભળી દુર્યોધને કહ્યું કે, હે કલ્યાણરૂપ ! તમે સત્યવાણીવાળા થાઓ, ને હું એ વર માગુ છું કે, તમે મારી સેનાના નાયક થાઓ.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! તે સાંભળી શલ્ય બોલ્યો કે, ઠીક તેમ કરીશ, વળી બીજું શું કરૂં ? ત્યારે ગાંધારીના પુત્ર દુર્યોધને વારંવાર નમી કહ્યું કે, એજ ઘણું કર્યું ! પછી શલ્યે કહ્યું કે હે મનુષ્યમાં શ્રેષ્ઠ દુર્યોધન ! તું તારા શહેર પ્રત્યે જા. હું શત્રુને દમન કરનાર યુધિષ્ઠિર રાજાને જોવા સારૂ જઇશ. તેને જોઇ પાછો તારી પાસે આવીશ; કારણ પુરૂષમાં શ્રેષ્ઠ પાંડુના પુત્ર યુધિષ્ઠિરને જરૂર મળવું જોઇએ. દુર્યોધન બોલ્યો કે, હે રાજન્ ! પાંડવોને જોઇ તમે સત્વર પાછા આવજો, કારણ હે રાજેંદ્ર ! મને આપેલા વરને સંભારો અમે તમારે આધીન છીયે. શલ્યે કહ્યું કે હે રાજન્ ! તારૂં કલ્યાણ થાઓ, હું જલદી પાછો આવીશ, તું તારા શહેર પ્રત્યે જા. એમ કહી દુર્યોધન તથા શલ્ય રાજા પરસ્પર મળ્યા. પછી દુર્યોધન શલ્યની આજ્ઞા માગી પોતાના શહેર પ્રત્યે ગયો. શલ્ય પણ પાંડવોને દુર્યોધનનું કર્મ કહેવા સારૂ, જ્યાં તેઓ રહેતા હતા તે ઉપપ્લવ્ય શહેરમાં ગયો. ત્યાં સેનાના પડાવ પાસે જઇ તે મોટા હાથવાળા શલ્યે સર્વ પાંડવોને જોયા. પાંડવોએ વિધિથી તેને પાદ્ય અર્ઘ્ય આપી એક ગાય નિવેદન કરી, તે ગ્રહણ કરી પરમ હર્ષયુક્ત શલ્ય રાજા, યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન તથા પોતાની બહેનના પુત્ર નકુળ અને સહદેવ, એ સર્વને મળી આપેલા આસન ઉપર બેઠા; પછી યુધિષ્ઠિર પ્રત્યે તે કહેવા લાગ્યા કે, હે કુરૂનંદન ! હે રાજાઓમાં સિંહરૂપ ! તમે કુશળ છો ? હે જય કરનારાઓમાં શ્રેષ્ઠ ! અરણ્યવાસથી તમે મુક્ત થયા તે બહુ સારૂં થયું. હે રાજેંદ્ર ! તમે ભાઇયો તથા દ્રૌપદી સહિત, મનુષ્ય વિનાના વનમાં નિવાસ કર્યો, તે કોઇથી ન બને એવું કર્મ કર્યું ? વળી હે ભારત ! તમે જે ભયંકર અજ્ઞાતવાસ કર્યો, તે પણ કોઇથી ન બને એવું કર્મ કર્યું અને ત્યાં રાજ્યથી ભ્રષ્ટ થયેલા તમોને દુઃખજ હોય, સુખ ક્યાંથી હોય ? હે શત્રુને તપાવનાર ! હવે ધૃતરાષ્ટ્રના પુત્રોએ આપેલા મોટા દુઃખનો અંત આવ્યો, માટે શત્રુને મારી સુખ પામશો. હે તાત ! હે મહારાજ ! તમે લોકના સિદ્ધાંત જાણો છો તેથી કાંઇપણ લોભ

વાસ્તે કરતા નથી. હે ભારત ! હે યુધિષ્ઠિર ! પ્રાચીન રાજાઓના માર્ગોને ઇચ્છો, અને દાન, તપ તથા સત્ય વિષે તત્પર રહો. હે યુધિષ્ઠિર ! ક્ષમા, દમ, સત્ય અહિંસા તથા આશ્ચર્યરૂપ રૂડો પરલોક, એ તો તમારે વિષેજ રહ્યાં છે. હે રાજન્ ! તમે કોમળ, દાન દેનાર, બ્રાહ્મણ જેને વ્હાલા છે એવા દયાળુ તથા ધર્મમાં તત્પર છો. ધર્મ તમારે વિષે રહેલો છે, એમ ઘણો લોક જાણે છે. હે શત્રુને તપાવનાર ! હે તાત ! સર્વ જગત તમારૂં જાણેલુ છે. હે રાજન્ ! તમે આ કષ્ટનો પાર પામ્યા, એ બહુ સારૂં થયું. હે સમર્થ ! દુષ્કર કર્મ કરનાર, ધર્મના આશ્રયભૂત તથા ધર્માત્મા તમોને નાના ભાઇયો સહિત હું જોઉં છું, એ ઘણું સારૂં થયું.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ રીતે કહી શલ્ય રાજાએ, યુધિષ્ઠિરને પોતાનો દુર્યોધન સાથે થયેલો સમાગમ, તેણે કરેલી સેવા તથા તેને પોતે આપેલું વરદાન, ઇત્યાદિ બનેલી સર્વ હકીકત કહી દેખાડી. તે સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે રાજન્ ! પ્રસન્ન થયેલા તમોએ વાણીથી દુર્યોધન સાથે પ્રતિજ્ઞા કરી, તે ઠીક કર્યું, તમારૂં કલ્યાણ થાઓ. હે પૃથ્વીના પતિ ! એક કામ તમારે મારૂં કરવું, એવી હું ઇચ્છા રાખું છું. તે કામ કરવા યોગ્ય નથી તોપણ તમે તે કરવા લાયક છો. હે વીર ! મારી ઉપર નજર રાખી હું વિનંતિ કરૂં તે સાંભળો. હે મહારાજ ! યુદ્ધમાં તમે વાસુદેવ સરખા છો, માટે કર્ણ તથા અર્જુનનું રથમાં બેસી યુદ્ધ થાય, તે વખતે કર્ણનું સારથિપણું તમારે કરવું. જો મારૂં પ્રિય ઇચ્છતા હો તો અર્જુનની રક્ષા કરવી. અમારો જય થાય માટે કર્ણના તેજનો વધ કરવો. હે માતુલ ! એ કામ કરવા યોગ્ય નથી તોપણ તમે કરવા લાયક છો. શલ્યે કહ્યું કે હે પાંડવ ! તમારૂં કલ્યાણ થાઓ. મહાત્મા સૂતના પુત્ર કર્ણના સંગ્રામમાં તેનો તેજવધ કરવા સારૂ તમે મને કહો છો, તે પ્રમાણે કરવા હું સંગ્રામમાં તેનો સારથિ થઇશ. મને વાસુદેવ ભગવાન સરખો માનો છો. હે કુરૂકુળમાં સિંહરૂપ ! સંગ્રામમાં જે સમયે કર્ણ યુદ્ધ કરશે, તે સમયે હું તેને પ્રતિકૂળ તથા અહિતનાં વચન કહીશ. હે પાંડવ ! તે ગર્વ તથા તેજ રહિત થશે ને તમે તેને મારી શકશો, એ હું સત્ય કહું છું. હે તાત ! તમે મને કહો છો તે જ રીતે હું કરીશ, અને બીજું પણ જે મારાથી બનશે તે તમારૂં પ્રિય કરીશ. અહા ! દ્યૂતવિષે દ્રૌપદી સહિત તમે દુઃખને પ્રાપ્ત થયા તથા સૂતપુત્ર કર્ણે કઠોર વચન કહ્યાં. જટાસુર તથા કીચકથકી દ્રૌપદીને ક્લેશ થયો એ રીતે દમયંતીની પેઠે તેને પણ ઘણું દુઃખ પડ્યું ! હે વીર ! એ સર્વ દુઃખ પાછળથી સુખરૂપ થશે, એ વિષે તમારે શોચ કરવો નહીં, કારણ વિધાતા અત્યંત બળવાન છે. હે યુધિષ્ઠિર ! મહાત્મા પુરૂષો દુઃખ પામે છે, દેવતાઓ પણ દુઃખને પ્રાપ્ત થાય છે. હે ભારત ! હે રાજન્ ! સ્ત્રી સહિત મહાત્મા દેવતાઓના રાજા ઇંદ્રે પણ દુઃખ અનુભવ્યું હતું.

इंद्रेण श्रूयते राजन् सभार्येण महात्मना ।
अनुभूतं महद्दुःखं देवराजेन भारत ॥ ५४ ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि शल्यवाक्ये गुर्जर-भाषायामष्टमोऽध्यायः ॥ ८ ॥

## અધ્યાય ૯ મો. ઇન્દ્રને પડેલું દુઃખ.

**युधिष्ठिर उवाच ॥ कथमिंद्रेण राजेंद्र सभार्येण महात्मना ।**
**दुःखं प्राप्तं परं घोरमेतदिच्छामि वेदितुं ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે—હે રાજેંદ્ર! મહાત્મા ઈંદ્ર સ્ત્રીસહિત કેવી રીતે ભયંકર દુઃખને પ્રાપ્ત થયો તે હું જાણવા ઇચ્છું છું. તે સાંભળી શલ્યે કહ્યું કે–હે રાજન્! સ્ત્રીસહિત ઈંદ્ર કેવી રીતે દુઃખ પામ્યો, તે ઉપર એક પ્રાચીન ઇતિહાસ કહું તે સાંભળો. દેવતાઓમાં શ્રેષ્ઠ મોટા તપવાળા ત્વષ્ટા નામે પ્રજાપતિ હતા. તેમણે ઈંદ્રના દ્રોહથી ત્રણ મસ્તકવાળો એક પુત્ર ઉત્પન્ન કર્યો. તે મહા કાંતિમાન વિશ્વરૂપ નામના પુત્રે, સૂર્ય, ચંદ્ર તથા અગ્નિની જેને ઉપમા અપાય એવા ભયંકર ત્રણ મુખથી ઈંદ્રના સ્થાનકની પ્રાર્થના કરવા માંડી. વિશ્વરૂપ એક મુખથી વેદ ભણતો, બીજા મુખથી મદિરા પીતો અને ત્રીજા મુખથી સર્વ દિશાઓને જાણે પીતો હોય નહીં તેમ જોતો હતો. તે કોમળ હૃદયવાળો, ઈંદ્રિયોને નિયમમાં રાખનાર અને ધર્મ તથા તપવિષે તત્પર રહેતો. હે શત્રુને દમન કરનાર! એ રીતે બીજાથી દુઃખે કરી ન બને એવા દુષ્કર તપને કરનાર તથા તેજવાળા વિશ્વરૂપનું તપોબળ તથા સત્ય જોઈ, “આ ઈંદ્ર થશે!” એવી શંકાથી ઈંદ્રને ખેદ થયો. તે વિચારવા લાગ્યો કે, કેવી રીતે ભોગ ભોગવવામાં તે જોડાય, ને તપ કરવું છોડી દે; કારણ તે વધશે તો બધા ત્રિલોકને ગળી જશે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! એ રીતે બુદ્ધિમાન્ ઈંદ્રે ઘણીક તરેહથી વિચાર કરી, ત્વષ્ટાના પુત્રને લોભાવવા વાસ્તે અપ્સરાઓને આજ્ઞા કરી. હે અપ્સરાઓ! જે રીતે તે ત્રણ મસ્તકવાળો વિશ્વરૂપ કામભોગને વિષે જોડાય, તે રીતે તેને લોભાવો. જાઓ રૂડા શૃંગાર સજો અને સુંદર વેષ ધરી મનોહર હાર પહેરી રૂડા કટિપશ્ચાદ્ ભાગવાળી તમે સર્વ, હાવભાવ યુક્ત સૌંદર્યથી તેને લોભાવી મારો ભય શમાવો, તમારૂં કલ્યાણ થાઓ. હે શ્રેષ્ઠ સ્ત્રિયો! હે અબળાઓ! હું મારા આત્માને સ્વસ્થ જાણતો નથી, માટે મારા મહા ઘોર ભયનો તમે જલદી નાશ કરો. તે સાંભળી અપ્સરાઓએ કહ્યું કે, હે બળને મારનાર! હે ઈંદ્ર! જે રીતે તમે ભયને નહીં પ્રાપ્ત થાઓ, તે રીતે તેને લોભાવવા અમે યત્ન કરશું. હે દેવ! આ તપનો ભંડાર અને નેત્રે કરી જાણે બાળી નાખતો હોય નહીં, એ રીતે બેઠેલા તેને લોભાવવા સારૂ અમે સર્વ એકઠી થઇ જઇયે છીયે. તેને વશ કરવા તથા તમારો ભય ટાળવા અમે યત્ન કરશું.

શલ્યે કહ્યું–હે યુધિષ્ઠિર! પછી ઇંદ્રે જેને આજ્ઞા આપી છે એવી અપ્સરાઓ, વિશ્વરૂપની આગળ જઇ વિવિધ પ્રકારના હાવભાવથી તેને લોભાવવા લાગી, નિરંતર પોતાનાં અંગનું સૌંદર્ય તેને દેખાડવા લાગી તોપણ તે મહાત્મા વિશ્વરૂપ જરાએ મોહ પામ્યો નહિ. તે ઈંદ્રિયો વશ કરી પૂર્વ સમુદ્ર જેવો શાંત થઇ બેસી રહ્યો. અપ્સરાઓએ ઘણોક યત્ન કર્યો, પણ અંતે હારીને તેઓ સર્વ ઈંદ્ર પાસે પાછી ગઈ, અને હાથ જોડી ઈંદ્રને કહેવા લાગી કે, હે સમર્થ! દુઃખથી સહન ન થાય એવા એ તપસ્વી બ્રાહ્મણને, અમે ધૈર્યથી ચલાયમાન કરવા સમર્થ નથી. હે ભગવાન! હવે તમારે જે કંઇ કરવું હોય તે કરો. અપ્સરાઓનાં વચન સાંભળી ‘બહુ સારૂં,’ એમ કહી ઈંદ્રે તેઓને રજા આપી. હે યુધિષ્ઠિર! એ રીતે મહા બુદ્ધિમાન્, પ્રતાપવાન તથા દેવતાઓના રાજા શૂરવીર ઈંદ્રે, બોલતા રહી જઇ મનમાં વિચાર કર્યો કે, ત્રણ મસ્તકવાળા બ્રાહ્મણને મારવાનો વજ્ર વિના બીજો ઉપાય નથી; એથી

તે જલદી નાશ પામશે. આગળ વધેલો શત્રુ દુર્બળ હોય તોપણ બળવાને તેની ઉપેક્ષા કરવી નહીં, એમ શાસ્ત્રબુદ્ધિથી તેને મારવાનો મનમાં દૃઢ નિશ્ચય કરીને, ઇંદ્રે અગ્નિ જેવું ભયંકર જેનું રૂપ છે એવું વજ્ર ક્રોધથી ત્રણ મસ્તકવાળા વિશ્વરૂપ પર મૂક્યું. વજ્રથી હણાયલો તે વજ્રથી કપાયલું પર્વતનું શિખર પડે તેમ પૃથ્વી ઉપર પડ્યો, પણ તપેલો ઇંદ્ર, વજ્રથી નાશ પામી સૂતેલા પર્વત સરખા વિશ્વરૂપને જોઇને સુખ પામ્યો નહીં; કારણ, હે યુધિષ્ઠિર! તેના મનને એમ થયું કે, "આ મારેલો છે તોપણ જીવતા જેવો કાંતિમાન દેખાય છે ને એનાં મસ્તક પણ જીવતાં હોય તેવાં તાજાં લાગે છે" એને જોઇ તે વિચાર કર્યા કરતો હતો એટલામાં હે મહારાજ! જે અરણ્યમાં વિશ્વરૂપ પડ્યો હતો ત્યાં એક સુતાર ખભે ફરશી લઇને આવ્યો. તેને જોઇ ઇંદ્રે કહ્યું કે, મારા વચનથી તું આ સૂતેલાનું મસ્તક કાપી નાંખ. તે સાંભળી સુતારે કહ્યું કે, આ અત્યંત મોટા ફળવાળી ફરશી ભાગી પડે અને હું સત્પુરૂષોએ નિંદા કરેલું કર્મ કરવા સમર્થ નથી. ત્યારે ઇન્દ્રે કહ્યું કે, તું ભય માં રાખ. મારા કહ્યા પ્રમાણે કર, ને મારા પ્રસાદથી તારૂં શસ્ત્ર વજ્ર સરખું થશે. તે સાંભળી સુતાર બોલ્યો કે, આ ઘોર કર્મ કરનાર તું કોણ છે? તે હું જાણવા ઇચ્છું છું, માટે મને યથાર્થ કહે? ઇન્દ્રે કહ્યું કે હે સુતાર! હું દેવતાઓનો રાજા ઇન્દ્ર છું ને મારૂં કહ્યું કર, કંઇપણ વિચાર કર નહીં. સુતારે કહ્યું કે, હે ઇન્દ્ર! આવાં ક્રૂર કર્મથી તું લજ્જા નથી પામતો ને આ ઋષિના પુત્રને મારી બ્રહ્મહત્યાનો ભય રાખતો નથી? તે સાંભળી ઇન્દ્રે કહ્યું કે, પવિત્ર થવા વાસ્તે હું દુષ્કર ધર્મ પાળીશ. આ મોટો પરાક્રમી મારો શત્રુ હતો, તેથી વજ્રે કરી મેં એને માર્યો, તોપણ હે સુતાર! હજી હું ભય પામું છું, માટે તું એનાં માથાં કાપી નાંખ, હું તારી ઉપર અનુગ્રહ કરીશ. મનુષ્યો યજ્ઞમાં તને પશુનાં મસ્તકરૂપી ભાગ આપશે, માટે મારૂં પ્રિય કર.

શલ્યે કહ્યું—હે યુધિષ્ઠિર! આ વચન સાંભળી સુતારે કુવાડાથી તેનાં ત્રણે માથાં કાપી નાખ્યાં. ઇંડાંથી જેની ઉત્પત્તિ છે એવાં પક્ષિયો તેમાંથી નિકળ્યાં. જે મુખથી તે વેદ ભણતો તથા સોમ પાન કરતો તે મુખમાંથી કપિંજલ નામનાં પક્ષિયો, ને જેણે કરી તે સર્વ દિશાઓને પીતો હોય નહીં એમ જોતો હતો, તે મુખમાંથી તેતર નામનાં પક્ષિયો અને મદિરા પીવાનું જે તેનું ત્રીજું મુખ હતું તેમાંથી કલવિંક તથા શ્યેન નામનાં પક્ષિયો નિકળ્યાં. એ રીતે તેનાં માથાં કપાયાં ત્યારે તાપ જેનો ટળી ગયો છે એવો ઇંદ્ર, પ્રસન્ન થઇ સ્વર્ગે ગયો. સુતાર પણ પોતાના ઘર પ્રત્યે ગયો. પછી દૈત્યનો શત્રુ ઇન્દ્ર, શત્રુને મારી પોતાના આત્માને કૃતાર્થ માનતો હતો, તેટલામાં "ઇન્દ્રે પોતાના પુત્રને માર્યો" તેની ત્વષ્ટા—પ્રજાપતિને ખબર પડી. ક્રોધથી રાતાં થયાં છે નેત્ર જેનાં એવા તે પ્રજાપતિ આવી રીતે વચન બોલ્યા કે, નિરંતર તપશ્ચર્યા કરનાર, ક્ષમાવાન તથા જીતેંદ્રિય એવા મારા પુત્રને અપરાધ વગર ઇન્દ્રે મારી નાખ્યો વાસ્તે તેના નાશ માટે હું વૃત્રને ઉત્પન્ન કરૂં છું. લોકો મારા તપોબળ તથા પરાક્રમને જુઓ. પાપ બુદ્ધિવાળો દુરાત્મા ઇન્દ્ર શિક્ષા પામે એમ કહી અત્યંત મોટા યશવાળા તથા ક્રોધથી તપેલા ત્વષ્ટા—પ્રજાપતિ, આચમન લઇ અગ્નિમાં હોમ કરીને, ભયંકર વૃત્રાસુરને ઉત્પન્ન કરી તેને કહેવા લાગ્યા કે, હે ઇન્દ્રના શત્રુ! મારા તપના પ્રભાવથી તું અત્યંત વૃદ્ધિ પામ. સૂર્ય તથા અગ્નિની જેને ઉપમા અપાય એવો વૃત્રાસુર સ્વર્ગને સ્તંભન કરી વૃદ્ધિ પામ્યો. ઉદય પામેલા કાળસૂર્ય સરખો તે, "હું

ત્વષ્ટાને પૂછવા લાગ્યો. ત્વષ્ટાએ કહ્યું કે, ઇન્દ્રને મારી નાખ. ઋષિનાં વચન સાંભળી તે સ્વર્ગ ભણી ગયો. હે કુરૂસત્તમ! ત્યાં ક્રોધ પામેલા વૃત્ર તથા ઇન્દ્રનું મોટું ભયંકર યુદ્ધ થવા લાગ્યું. કોપેલો શૂરવીર વૃત્રાસુર, દેવતાના રાજા ઇન્દ્રને ઝાલી, પોતાનું મોઢું ફાડી તેને ગળી ગયો. સંભ્રાંત થઈ મહા બળવાન દેવતાઓએ વૃત્રાસુરને નાશ કરનારી જૃંભિકા ઉત્પન્ન કરી જેથી તે બગાસાં ખાવા લાગ્યો. આવરણ રહિત થયેલા તેના મુખમાંથી, બળનો શત્રુ ઇન્દ્ર પોતાનાં અંગ સંકોચી બહાર નિકળ્યો, ત્યારથી જૃંભિકા લોકના પ્રાણનો આશ્રય કરી રહી, ને બહાર નિકળેલા ઇન્દ્રને જોઈ સર્વ દેવતાઓ પ્રસન્ન થયા. હે ભરતર્ષભ! ક્રોધથી અત્યંત તપેલા વૃત્ર તથા ઇન્દ્રનું ફરીથી ભયંકર યુદ્ધ પ્રવર્તમાન થયું. પછી જ્યારે ત્વષ્ટાના તેજથી બળવાન વૃત્ર વૃદ્ધિ પામ્યો, ત્યારે ઇન્દ્ર યુદ્ધથી નિવૃત્ત થયો. તેને જોઈ દેવતાઓ અત્યંત ખેદ પામ્યા. હે ભારત! ત્વષ્ટાના તેજથી મોહ પામેલા સર્વે દેવતાઓ ઇન્દ્ર સહિત મુનિયો સાથે વિચાર કરવા લાગ્યા. હે રાજન્! પછી મંદરાચળના શિખર ઉપર બેઠેલા, વૃત્રના વધને ઇચ્છતા તથા મોહથી ભય પામેલા સર્વ દેવતાઓએ, "હવે શું કરવું" એવું વિચારી, અવિનાશી મહાત્મા વિષ્ણુને સંભાર્યા.

**जग्मुः सर्वे महात्मानं मनोभिर्विष्णुमव्ययं ।**
**उपविष्टा मंदराग्रे सर्वे वृत्रवधेप्सवः ५९ ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि इंद्रविजये गुर्जरभाषायां नवमोऽध्यायः ॥ ९ ॥**

## અધ્યાય ૧૦ મો. વૃત્રનો ઇન્દ્રથી વધ.

**इंद्र उवाच—सर्वं व्याप्तमिदं देवा वृत्रेण जगदव्ययं ।**
**नह्यस्य सदृशं किंचित्प्रतिघाताय यद्भवेत् ॥ १ ॥**

ઇન્દ્ર કહે છે—હે દેવતાઓ! આ જગત બધું વૃત્રે કરી વ્યાપ્ત થઇ ગયું, એને મારવા યોગ્ય કોઇ શસ્ત્ર પણ છે નહીં કે જેથી એ નાશ પામે. હું પૂર્વે સમર્થ હતો, પણ હાલ અસમર્થ થઇ ગયો છું; કારણ મારાથી આ પીડા સહન થાય એમ નથી, માટે હવે કેમ કરવું તે કહો, તમારૂં કલ્યાણ થાઓ. હે દેવતાઓ! હાલ મારો નિશ્ચય કહું તે સાંભળો. મહાત્મા, ઘણાંક પરાક્રમવાળો, તેજસ્વી વૃત્ર હાલ દેવ, અસુર તથા મનુષ્ય સહિત ત્રિલોકને ગળી જાય એમ છે; વાસ્તે આપણે વિષ્ણુના સ્થાનકે જઇ, મહાત્મા સાથે વિચાર કરીને દુરાત્મા વૃત્રને મારવાનો ઉપાય પૂછીએ. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર! ઇન્દ્રનાં વચન સાંભળી ઋષિગણો સહિત, વૃત્રના ભયથી પીડાયલા દેવતાઓ, શરણ થવા લાયક મહા બળવાન વિષ્ણુની પાસે ગયા. દેવોના નિયંતા વિષ્ણુની તેઓ સ્તુતિ કરવા લાગ્યા કે, હે વિષ્ણુ! પૂર્વે ત્રણ પગલે કરી ત્રણ લોકને અતિક્રમણ કરીને તમે મોટા દૈત્ય બલિરાજાને બાંધી ઇંદ્રને દેવતાઓનો અધિપતિ કર્યો હતો. દૈત્યો પાસેથી અમૃત લઈ તેમને માર્યા હતા. હે વિષ્ણુ! તમે સર્વ દેવતાઓના પ્રભુ છો, આ સર્વ જગત તમારાથી વ્યાપ્ત છે, સર્વ લોક જેને નમસ્કાર કરે છે, એવા દેવના પણ દેવ તમે છો માટે હે દેવતાઓમાં ઉત્તમ! તમે ઇંદ્ર સહિત દેવતાઓના રક્ષક થાઓ. હે અસુરનો નાશ કરનાર! હમણાં આ સર્વ જગત વૃત્રથી

વ્યાપ્ત થઇ ગયું છે. આવી દેવતાઓની સ્તુતિ સાંભળી વિષ્ણુએ કહ્યું કે, તમારૂં દેવતાઓનું ઉત્તમ હિત મારે જરૂર કરવું જોઇએ, માટે એવો ઉપાય બતાવીશ કે જેથી વૃત્ર નાશ પામે. ઋષિ તથા ગંધર્વો સહિત તમે સર્વ દેવતાઓ, જ્યાં વિશ્વરૂપ ધારણ કરનાર વૃત્ર છે ત્યાં જાઓ, ને તેની સાંત્વના કરી તેની સાથે સ્નેહ કરો. જરૂર તમે જીતશો. હે દેવતાઓ! મારા તેજથી ઇંદ્રનો જય થશે, કારણ એના વજ્ર નામના ઉત્તમ આયુદ્ધમાં કોઇ ન દેખે તે રીતે હું પ્રવેશ કરીશ. હે ઉત્તમ દેવતાઓ! ઋષિ તથા ગંધર્વો સહિત તમે જઇને, વૃત્ર સાથે સંધિ કરો, વખત નહીં લગાડો.

શલ્યે કહ્યું કે—હે યુધિષ્ઠિર! વિષ્ણુએ આમ કહ્યું ત્યારે ઋષિઓ તથા મહા પરાક્રમી દેવતાઓ, એકઠા થઇ ઇંદ્રને આગળ કરી તેજે કરી પ્રજ્વલિત દશે દિશાઓને તપાવતો અને સૂર્ય તથા ચંદ્રની પેઠે ત્રિલોકીને ગળતો હોય નહીં એવા વૃત્રને જોઇ તેની પાસે ગયા. પછી ઋષિયો તેને આવું પ્રિય વચન કહેવા લાગ્યા કે, હે દૂર્જય! તારા તેજથી સર્વ જગત વ્યાપ્ત થઇ ગયું છે તોપણ હે બળવાનમાં શ્રેષ્ઠ! હજી તું ઇંદ્રને જીતવા સમર્થ થયો નથી અને તમને બેઉને યુદ્ધ કરતાં ઘણો કાળ વીતી ગયો છે. દેવ, અસુર તથા મનુષ્ય ઇત્યાદિ બધી પ્રજા પીડા પામે છે માટે હે વૃત્ર! તારૂં ઇંદ્ર સાથે હંમેશ સખાપણું થાઓ જેથી તને સુખ થશે, ને તું શાશ્વત ઇંદ્રલોકને પામીશ. ઋષિનાં વચન સાંભળી મહા બળવાન વૃત્રાસુર, સર્વ ઋષિયોને મસ્તકથી પ્રણામ કરી આવી રીતે કહેવા લાગ્યો કે, હે ઋષિયો! હે નિષ્પાપ! તમે તથા ગંધર્વો સર્વે મોટાં ભાગ્યવાળા છો, ને તમે જે કહ્યું તે સર્વ મેં સાંભળ્યું. હવે હું કહું તે તમે સાંભળો. મારે તથા ઇન્દ્રને કેમ સંધિ થાય? કારણ કે હે દેવતાઓ! બે તેજસ્વીને કેવી રીતે સખાપણું થાય? તે સાંભળી ઋષિયોએ કહ્યું કે, એકવાર સત્પુરૂષની સંગતની ઇચ્છા રાખવી, પછી જે થવાનું હોય તે થાય. સત્પુરૂષની સંગત મૂકવી નહીં, વાસ્તે તેની ઇચ્છા રાખવી. સત્પુરૂષની સંગતિ દઢ તથા નિત્ય છે, ધીર પુરૂષો અર્થ સંબંધી કષ્ટને વિષે તેને અર્થરૂપ કહે છે, માટે સત્પુરૂષની સંગતિ મોટા અર્થવાળી છે. ધીર પુરૂષો સત્પુરૂષને નથી મારતા, તેમ આ ઇન્દ્ર સત્પુરૂષને સંમત છે, ને મહાત્મા પુરૂષોના નિવાસરૂપ છે, એ સત્યવાદી નિંદવા લાયક નથી. ધર્મને જાણનાર તથા સૂક્ષ્મ નિશ્ચયવાળો છે. હે વૃત્ર! એની સાથે તારે સંધિ થાઓ, તું વિશ્વાસ રાખ, અન્યથા બુદ્ધિ માં કર.

શલ્યે કહ્યું કે, ઋષિયોનાં વચન સાંભળી મહા કાંતિમાન વૃત્રે કહ્યું કે, તમે તપસ્વિયો અવશ્ય કરી મારે માનવા લાયક છો. પણ હું કહું તે બધું દેવતાઓ કરે તો, હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! તમે કહો છો તે બધું હું કરૂં. સુકાથી, લીલાથી, પાષાણથી, કાષ્ટથી અને શસ્ત્ર તથા અસ્ત્રથી દિવસે વા રાત્રિએ, દેવતાઓ સહિત ઇન્દ્ર મને મારે નહીં, એ વાત જો તે સ્વીકારે તો તેની સાથે મને સંધિ કરવી રૂચે છે. હે ભરતર્ષભ! તે સાંભળી ઋષિયોએ કહ્યું કે, ઠીક, ઇન્દ્ર તેમ કરશે. એ રીતે સંધાન થયું ત્યારે વૃત્ર અત્યંત હર્ષિત થયો, ને હંમેશ ઇન્દ્રની સાથે રહેવા લાગ્યો. ઇન્દ્ર પ્રસન્ન થયો, પણ તેને મારવાના ઉપાય મનમાં ચિંતન કર્યા કરતો હતો. ઉદ્વિગ્ન ચિત્તથી છિદ્ર ખોળતા ઇન્દ્રે, તે મોટા અસુરને સમુદ્રને કાંઠે જોયો. તે વખતે સંધ્યાકાળ હતો, તેથી તે દારૂણ મુહૂર્તમાં મહાત્મા ઋષિયોનું વરદાન યાદ કરીને, ઇન્દ્રે વિચાર કર્યો જે, હાલ ભયંકર સંધ્યાકાળ છે એટલે એ દિવસ પણ નથી ને રાત્રિ પણ નથી; માટે આ વખત મારૂં સર્વસ્વ હરણ કરનાર આ શત્રુ મારવા લાયક છે. મોટી કાયા-

વાળા તથા બળવાન અસુરને જો છેતરીને ન મારૂં તો મારૂં શ્રેય થાય નહીં એમ વિચારી ઇન્દ્રે વિષ્ણુનું સ્મરણ કર્યું. તેણે સમુદ્ર વિષે પર્વતની જેને ઉપમા અપાય એવું ફીણ જોયું, એટલે વિચાર્યું કે, આ ફીણ સુકું પણ નથી ને લીલું પણ નથી માટે એ લઇ વૃત્ર ઉપર જોરથી મારૂં એટલે ક્ષણ માત્રમાં નાશ પામશે, એમ વિચારી વજ્ર વડે તે ફીણ વૃત્રાસુર ઉપર નાંખ્યું; તરત ફીણમાં વિષ્ણુએ પ્રવેશ કરી તેનો નાશ કર્યો. એ રીતે વૃત્રાસુરને માર્યો, એટલે દિશાઓ પ્રકાશમાન થઈ, કલ્યાણકારક વાયુ વાવા લાગ્યો અને પ્રજા પણ આનંદ પામી. દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, મોટા સર્પો તથા ઋષિયો વિવિધ પ્રકારનાં સ્તોત્રથી ઇન્દ્રની સ્તુતિ કરવા લાગ્યા. પછી સર્વ ભૂતોએ જેને નમસ્કાર કર્યો છે, એવા દેવતાઓ સહિત ધર્મજ્ઞ ઇન્દ્રે, શત્રુને મારી પ્રસન્ન થઇ સર્વ ભૂતોનું સાંત્વન કર્યું અને સર્વ ભુવનમાં શ્રેષ્ઠ વિષ્ણુની પૂજા કરી.

એ પ્રમાણે મહા પરાક્રમી દેવતાઓને ભય પમાડનાર વૃત્રાસુરને માર્યો, પણ અસત્યે જેને પરાભવ પમાડ્યો છે એવો ઇન્દ્ર અત્યંત દુઃખિત મનવાળો થયો. ત્રણ મસ્તકવાળા વિશ્વરૂપની બ્રહ્મહત્યાએ તો પૂર્વેજ પરાભવ પમાડ્યો હતો, તેથી તે ઇન્દ્ર લોકો પાસે જઇ બેભાન થઇ ગયો; પોતે ઇન્દ્ર છે, પણ પાપથી પરાભવ પામ્યો, તેથી એને "આ ઇન્દ્ર છે" એમ કોઇ જાણી શકતું ન હતું. બ્રહ્મહત્યાના ભયથી પીડાયલો દેવતાઓનો રાજા ઇન્દ્ર નાસી જઇ ચેષ્ટા કરતા સર્પની પેઠે પાણીમાં છુપાઇ રહ્યો. પૃથ્વી, સુકાઇ ગયાં છે વૃક્ષ તથા વન જેમાં એવી નાશ પામ્યા સરખી થઇ ગઈ, નદીના પ્રવાહ બંધ થઈ ગયા તથા તળાવો પાણી વગરનાં થઇ ગયાં. સર્વ પ્રાણિઓ અનાવૃષ્ટિના ભયથી અત્યંત ક્ષોભ પામવા લાગ્યા, દેવતાઓ તથા મહર્ષિયો અત્યંત ત્રાસ પામવા લાગ્યા. રાજા વિના સર્વ જગત ઉપદ્રવથી પરાભવ પામવા લાગ્યું. બીનેલા દેવતાઓ "હવે અમારો રાજા કોણ થશે?" એમ કહેવા લાગ્યા અને સ્વર્ગના દેવર્ષિયો પણ ઇન્દ્ર વગરના થયા, તોપણ કોઇ દેવતાઓનું રાજ્ય કરવાની મતિ કરતો ન હતો.

**दिविदेवर्षयश्चापि देवराजविना कृताः ।**
**नस्म कश्चनदेवानां राज्ये वै कुरुते मतिं ॥ ५० ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि वृत्रवधेइंद्रविजयोनाम गुर्जरभाषायां दशमोऽध्यायः ॥ १० ॥**



## અધ્યાય ૧૧ મો. નહુષ–ઈન્દ્રને ઈન્દ્રાણીને ભય.

**शल्य उवाच ॥ ऋषयोथाब्रुवन्सर्वे देवाश्च त्रिदिवेश्वराः ।**
**अयं वै नहुषः श्रीमान् देवराज्येऽभिषिच्यतां ॥ १ ॥**

શલ્ય કહે છે—પછી સ્વર્ગના ઇશ્વર સર્વ દેવતા તથા ઋષિયો, "આ શોભાયમાન નહુષ રાજાને દેવતાઓના રાજ્ય ઉપર અભિષેક કરો" એમ કહેવા લાગ્યા. તેજસ્વી યશસ્વી તથા નિરંતર ધર્મિષ્ઠ છે, એમ કહી તેની પાસે જઈ કહેવા લાગ્યા કે, હે પૃથ્વીપતિ! અમારો તું રાજા થા. તે સાંભળી હે રાજન્! પિતૃ સહિત દેવ તથા ઋષિગણ પ્રત્યે,

પોતાના હિતને ઇચ્છનાર નહુષરાજા કહેવા લાગ્યો કે, હું દુર્બળ છું, તેથી તમારૂં રક્ષણ કરવા જેટલી મારી શક્તિ નથી. જે બળવાન હોય તે તમારો રાજા થાય, કારણ ઇન્દ્ર નિરંતર બળવાન રહે છે. એવાં તેનાં વચન સાંભળી ફરીથી ઋષિયો છે મુખ્ય જેમાં એવા સર્વ દેવતાઓ તેને કહેવા લાગ્યા કે, હે નહુષ! અમારા તપોબળે કરી તું સ્વર્ગના રાજ્યની રક્ષા કર. હે રાજેંદ્ર! અમોને પરસ્પર દારૂણ ભય થાય છે, માટે તું સ્વર્ગનો રાજા થા. તારા આત્માને રાજ્યનો અભિષેક કર. દેવ, દાનવ, યક્ષ, ઋષિ, રાક્ષસ, પિતૃ, ગંધર્વ તથા ભૂત, એ સર્વને જો તું જોઇશ, તો એઓનું તેજ ગ્રહણ કરીને બળવાન થઇશ. સર્વદા ધર્મથી ચાલતો સર્વ લોકનો અધિપતિ તું થા. સ્વર્ગમાં બ્રહ્મર્ષિ તથા દેવતાઓની રક્ષા કર. એમ કહી તેને સ્વર્ગના રાજ્યનો અભિષેક કર્યો. નહુષ રાજા ધર્મ પ્રમાણે ચાલી સર્વ લોકનો અધિપતિ થયો. એ રીતે અત્યંત દુર્લભ વર પામી સ્વર્ગમાં રાજ્ય પામીને, નહુષ રાજા હંમેશ ધર્માત્મા થઇ પછી કામાસક્ત મનવાળો થયો. ઇન્દ્રના બગિચા સરખા સર્વ દેવતાઓના બગીચાઓમાં, કૈલાસ, હિમાલય, મંદરાચળ, શ્વેત પર્વત, સહ્યાદ્રિ, મહેંદ્ર તથા મલયાચળ પર્વતો ઉપર અને સમુદ્રો તથા નદિયો વિષે અપ્સરાઓ તથા દેવકન્યાઓથી વિંટાયલો દેવતાઓનો રાજા નહુષ, વિવિધ પ્રકારની ક્રીડાઓ કરવા લાગ્યો અને કાન તથા મનને પ્રિય લાગે એવી વિવિધ પ્રકારની કથાઓ, સર્વ વાદિત્રો તથા મધુર શબ્દવાળું ગાયન સાંભળવા લાગ્યો. ઇન્દ્ર થયેલા નહુષને વિશ્વાવસુ, નારદ, ગંધર્વ તથા અપ્સરાઓના ગણ અને મૂર્તિમાન છ ઋતુઓ સેવતાં હતાં. તેની પાસે મનને આનંદ પમાડનાર સુખરૂપ શીતળ વાયુ વાતો હતો. ક્રીડા કરતો દુરાત્મા નહુષ રાજા કોઇ સમય ઇન્દ્રની પ્રિય સ્ત્રીને જોઇ સર્વ સભાસદો પ્રત્યે કહેવા લાગ્યો કે, ઇન્દ્રની સ્ત્રી શું કરવા મારી પાસે નથી આવતી. દેવતાઓનો ઇન્દ્ર તથા સર્વ લોકનો રાજા હવે હું બનેલો છું માટે શચી નામની ઇન્દ્રની સ્ત્રી મારા ઘર પ્રત્યે આવો!

આ વાત સાંભળી ખેદ યુક્ત જેનું મન છે એવી ઇન્દ્રની સ્ત્રી શચી બૃહસ્પતિ પાસે જઇ કહેવા લાગી કે, હે બ્રાહ્મણ! નહુષ થકી મારી રક્ષા કરો! હું તમારે શરણે આવી છું! હે બ્રહ્મન્! તમે મને સર્વ લક્ષણસંપન્ન કહો છો, તેમ પૂર્વે દેવરાજની સ્ત્રી અત્યંત સુખ ભોગવનારી, હંમેશ સૌભાગ્યશાળી, એકની એક સ્ત્રી અને પતિવ્રતા કહી છે, તે તમારી વાણી સત્ય કરો! હે ઇશ્વર! હે ભગવન્! કંઇ પણ તમારૂં કહેલું પૂર્વે વૃથા થયું નથી માટે હે બ્રાહ્મણમાં અત્યંત શ્રેષ્ઠ! તમારૂં કહેલું વચન સત્ય થાઓ! ઇન્દ્રાણીનાં વચન સાંભળી ભયથી મોહ પામેલી તેને બૃહસ્પતિએ કહ્યું કે હે દેવરાણી! તેં કહ્યું છે તે સત્યજ થશે. થોડા વખતમાં તું અહિં આવેલા દેવતાના રાજા ઇન્દ્રને જોઇશ માટે તારે નહુષથી બ્હીવું નહીં, એ હું તને સત્ય કહું છું. થોડા વખતમાં ઇન્દ્રથી તને મેળાપ કરાવીશ. એ રીતે બૃહસ્પતિએ કહ્યું. પછી ઇન્દ્રાણી અંગિરાના પુત્ર બૃહસ્પતિને શરણે ગયેલી છે એવું સાંભળી, નહુષ રાજા કોપાયમાન થયો.

अथ शुश्राव नहुषः शक्राणीं शरणं गतां ।
बृहस्पतेरांगिरसस्युक्रोधसनृपस्तदा ॥ २६ ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि शक्राणीभये गुर्जरभाषायामेकादशोऽध्यायः ॥ ११ ॥**

## અધ્યાય ૧૨ મો. ઈન્દ્રાણી પર આપત્તિ.

शल्य उवाच ॥ क्रुद्धं तु नहुषं दृष्ट्वा देवा ऋषिपुरोगमाः ।
अब्रुवन्देवराजानं नहुषं घोरदर्शनं ॥ १ ॥

શલ્ય કહે છે—ઋષિયો જેમાં મુખ્ય છે એવા દેવતાઓ, ભયંકર દર્શનવાળા દેવના રાજા નહુષને કોપ પામેલો જોઇ તેને કહેવા લાગ્યા કે, હે દેવરાજ! હે સમર્થ! ક્રોધને તજી દ્યો; કારણ તમે ક્રોધ પામો છો, તેથી અસુર, ગંધર્વ, કિન્નર તથા સર્પો સહિત જગત ત્રાસ પામે છે, માટે હે સાધો! આ ક્રોધ માં કરો, કારણ તમારા સરખા પુરૂષો ક્રોધ કરતા નથી. શચી તમને પરસ્ત્રી છે, માટે હે દેવતાઓના ઇશ્વર! પ્રસન્ન થાઓ, ને પરસ્ત્રીના સંગરૂપ પાપથી મનને નિવૃત્તિ પમાડો. તમે દેવતાઓના રાજા છો, માટે ધર્મથી પ્રજાને પાળો, ને તમારૂં કલ્યાણ થાઓ. એવી રીતે દેવ તથા ઋષિયોએ કહ્યું તોપણ કામથી મોહિત થયેલા નહુષે તેમનાં વચન ગ્રહણ ન કર્યાં ને ઇન્દ્રનો ઉદ્દેશ કરી દેવતાઓ પ્રત્યે આવાં વચન કહેવા લાગ્યો કે, અહલ્યા નામની મોટા યશવાળી ઋષિની સ્ત્રીને, તેનો ભર્તા જીવતો છતાં ઇન્દ્રે ધર્ષણ કરી, તેને તમે કેમ વાર્યો નહીં? વળી પૂર્વે બીજાં પણ ઘણાંક ક્રૂર કર્મ તેણે કર્યાં છે. વિશ્વરૂપને માર્યો, વૃત્રાસુરની મિત્રાઇ કરી છળ કર્યો તે વખતે તમે તેને ન વાર્યો માટે શચી મારી પાસે આવે એમાં એનું પરમ હિત છે ને હે દેવતાઓ! એમ કરેથી અમારૂં હંમેશ કલ્યાણ થશે. તે સાંભળી દેવતાઓ બોલ્યા કે હે સ્વર્ગના પતિ! તમારી ઇચ્છા પ્રમાણે ઇન્દ્રાણીને અહિં આણી આપશું માટે હે શૂરવીર! હે દેવતાઓના રાજા! તમે ક્રોધ મૂકી પ્રસન્ન થાઓ.

શલ્યે કહ્યું કે, હે યુધિષ્ઠિર! એટલાં વચન તેને કહી ઋષિયો સહિત દેવતાઓ, ઇન્દ્રાણીને ઉદ્દેશી બૃહસ્પતિ પાસે અશુભ વચન કહેવા લાગ્યા કે,હે વિપ્રેંદ્ર! તમારા ઘર પ્રત્યે ઇન્દ્રાણી શરણે આવી છે, તે અમે જાણીએ છીએ. હે દેવર્ષિમાં ઉત્તમ! તમે તેને અભય દીધું છે, તોપણ ઋષિ તથા ગંધર્વો સહિત દેવતાઓ તમને પ્રસન્ન કરી કહે છે કે, ઇન્દ્રાણી નહુષને આપો. ઇન્દ્રથી પણ મહા કાંતિમાન દેવતાઓનો રાજા નહુષ આજ સર્વથી અધિક છે. એને સુંદર કટિપશ્ચાદ્ભાગવાળી તથા શ્રેષ્ઠને વરનારી શચી ભલે પતિ કરો, એમ દેવતાઓએ કહ્યું ત્યારે દુઃખી થયેલી શચી આંખમાં અશ્રુ લાવી સૌથી સંભળાય તે રીતે રૂદન કરતી બૃહસ્પતિને વિનવવા લાગી કે, હે દેવર્ષિમાં ઉત્તમ! હું નહુષને પતિ કરવા ઇચ્છતી નથી. હે બ્રહ્મન્! હું તમારે શરણે આવી છું, માટે આ મોટા ભયથી મારી રક્ષા કરો. તે સાંભળી બૃહસ્પતિએ કહ્યું કે, હે ઈન્દ્રાણી! શરણાગતનો ત્યાગ ન કરવો, એવો મારો નિશ્ચય છે, માટે ધર્મજ્ઞ, સત્યશીલ તથા આનંદિત જે તું, તેનો ત્યાગ હું નહીં કરૂં, એમ કહી દેવોને કહ્યું કે સાંભળ્યા છે ધર્મ જેણે એવો સત્યશીલ તથા ધર્મ સંબંધી શિક્ષાને જાણનાર હું, બ્રાહ્મણ થઇ અકાર્ય કરવાને ઇચ્છતો નથી, માટે હે ઉત્તમ દેવો! એ કામ કરવા હું નથી ઇચ્છતો, વાસ્તે તમે પાછા જાઓ. શરણાગત માટે પૂર્વે બ્રહ્માએ આમ કહેલું છે, તે સાંભળો "જે પુરૂષ, ભય પામી શરણે આવેલાને શત્રુને સોંપે, તેનું વાવેલું બીજ ઉગવા વખતે ઉગે નહીં, તેનાં ક્ષેત્રોમાં વખતસર વર્ષાદ વર્ષે નહીં, તેમ તેને પોતાના રક્ષણ વાસ્તે કોઇ રક્ષક મળે નહીં; ખાધેલું અન્ન પણ તેને ફાયદો ન કરે, તે અચેતન થઇ જાય, સ્વર્ગ

લોકથી ચેષ્ટા રહિત થઇ ભ્રષ્ટ થાય, તેનું આપેલું હવ્ય દેવતાઓ ગ્રહણ કરે નહીં, અકાળે તેની પ્રજા મરણ પામે, પિતૃલોકમાં તે રહી શકે નહીં અને ઇન્દ્રાદિક દેવતાઓ તેને વજ્રથી મારે." એ રીતે બ્રહ્માએ કહેલા ધર્મ જાણનાર હું લોકમાં વિખ્યાત ઇન્દ્રની પ્રિય સ્ત્રી શચીને નહીં આપું માટે હે દેવતાઓ! જે રીતે શચીનું હિત થાય તે રીતે કરો.

શલ્યે કહ્યું–હે યુધિષ્ઠિર! તે સાંભળી ગંધર્વ સહિત દેવતાઓએ બૃહસ્પતિને કહ્યું કે, હે બૃહસ્પતિ! તમારૂં બેઉનું હિત કેમ થાય, તે વિચારો. બૃહસ્પતિએ કહ્યું કે, પવિત્ર દેવી ઇન્દ્રાણી નહુષ પાસેથી વખત માગી લે. તેમ કરવાથી આપણું હિત થશે. હે દેવતાઓ! કાળ ઘણો વિઘ્નરૂપ છે, તેથી તે તેને મરણ પમાડશે. નહુષ વરદાનથી બળવાન તથા ગર્વિષ્ઠ થયો છે. શલ્યે કહ્યું કે–હે યુધિષ્ઠિર! એ રીતે બૃહસ્પતિએ કહ્યું ત્યારે દેવતાઓ પ્રસન્ન થઇ આ પ્રમાણે કહેવા લાગ્યા. હે બ્રહ્મન્! તમે આ ઘણું સારૂં કહ્યું. દેવતાઓને બધું હિતરૂપજ છે. હે દ્વિજમાં શ્રેષ્ઠ! આપના કહેવા પ્રમાણે દેવી ઇન્દ્રાણી નહુષને પ્રસન્ન કરો. એમ કહી અગ્નિ છે મુખ્ય જેમાં એવા અવ્યગ્ર થયેલા સમસ્ત દેવતાઓ, લોકના કલ્યાણની કામના વાસ્તે ઇન્દ્રાણી આગળ આવી તેને કહેવા લાગ્યા કે, એક પત્ની તથા સતી એવી તેં આ સ્થાવર જંગમાત્મક સર્વ જગત ધારણ કર્યું છે, વાસ્તે તું નહુષ પાસે જા, એટલે તને ઇચ્છતો તે, પાપ કર્મ કરનાર નહુષ નાશ પામશે. હે દેવિ! ઇન્દ્ર ફરી દેવતાઓના ઐશ્વર્યને પામશે. તેમનો નિશ્ચય સાંભળી લજ્જાવતી ઇન્દ્રાણી, કાર્યસિદ્ધિ વાસ્તે, ભયંકર છે દર્શન જેનું એવા નહુષ પાસે ગઇ. ત્યારે તેને અવસ્થા તથા રૂપથી સંપન્ન જોઇને કામથી હણાયું છે ચિત્ત જેનું એવો દુષ્ટ બુદ્ધિવાળો નહુષરાજા અત્યંત પ્રસન્ન થયો.

**दृष्ट्वा तां नहुषश्चापि वयो रूपसमन्वितां।**
**समहृष्यत दुष्टात्मा कामोपहतचेतनः ॥ ३२ ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि शक्राणीकालावधियाचने गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥ १२ ॥**

## અધ્યાય ૧૩ મો. બ્રહ્મહત્યા નિવારણ.

**शल्य उवाच ॥ अथ तामब्रवीद्दृष्ट्वा नहुषो देवराट् तदा।**
**त्रयाणामपि लोकानामहमिंद्रः शुचिस्मिते ॥ १ ॥**

શલ્ય કહે છે—હે યુધિષ્ઠિર! પછી દેવતાઓનો રાજા નહુષ ઇન્દ્રાણીને કહેવા લાગ્યો કે, હે પવિત્ર હાસ્યવાળી! હું ત્રણે લોકનો ઇન્દ્ર છું. હે સુંદર કટિપશ્ચાદ્ભાગવાળી! હે નરને વરનારી! મને તું પતિ તરીકે ભજ. એ રીતે નહુષે કહ્યું ત્યારે પતિવ્રતા ઇન્દ્રાણી ભયથી ઉદ્વિગ્ન થઇ ને મહા વાયુથી જેમ કદલીનાં વૃક્ષ કંપે, તેમ કંપવા લાગી. પછી મસ્તકથી બ્રહ્માને પ્રણામ કરી, હાથ જોડીને, ભયંકર દર્શનવાળા દેવતાના રાજા નહુષ પ્રત્યે તે આમ કહેવા લાગી કે, હે દેવતાઓના રાજા! હું તમારી પાસેથી થોડો વખત માગી લેવા ઇચ્છું છું, કારણ ઇન્દ્ર જણાતો નથી, તે આવે છે વા ક્યાં ગયો છે, તે યથાર્થ તપાસી જો. તે નહીં જણાય તો પછી હું તમારી પાસે રહીશ એ હું તને સત્ય કહું છું. ઇન્દ્રાણીએ આમ કહ્યું ત્યારે નહુષ રાજા પ્રસન્ન થયો ને કહેવા લાગ્યો કે, હે રૂડા કટિપશ્ચાદ્ભાગવાળી! જે રીતે તું મને કહે છે તેમ થાઓ.

ઇન્દ્રનું આવવારૂપ કાર્ય જાણવું જોઈયે એ તેં સાચું કહ્યું. એમ કહી નહુષે તેને રજા આપી. યશસ્વિની પવિત્ર ઇન્દ્રાણી ત્યાંથી, બૃહસ્પતિને ઘેર ગઇ અને ત્યાં તેણે દેવતાઓ સહિત બૃહસ્પતિને નહુષ સાથે થયેલી તમામ વાત કહી સંભળાવી. તેનાં વચન સાંભળી અગ્નિ છે મુખ્ય જેમાં એવા દેવતાઓ, એકાગ્ર મનથી વિચાર કરવા લાગ્યા. પછી દેવના દેવ વિષ્ણુને મળીને, બોલવામાં ચતુર અત્યંત ઉદ્વિગ્ન દેવતાઓ તેમને આવી રીતે કહેવા લાગ્યા કે, હે દેવતાઓના ઇશ્વર! તમો જગતના પ્રાણ છો, અમારા દેવતાઓની ગતિરૂપ છો, તેમ સર્વ પ્રાણીની રક્ષા વાસ્તે સર્વ વ્યાપકપણાને પ્રાપ્ત થયા છો. હે દેવોમાં શ્રેષ્ઠ વિષ્ણુ! દેવતાઓનો રાજા ઇન્દ્ર, તમારા પરાક્રમથી વૃત્રને મારીને બ્રહ્મહત્યાથી દૂષિત થયો છે વાસ્તે તેના મોક્ષનો ઉપાય કહો. દેવતાઓનાં વચન સાંભળી વિષ્ણુએ કહ્યું કે, ઇન્દ્ર જો મારું યજન કરે તો હું તેને પવિત્ર કરૂં. જો તે પવિત્ર અશ્વમેધ યજ્ઞથી મારૂં યજન કરશે તો ફરીથી ભય વગરનું દેવતાઓનું રાજ્ય પામશે. દુષ્ટ બુદ્ધિવાળો નહુષ પોતાના કર્મથી નાશ પામશે. હે દેવતાઓ! થોડો વખત સાવધાન થઇ તેની જાલમ પીડા સહન કરો. વિષ્ણુની સત્ય તથા અમૃત સરખી વાણી સાંભળી મહર્ષિ તથા ઉપાધ્યાય સહિત સર્વ દેવગણો પછી જે સ્થાનકે ભયથી ઇન્દ્ર ભરાયો હતો ત્યાં ગયા. પછી મહાત્મા ઇન્દ્રને પવિત્ર થવા સારૂ બ્રહ્મહત્યાને ટાળનાર યજ્ઞ કરવા લાગ્યો. બ્રહ્મહત્યાના વિભાગ કરી તે, વૃક્ષ, નદી પર્વત, પૃથ્વી તથા સ્ત્રિયોને આપી બળનો શત્રુ ઇન્દ્ર સંતાપ રહિત તથા ધોવાઇ ગયાં છે પાપ જેનાં એવો સ્વસ્થ ચિત્તવાળો થયો પણ વરદાનથી, દુઃસહ તથા સર્વ પ્રાણિયોના તેજને હરનાર નહુષને જોઇ, ભયથી કંપવા લાગ્યો, એટલે ફરીથી ભાગી ગયો. કોઇ ન દેખે તે રીતે પોતાના વખતની પ્રતિક્ષા કરવા લાગ્યો. એ રીતે ફરીથી ઇન્દ્ર ભાગી ગયો, ત્યારે શોક યુક્ત તથા અત્યંત દુઃખિત શચી, "હા શક્ર! હા શક્ર!" એ રીતે વિલાપ કરવા લાગી, તે કહેવા લાગી કે, જો મેં દાન કર્યું હોય, હોમ કર્યા હોય, ગુરૂને પ્રસન્ન કર્યા હોય તથા મારે વિષે સત્યતા હોય, તો મને એક ભર્તાપણું રહો. ઉત્તરાયણ વિષે જેની પ્રવૃત્તિ છે એવી આ પવિત્ર, દિવ્ય તથા ઉપશ્રુતિ દેવીરૂપ રાત્રિને હું નમસ્કાર કરૂં છું, જેથી મારો મનોરથ સિદ્ધ થાઓ. એમ કહી સાવધાન થઇ ઇન્દ્રાણી ઉપશ્રુતિ રાત્રિ દેવીનું ઉપસ્થાન કરવા લાગી અને પતિવ્રતપણાથી સદેહ ટાળનાર ઉપશ્રુતિ દેવીને સાદ કરી કહ્યું કે, જે સ્થાનકે દેવતાઓનો રાજા ઇન્દ્ર હોય, તે સ્થાનક મને દેખાડો, વળી કહ્યું કે સત્યથી સત્ય દેખાવ.

यत्रास्ते देवराजोसौ तं देशं दर्शयस्व मे ।
इत्याहोपश्रुतिं देवीं सत्यं सत्येन दृश्यतां ॥ २७ ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि उपश्रुतियाचने गुर्जरभाषायां त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

## અધ્યાય ૧૪ મો. ઇન્દ્રાણીએ ચલાવેલી ઇન્દ્રશોધ.

शल्य उवाच ॥ अथैनांरूपिणीं साध्वीमपानिष्ठादुपश्रुति
तां वयोरूपसंपन्नां दृष्ट्वा दिवीमुपस्थितां ॥ १ ॥

શલ્ય કહે છે–હે યુધિષ્ઠિર! પછી ઇન્દ્રાણીની પાસે મૂર્તિમતી ઉપશ્રુતિ દેવી આવી

ત્યારે વય તથા રૂપથી સંપન્ન તેને પાસે આવેલી જોઇ, પ્રસન્ન થઇ તથા પૂજા કરીને, ઇન્દ્રાણી પૂછવા લાગી કે, હે શ્રેષ્ઠ મુખવાળી! તું કોણ છે તે કહે? દેવીએ કહ્યું કે, હે દેવિ! હું ઉપશ્રુતિ તારી પાસે આવી છું. હે ભાગ્યવાળી! તારા સત્યથી હું તને દેખાઇ છું. તું પતિવ્રતા છે તથા યમનિયમથી યુક્ત છે, માટે વૃત્રને મારનાર ઇન્દ્રદેવ, હું તને મેળવી આપીશ. તારૂં કલ્યાણ થાઓ. તું મારી પાછળ આવ જેથી દેવતાઓમાં શ્રેષ્ઠ ઇન્દ્રને તું જોઇશ. એમ કહી ઉપશ્રુતિ ચાલતી થઇ, તેની પાછળ ઇન્દ્રાણી જવા લાગી. દેવતાઓનાં વનો તથા ઘણાક પર્વતોને અતિક્રમણ કરી, હિમાલયને પણ અતિક્રમણ કરી તેની ઉત્તર બાજુ જઇને, ઘણા યોજનમાં જેનો વિસ્તાર છે એવા સમુદ્રને પામી, ત્યાંથી નાના પ્રકારનાં વૃક્ષ તથા લતાઓથી વિંટાયલા મોટા દ્વિપ પ્રત્યે ગઇ. ત્યાં નાના પ્રકારનાં પક્ષિયોથી વિંટાયલું તથા ચોતરફથી સો યોજનમાં વિસ્તારવાળું દિવ્ય સરોવર જોયું. જેને વિષે ભ્રમરા ગુંજારવ કરી રહ્યા હતા ને પ્રફુલ્લિત થયેલાં પાંચ રંગનાં દિવ્ય કમળ હતાં. તે સરોવરના મધ્ય ભાગમાં એક મોટી સુંદર કમલિની હતી, શ્વેત તથા ઉન્નત નાળવાળાં મોટાં કમળથી પ્રફુલ્લિત હતી. કમળનું નાળવું ભેદી ઇન્દ્રાણી સહિત ઉપશ્રુતિ તેમાં પેઠી, તો તે કમળના બિસતંતુમાં અત્યંત સૂક્ષ્મરૂપે ઇન્દ્રને જોયો. ત્યારે ઉપશ્રુતિ સહિત ઇન્દ્રાણીએ પણ સૂક્ષ્મરૂપ ધારણ કર્યાં. પછી ઇન્દ્રના પૂર્વના વિખ્યાત કર્મે કરી ઇન્દ્રાણીએ તેની સ્તુતિ કરી તે સાંભળી ઇન્દ્ર શચી પ્રત્યે બોલ્યો કે, શું કરવા તું અહિં આવી છે? તેં મને “હું અહિં છું” એ કેમ જાણ્યું? તે સાંભળી ઇન્દ્રાણી નહુષવાળું વૃત્તાંત કહેવા લાગી કે, હે શતક્રતુ! ત્રણ લોકને વિષે ઇન્દ્રપણું પામી ગર્વિષ્ઠ થઇ દુષ્ટબુદ્ધિવાળા નહુષે મને કહ્યું કે, “તું મારી પાસે રહે.” એમ તેણે કહ્યું ત્યારે મેં તેની પાસેથી વખત માગી લીધો છે, માટે હે સમર્થ! હવે જો તમે મારી રક્ષા નહીં કરો, તો તે મને વશ કરશે. એ કારણથી હું તમારી પાસે આવી છું, માટે હે મહાબાહો! પામ્યનો છે નિશ્ચય જેને એવા ભયંકર નહુષને મારો. હે દૈત્ય દાનવને મારનાર! તમે તમારા આત્માને પ્રકાશ કરો. હે સમર્થ! તેજને પ્રાપ્ત થાઓ અને દેવતાઓના રાજ્યને સાચવો.

**प्रकाशयात्मनात्मानं दैत्यदानवसूदन ।**
**तेजः समप्नुहि विभो देवराज्यं प्रशाधि च ॥ १८ ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि इंद्राणींद्रस्तवे गर्जरभाषायां चतुर्दशोऽध्यायः ॥ १४ ॥**

---

## અધ્યાય ૧૫ મો. બૃહસ્પતિ ને અગ્નિનો સંવાદ.

**शल्य उवाच ॥ एवमुक्तःस भगवान् शच्यातां पुनरब्रवीत् ।**
**विक्रमस्य नकालोयं नहुषो बलवत्तरः ॥ १ ॥**

શલ્ય કહે છે—એ રીતે શચીએ કહ્યું ત્યારે, ભગવાન ઇંદ્ર ફરીથી તેને કહેવા લાગ્યો કે, મારે પરાક્રમ કરવાનો આ વખત નથી, કારણ નહુષ અત્યંત બળવાન છે. હે ભામિનિ! ઋષિઓએ હવ્ય તથા કવ્યથી તેને અત્યંત વધારેલો છે, માટે હે સુંદર દેવિ! હું એક યુક્તિ બતાવું તે તું કર, પણ તે તારે કોઇને કહેવી નહીં. હે રૂડા મધ્ય ભાગવાળી! એકાંતમાં જઇ તું નહુષને કહેજે કે, “હે જગત્પતે! તમે દિવ્ય ઋષિયોનાં વાહનથી મારી પાસે

આવો, એટલે પ્રસન્ન થઇ હું તમારે વશ થઇશ;" આ રીતે ઇન્દ્રે કહ્યું ત્યારે કમળ સરખાં નેત્રવાળી ઇન્દ્રાણી, ઠીક એમ કહી, નહુષ પાસે ગઇ અને નહુષ તેને જોઇ વિસ્મય પામી કહેવા લાગ્યો કે, હે સુંદર કટિપશ્ચાદ્‌ભાગવાળી ! હે પવિત્ર હાસ્યવાળી ! તું ભલે આવી, હું શું કરૂં તે કહે ? હે યશસ્વિનિ ! હે કલ્યાણી ! તારો ભક્ત જે હું તેને ભજ. તું શું ઇચ્છે છે ? હે રૂડા મધ્ય ભાગવાળી, જે તારૂં કાર્ય હશે તે હું કરીશ, તારે શરમાવું નહીં; મારે વિષે ભરોંસો રાખ. હે દેવિ ! હું ખરેખર શપથ ખાઇને કહું છું કે, હું તારૂં વચન પાળીશ. તે સાંભળી ઇન્દ્રાણીએ કહ્યું કે, હે જગત્પતિ ! તારી સાથે મેં જે કાળનો અવધિ કર્યો છે તેની હું વાટ જોઉં છું. હે સુરાધિપ ! પછી તુંજ મારો ભર્તા થઇશ. પણ હે દેવરાજ ! એક મારા હૃદયમાં કાર્ય છે જે કહું તે સાંભળ. જો તે પ્રમાણે તું મારૂં પ્રિય કરે, તો હું તને વશ થાઉં. તે કાર્ય એ કે, ઇંદ્રને, ઘોડા, હસ્તિ તથા રથ ઇત્યાદિ વાહનો છે, પણ હે સુરાધિપ ! હું તારાથી અપૂર્વ વાહનને ઇચ્છું છું. તે વિષ્ણુ, રૂદ્ર, અસુર તથા રાક્ષસાદિ, કોઇનું નથી. હે સમર્થ ! મોટા ભાગ્યવાળા, સર્વ ઋષિયો એકઠા થઇ પાલખીમાં જોડાઇ તને ઉપાડે, એ મને રૂચે છે. તું કંઇ દેવ તથા અસુર સરખો નથી, કારણ દર્શન માત્રમાંજ પોતાના પરાક્રમથી સર્વના તેજને ગ્રહણ કરે છે. કોઇ પરાક્રમી પણ તારી સામે ઉભો રહેવાને સમર્થ નથી. શલ્યે કહ્યું કે, હે યુધિષ્ઠિર ! એ રીતે ઇંદ્રાણીએ કહ્યું, ત્યારે નહુષરાજા અત્યંત પ્રસન્ન થયો, અને ઇંદ્રાણી પ્રત્યે બોલ્યો કે, હે દેવિ ! હે વરને વરનારી ! હે શ્રેષ્ઠ મુખવાળી ! આ તેં અપૂર્વ એવું દૃઢ વાહન કહ્યું, તે મને પણ રૂચે છે, કારણ હું તારે વશ છું. જે મુનિયોને વાહન કરે તે થોડા પરાક્રમવાળો ન હોય. હું તપસ્વી બળવાન તથા ભૂત ભવિષ્ય અને વર્તમાનનો પ્રભુ છું. હું જો કોપ કરૂં તો સર્વ જગત નાશ પામે. મારે વિષે સર્વ રહ્યું છે. હે પવિત્ર હાસ્યવાળી ! હું જો ક્રોધ કરૂં તો દેવ, દાનવ, ગંધર્વ, કિન્નર, ઉરગ, રાક્ષસ તથા સર્વ લોકો મને પૂરા પડે નહીં, કારણ જેને ચક્ષુએ કરી જોઉં તેનું તેજ હરણ કરી લઉં. માટે હે દેવિ ! તારા કહ્યા પ્રમાણે હું કરીશ, એમાં સંશય નહીં. હે વરને વરનારી ! સપ્તર્ષિયો તથા બ્રહ્મર્ષિયો મને વહેશે. મારૂં માહાત્મ્ય તથા મારી સમૃદ્ધિ જો. શલ્યે કહ્યું—હે યુધિષ્ઠિર ! આમ કહી શ્રેષ્ઠ મુખવાળી ઇંદ્રાણીને તેણે પાછી મોકલી. પછી નિયમમાં રહેલા ઋષિયોને પાલખીમાં જોડી તેમના પાસે પાલખી ઉપડાવી, અબ્રહ્મણ્ય, બળવાન, મદ તથા બળથી મદોન્મત્ત અને કામદેવથી મુંઝાયલો દુષ્ટ બુદ્ધિવાળો નહુષ તેમને વાહન કરવા લાગ્યો. હવે નહુષે પાછી મોકલેલી ઇંદ્રાણી તો બૃહસ્પતિ પાસે જઈ કહેવા લાગી કે નહુષ સાથે મેં જે કાળનો અવધિ કર્યો છે, તે હવે બાકી થોડો રહ્યો છે, માટે ઇંદ્રને ખોળો. તમારી ભક્ત જે હું, તેની ઉપર દયા કરો. એવાં તેનાં વચન સાંભળી, ઠીક બહુ સારૂં, એમ કહી ભગવાન બૃહસ્પતિ કહેવા લાગ્યા કે, હે દેવિ ! મનુષ્યમાં અધમ, દુષ્ટ ચિત્તવાળા નહુષથી તારે બ્હીવું નહીં, કારણ એ ઋષિયોને વાહન કરવાથી નાશ પામ્યો, એમજ તારે જાણવું, હવે ઘણો કાળ નહિ રહે, અને હું પણ એ દુર્બુદ્ધિવાળાના નાશ વાસ્તે ઇષ્ટિ કરીશ, ઇંદ્ર તને આણી આપીશ. તું બ્હી માં, તારૂં કલ્યાણ થાઓ. એમ કહી મોટા તેજવાળા બૃહસ્પતિ, અગ્નિ પ્રજ્વલિત કરી ઇંદ્રની પ્રાપ્તિ વાસ્તે તેમાં પરમ હવિષ હોમી તેને કહેવા લાગ્યા કે, હે અગ્નિ ! તું ઇંદ્રને ખોળ. તે સાંભળી બળવાન હુતાશન, અદ્ભુત સ્ત્રીનો વેષ લઇ ત્યાંજ અંતર્ધ્યાન થઇ ગયા. મનના સરખી ગતિથી નિમેષ માત્રમાં દિશા, વિદિશા, પર્વત, વન, પૃથ્વી તથા અંતરિક્ષ પ્રત્યે ચોતરફ તેને ખોળી, પાછા બૃહસ્પતિ

પાસે આવ્યા, અને કહેવા લાગ્યા કે હે બૃહસ્પતિ! મેં દેવરાજને કહિં જોયા નહીં, પણ જોવાના સ્થાનમાં એક પાણી બાકી રહ્યું છે; જેમાં પેસવાને હું શક્તિમાન નથી; કારણ હે હે બ્રહ્મન્! ત્યાં મારી ગતિ નથી. બીજું શું તમારૂં પ્રિય કરૂં તે કહો? તે સાંભળી બૃહસ્પતિએ કહ્યું કે, તું જળમાં પ્રવેશ કરી શકતો નથી, કારણ તેમ કરવાથી તારો ક્ષય થાય છે માટે હે મોટા તેજવાળા! તું મારે શરણે આવ્યો છું. તારૂં કલ્યાણ થાઓ. પાણીથી અગ્નિ, બ્રાહ્મણથી ક્ષત્રિય તથા પાષાણથી લોહ થાય છે, તેઓનું તેજ સર્વ ઠેકાણે જાય, પણ પોતાના કારણને વિષે શાંતિ પામે છે.

अद्भ्योग्निर्ब्रह्मतः क्षत्रमश्मनो लोहमुत्थितं ।
तेषां सर्वत्रगं तेजः स्वासुयोनिषु शाम्यति ॥ ३४ ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि बृहस्पत्यग्निसंवादे गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥

## અધ્યાય ૧૬ મો. ઈન્દ્રની અગ્નિએ કરેલી શોધ.

बृहस्पति उवाच—त्वमग्ने सर्वदेवानां मुखं त्वमसि हव्यवाट् ।
त्वं मतःसर्वभूतानां गूढश्चरासि साक्षिवत् ॥ १ ॥

બૃહસ્પતિ કહે છે—હે અગ્નિ! તું સર્વ દેવતાઓનું મુખ છે, હવ્યને વહેનાર પણ તું છે. સર્વ ભૂતોમાં તું મનાયલો છે તથા સાક્ષિની પેઠે છુપો વિચરે છે. હે હુતાશન! કવિયો તને જઠર રૂપે એક કહે છે, અને તનેજ ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ તથા આહ્વનીય રૂપે કરી ત્રણ પ્રકારનો કહે છે. તેં ત્યાગ કર્યું હોય તો આ જગત તત્કાળ નાશ પામે બ્રાહ્મણો પણ ત્રણ પ્રકારનો જે તું તેને નમસ્કાર કરીને, પોતાના કર્મથી સંપાદન કરેલી શાશ્વત ગતિને, પુત્ર તથા સ્ત્રિયો સહિત પામે છે. હે અગ્નિ! હવ્યને વહેનાર તથા પરમ હવિષ પણ તું છે. પરમ યજ્ઞ તથા મંત્રથી મનુષ્યો તારૂંજ યજન કરે છે. હે હવ્યને વહેનાર! આ ત્રણ લોકને સૃજી પાછો પ્રલય વખતે વૃદ્ધિ પામીને, તુંજ તેને નાશ પમાડે છે, માટે સર્વ ભુવનની ઉત્પત્તિસ્થાન તથા પ્રલયસ્થાન પણ તુંજ છે. હે અગ્નિ! બુદ્ધિમાન પુરૂષો મેઘ તથા વિદ્યુત પણ તનેજ કહે છે. તારાથી જ્વાળાઓ નિકળી સર્વ પ્રાણિઓને વહે છે, સર્વ જળ તારે વિષે રહ્યાં છે; તેમ સર્વ જગત પણ રહ્યું છે. હે પાવક! ત્રણ લોક વિષે તારાથી અજાણ્યું કોઇ નથી, પોતાની યોનિને સર્વ ભજે છે, માટે તું પણ શંકા રહિત થઇ જળ પ્રત્યે પ્રવેશ કર. હું તને સનાતન બ્રાહ્મ મંત્રે કરી પાછો વૃદ્ધિ પમાડીશ. એ રીતે બૃહસ્પતિએ સ્તુતિ કરી, ત્યારે ભગવાન, કવિ તથા ઉત્તમ એવા અગ્નિએ પ્રસન્ન થઇ બૃહસ્પતિ પ્રત્યે આવી રીતે ઉત્તમ વાકય કહ્યું કે, હું તમોને ઇંદ્ર દેખાડીશ, એ હું સત્ય કહું છું. શલ્યે કહ્યું કે—હે યુધિષ્ઠિર! અગ્નિ, ખાબોચીયાં તથા સમુદ્ર સહિત સર્વ જળોમાં પ્રવેશ કરી છુપો રહ્યો હતો ત્યાં ગયો. હે ભરતર્ષભ! ત્યાં કમળોને ખોળતા અગ્નિએ કમળના મૂળની વચમાં બેઠેલા ઇંદ્રને જોઇ, જલદીથી પાછા આવી બૃહસ્પતિને કહ્યું કે, અણુ માત્ર શરીરથી ઇંદ્ર કમળના તંતુનો આશ્રય કરી બેઠેલ છે. તે સાંભળી બૃહસ્પતિ, દેવર્ષિ તથા ગંધર્વો સહિત ત્યાં જઇ, બળને મારનાર ઇંદ્રની તેના પૂર્વના કરેલા કર્મથી સ્તુતિ કરવા લાગ્યા. હે શક્ર! મહાદારૂણ નમુચિ નામનો અસુર તેં નાશ પમાડ્યો, ને મહા

ઘોર પરાક્રમવાળા શંબળ તથા બળ નામના અસુરો પણ તેંજ માર્યા. તેમજ હે શતક્રતુ! તું વૃદ્ધિને પામ અને સર્વ શત્રુને માર. હે શક્ર! ઉભો થા ને આવેલા દેવર્ષિયોને જો. હે સમર્થ! હે દેવરાજ! હે જગત્પતે! હે મહેંદ્ર! દાનવોને મારી ત્રણ લોકની તેં રક્ષા કરી છે, અને વિષ્ણુના તેજયુક્ત પાણીનું ફીણું લઈ પૂર્વે વૃત્રાસુરને પણ માર્યો છે. સર્વ ભૂતોમાં શરણું થવા લાયક તથા સ્તુતિ કરવા લાયક પણ તું છે. આ જગતમાં તારા સરખું કોઇ પણ પ્રાણી નથી. હે શક્ર! સર્વ પ્રાણિયોને ધારણ પણ તું કરે છે, ને દેવતાઓનો મહિમા પણ તેં વધાર્યો છે, માટે હે મહેંદ્ર! સર્વ લોકની રક્ષા કર ને બળને પામ. એ રીતે બૃહસ્પતિએ સ્તુતિ કરી, ત્યારે ધીરે ધીરે ઈંદ્ર વૃદ્ધિ પામ્યો, ને પોતાનું શરીર પામી બળ સંયુક્ત થયો; અને ઉભેલા ગુરૂ બૃહસ્પતિને પૂછવા લાગ્યો કે, તમારૂં શું કાર્ય અવશેષ રહ્યું છે? ત્વષ્ટાનો પુત્ર મોટી કાયાવાળો વૃત્ર નામનો મોટો અસુર જે ત્રણ લોકને નાશ પમાડતો હતો, તેને તો મેં માર્યો. તે સાંભળી બૃહસ્પતિએ કહ્યું કે મનુષ્ય જાતિનો નહુષ નામનો રાજા હાલ દેવર્ષિ ગણના તેજથી દેવરાજ્યને પ્રાપ્ત થયો છે. તે અમને બધાને અત્યંત બાધ કરે છે. આ સાંભળી ઈંદ્રે પૂછ્યું કે, હે બૃહસ્પતે! નહુષ રાજા દુર્લભ એવું દેવતાઓનું રાજ્ય કેમ પામ્યો? તે કયા તપેયુક્ત હતો વા શું પરાક્રમવાળો હતો તે કહો?

બૃહસ્પતિએ કહ્યું કે, તેં ત્યાગ કરેલા ઈંદ્રપદ પ્રત્યે ભય પામેલા દેવતાઓ ઈંદ્રની કામના કરવા લાગ્યા. દેવતા, પિતૃ, ઋષિયો તથા મુખ્ય ગંધર્વો, સર્વે એકઠા થઇ નહુષ પાસે જઇ તેને કહેવા લાગ્યા કે, હે નહુષ! જગતનું રક્ષણ કરનાર તું અમારો રાજા થા. નહુષે કહ્યું કે, તમારૂં રાજ્ય કરવાને મારામાં શક્તિ નથી, માટે તપ તથા તેજથી મને વૃદ્ધિ પમાડો, તો હું તમારૂં રાજ્ય કરૂં. તેનાં વચન સાંભળી દેવતાઓએ તેને વૃદ્ધિ પમાડ્યો, એટલે ભયંકર છે પરાક્રમ જેનું એવો નહુષ સ્વર્ગનો રાજા થયો. હાલ તે દુરાત્મા ત્રૈલોકયનું રાજ્ય પામી મહર્ષિયોને વાહન બનાવી લોકમાં ફરે છે. તેની દૃષ્ટિમાં તેજને હરનારૂં વિષ છે, માટે તે અત્યંત ઘોર નહુષને તું જોઇશ માં, અત્યંત પીડાએલા સર્વે દેવતાઓ છાના રૂપથી ફરતાં તેને જોતા નથી. શલ્યે કહ્યું કે–હે યુધિષ્ઠિર! એ રીતે બૃહસ્પતિએ કહ્યું તેટલામાં લોકપાલ કુબેર; સૂર્યના પુત્ર યમ, પ્રાચીન દેવ સોમ તથા વરૂણ ત્યાં આવ્યા અને મહેંદ્રને કહેવા લાગ્યા કે ત્વષ્ટાના પુત્ર વૃત્રને તમે માર્યો, તે ઘણું સારૂં થયું. હે ઇંદ્ર! માર્યો છે શત્રુ જેણે એવા તમને અમે ક્ષત રહિત તથા કુશળ જોઇએ છીએ, તે પણ ઘણું સારૂં થયું. તેમનાં વચન સાંભળી પ્રસન્ન થએલો ઇંદ્ર પણ, તે લોકપાલ દેવોને ઘટતી રીતે સત્કાર કરી નહુષની બુદ્ધિનો ભેદ કરવા તેઓને પ્રેરણા કરતાં કહેવા લાગ્યો કે, દેવતાઓનો રાજા નહુષ ભયંકર રૂપવાળો છે, માટે તેને પરાજય કરવામાં તમે મને સહાયતા આપો. લોકપાલ દેવતાઓ બોલ્યા કે હે ઈશ! નહુષ ભયંકર રૂપવાળો તથા દૃષ્ટિમાં છે વિષ જેને એવો છે માટે અમે ડરીએ છીએ: હે ઈંદ્ર! તમે જો નહુષ રાજાને પરાજય પમાડો તો અમે યજ્ઞ ભાગને યોગ્ય થઇએ. તે સાંભળી ઇંદ્રે કહ્યું કે, તેમ થાઓ, અને તમે, વરૂણ, યમ તથા કુબેર, દેવતાઓ સહિત મારાથી અભિષેકને પામો, એટલે ઘોર દૃષ્ટિવાળા નહુષને આપણે જીતીએ. અગ્નિએ કહ્યું કે, મને પણ યજ્ઞમાં ભાગ આપો; હું પણ તમને સહાય કરીશ. ત્યારે ઇંદ્રે કહ્યું કે, હે અગ્નિ! તારો પણ મોટા યજ્ઞમાં ભાગ થશે. શલ્યે કહ્યું કે–હે યુધિષ્ઠિર! વર દેનાર ભગવાન પાકશાસન મહેંદ્રે એ રીતે વિચાર કરી સર્વ યક્ષ તથા ધનનું અધિપતિપણું કરનાર કુબેરને; પિતૃનું યમને, તથા પાણીનું વરૂણને પદ આપ્યું.

वैवस्वतं पितृणां च वरुणं चाप्यपां तथा।
अधिपत्यं ददौ शक्रः संचिंत्य वरदस्तथा ॥ ३४ ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि इंद्रवरुणादि संवादे गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥

## અધ્યાય ૧૭ મો. ઇન્દ્ર અગસ્ત્ય સંવાદ.

शल्य उवाच—अथ संचिंतयानस्य देवराजस्य धीमतः।
नहुषस्य वधोपायं लोकपालैः सदैवतैः ॥ १ ॥

શલ્ય કહે છે—પછી દેવતાઓ સહિત લોકપાલો સાથે બુદ્ધિમાન ઇંદ્ર, નહુષને મારવાનો ઉપાય ચિંતન કરવા લાગ્યો, તેટલામાં તપસ્વી એવા ભગવાન અગસ્ત્ય મુનિ ત્યાં આવી ચઢ્યા. ઇંદ્રને તે કહેવા લાગ્યા કે, વિશ્વરૂપ તથા વૃત્રાસુરનો વધ કરી તું વૃદ્ધિ પામ્યો છે, તે ઘણું સારૂં થયું. હે પુરંદર ! આજ દેવતાઓના રાજ્યથી નહુષ ભ્રષ્ટ થયો તે પણ બહુ સારૂં થયું. હે બલને મારનાર ! હણાયા છે શત્રુ જેના એવા તને હું વિજયી જોઉં છું, તે સાંભળી ઇંદ્રે કહ્યું કે, હે મહર્ષે ! તમે ભલે પધાર્યા. તમારા દર્શનથી હું ઘણો પ્રસન્ન થયો છું. હવે મારાથી પાદ્ય, આચમનીય, અર્ઘ્ય તથા ગાયને ગ્રહણ કરો. શલ્યે કહ્યું કે–હે યુધિષ્ઠિર ! એ રીતે જેની પૂજા કરી છે એવા, આસન ઉપર બેઠેલા, બ્રાહ્મણમાં શ્રેષ્ઠ અગસ્ત્યને પ્રસન્ન થયેલા જોઇ ઇંદ્ર પૂછવા લાગ્યો કે, હે દ્વિજોત્તમ ! હે ભગવાન ! નહુષ સ્વર્ગથી કેવી રીતે ભ્રષ્ટ થયો ? તે મને સાંભળવાની ઇચ્છા છે માટે કહો. અગસ્ત્યે કહ્યું કે, હે શક્ર ! બળથી ગર્વિષ્ઠ, દુરાચરણવાન તથા દુષ્ટબુદ્ધિવાળો નહુષ જે રીતે સ્વર્ગથી ભ્રષ્ટ થયો તે સંબંધી પ્રિય વાક્ય હું તને કહું તે સાંભળ. નહુષને વહેનારા શ્રમથી પીડાયલા અને મોટા ભાગ્યવાળા દેવર્ષિયોએ તથા નિર્મળ અંતઃકરણવાળા મહર્ષિઓએ તેને સંશય વિષયક આવી રીતે પ્રશ્ન પૂછ્યો કે, હે નહુષ ! ગવાલંભ યજ્ઞમાં ગાયોના પ્રોક્ષણ વિષે જે મંત્રો બ્રહ્માએ કહ્યા છે, એ તને પ્રમાણ છે કે નહીં ? તે સાંભળી તમોગુણથી મૂઢ ચિત્તવાળા નહુષે તેઓને કહ્યું કે, હું એ પ્રમાણ નથી માનતો. તેનાં વચન સાંભળી ઋષિયો બોલ્યા કે, તું અધર્મને વિષે પ્રવર્તમાન છે, તેથી ધર્મને નથી જાણતો. પણ અમારે તો પૂર્વે મહર્ષિયોએ કહ્યું છે તેથી એ પ્રમાણ છે. અગસ્ત્યે કહ્યું કે, હે ઇંદ્ર ! એ રીતે મુનિયો સાથે વાદ કરતાં અધર્મી નહુષે મારા મસ્તક વિષે પોતાનો પગ અડાડ્યો, તેથી તે તેજોહીન તથા શોભા વગરનો થઇ ગયો. અત્યંત પીડાયલા અને અજ્ઞાનથી ઉદ્વિગ્ન થયેલા નહુષને મેં કહ્યું કે, હે મૂઢ નહુષ ! પ્રાચીનોએ જે કહ્યું છે, તથા બ્રહ્મર્ષિયોએ જે આચરણ કરેલું છે, તે વિષે દીઠા વગર તું દોષ કરે છે, ને મારા મસ્તક વિષે પગ લંબાવી સ્પર્શ કરે છે, અને બ્રહ્મા સરખા કોઇથી સહન ન થાય એવા ઋષિયોને વાહન કરે છે, તેથી હણાઇ છે કાંતિ જેની એવો ક્ષીણ પુણ્યવાન તું, સ્વર્ગથી ભ્રષ્ટ થઈ મોટા સર્પનું રૂપ ધારણ કરી, દશ હજાર વર્ષ સુધી, પૃથ્વી પર પડીને ફર્યા કરીશ. તે વર્ષો પૂરાં થયે પાછો સ્વર્ગને પામીશ. હે શત્રુને દમન કરનાર ઇંદ્ર ! એ રીતે દુષ્ટ બુદ્ધિવાળો નહુષ દેવતાઓના રાજ્યથી ભ્રષ્ટ થયો છે. હે શક્ર ! બ્રાહ્મણોને કાંટારૂપ તે હણાયો, હવે સારી રીતે આપણે પરિપૂર્ણ થયા.

હે શચીપતે ! હવે જીતી છે ઇંદ્રિયો તથા શત્રુ જેણે અને મહર્ષિયો જેની સ્તુતિ કરે છે એવો તું સ્વર્ગ પ્રત્યે જઇ લોકોની રક્ષા કર. શલ્યે કહ્યું કે–હે યુધિષ્ઠિર ! પછી મહર્ષિ ગણો સહિત પ્રસન્ન થયેલા સર્વ દેવતાઓ, પિતૃ, યક્ષ, ભુજંગ, રાક્ષસ, ગંધર્વ, દેવકન્યાઓ અપ્સરાઓના ગણ અને તળાવો, નદિઓ, પર્વત તથા સમુદ્રો, બધાં મૂર્તિમાન થઇ ઇંદ્ર પાસે આવી કહેવા લાગ્યાં કે, હે શત્રુને હણનાર ! તું સ્વર્ગનું રાજ્ય પામ્યો એ બહુ સારૂં થયું. બુદ્ધિમાન અગસ્ત્યે પાપરૂપ નહુષને નાશ પમાડ્યો એ પણ સારૂં થયું, અને તેને પૃથ્વીતલ ઉપર પાપરૂપ છે આચરણ જેનું એવો સર્પ કર્યો, એ પણ ઘણું સારૂં થયું.

हतश्च नहुषः पापो दिष्टगस्त्येन धर्मिना ।
दिष्टया पापसमाचारः कृतः सर्पं महीतले ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि इंद्रागस्त्यसंवादे नहुषभ्रंषे गुर्जरभाषायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥

## અધ્યાય ૧૮ મો. શલ્યનું દુર્યોધન તરફ જવું.

शल्य उवाच—ततः शक्रः स्तूयमानो गंधर्वाप्सरसांगणैः ।
ऐरावतं समारुह्य द्विपेंद्रं लक्षणैर्युतं ॥ १ ॥

શલ્ય કહે છે—ગંધર્વ તથા અપ્સરાના ગણોએ જેની સ્તુતિ કરી છે એવો ઇંદ્ર, સર્વ લક્ષણ યુક્ત હસ્તિયોમાં શ્રેષ્ઠ ઐરાવત ઉપર બેસી અત્યંત મોટા તેજવાળા અગ્નિ, મહર્ષિ, બૃહસ્પતિ, યમ, વરૂણ તથા ધનના ઇશ્વર કુબેર, એ સર્વ દેવતાઓ, ગંધર્વ તથા અપ્સરાઓથી પરિવૃત થઇ સ્વર્ગે ગયો અને ત્યાં ઇંદ્રાણી સાથે મળી પરમ હર્ષથી સ્વર્ગની રક્ષા કરવા લાગ્યો. ભગવાન અંગિરા ત્યાં આવ્યા, અને અથર્વ વેદના મંત્રથી ઇંદ્રને આશીર્વાદ દીધો. પ્રસન્ન થએલા ભગવાન ઇંદ્રે, અથર્વ વેદ જાણનારા અંગિરાને વરદાન આપ્યું કે અથર્વ વેદ વિષે અથર્વાંગિરસ નામે ભાગ તમારો થશે; એટલે કે એ વેદને કહેવાથી એના ઋષિ તમે થશો અને યજ્ઞમાં ભાગ પામશો. એ રીતે ભગવાન ઇંદ્ર , અથર્વ વેદ જાણનાર અંગિરાનો સત્કાર કરી તેમને વિસર્જન કરી અત્યંત પ્રસન્ન થઇ દેવતા તથા તપરૂપી છે ધન જેમનું એવા ઋષિયોનો સત્કાર કરીને ધર્મથી પ્રજાને પાળવા લાગ્યો. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર ! એ રીતે સ્ત્રી સહિત ઇંદ્ર દુઃખને પ્રાપ્ત થયો હતો, અને શત્રુના નાશની ઇચ્છાથી તેણે અજ્ઞાતવાસ પણ કર્યો હતો, માટે હે રાજેંદ્ર ! મહાત્મા ભાઇયો તથા દ્રૌપદી સહિત તમે મહાવનમાં ક્લેશ પામ્યા છો, તે નિમિત્ત તમારે કાંઇપણ શોક કરવો નહીં; કારણ હે રાજેંદ્ર ! હે ભારત ! હે કુરૂનંદન ! જે રીતે વૃત્રને મારી ઇંદ્ર રાજ્યને પ્રાપ્ત થયો હતો એજ રીતે તમે પણ રાજ્યને પ્રાપ્ત થશો. હે શત્રુને મારનાર ! દુરાચરણ કરનાર, પાપાત્મા તથા બ્રાહ્મણોનો દ્વેષી નહુષ, જેમ અગસ્ત્યના શાપથી હણાઇને પૃથ્વી પર પડ્યો હતો તેમજ દુષ્ટ બુદ્ધિવાળા તમારા શત્રુ કર્ણ તથા દુર્યોધનાદિક પણ જલદી નાશ પામશે. હે વીર ! ભાઇઓ તથા દ્રૌપદી સહિત તમે સમુદ્ર પર્યંત પૃથ્વીને ભોગવશો. ઇંદ્રનો છે વિજય જેમાં એવું વેદ સરખું આ ઉપાખ્યાન, વ્યૂહ રચવાથી સૈન્ય ઉભેલાં હોય, તે વખતે જયને ઇચ્છનાર રાજાએ સાંભળવા લાયક છે; માટે હે જય કરનારાઓમાં શ્રેષ્ઠ ! આ વિજયરૂપ આખ્યાન મેં તમોને સંભળાવ્યું છે. હે યુધિષ્ઠિર ! સ્તુતિ કરેલા મહાત્માઓ વૃદ્ધિ પામે છે.

દુર્યોધનના અપરાધથી ને ભીમ તથા અર્જુનના બળથી મહાત્મા ક્ષત્રિયોનો નાશ થશે. ઇંદ્રનો છે વિજય જેમાં એવા આ આખ્યાનનો નિયમથી પાઠ કરનાર પાપ રહિત થઇ અંતે સ્વર્ગ પામે; અને આ લોકમાં હર્ષ પામે. વળી તેને શત્રુનો ભય થાય નહીં, તે પુત્ર વગરનો ન થાય, ને કોઇ પણ આપદને ન પામે, પણ મોટા આયુષને પામીને સર્વ ઠેકાણે જય પામે; તેનો પરાજય થાય નહીં. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ રીતે શલ્યે જેની આશ્વાસન કરી છે એવા ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા, તેનાં વચન સાંભળી વિધિપૂર્વક વિવેકથી સત્કાર કરી મદ્ર દેશના રાજા શલ્ય પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા. તમે કર્ણનું સારથિપણું કરશો એમાં સંશય નથી. તમારે અર્જુનની સ્તુતિ તથા કર્ણના તેજનો વધ કરવો. શલ્યે કહ્યું—જે રીતે તમે કહો છો તે જ રીતે હું કરીશ, અને બાકી પણ જે મારાથી બની શકશે તે તમારૂં હંમેશ હિત કરીશ. વૈશંપાયન કહે છે—હે જનમેજય! પછી મદ્ર દેશનો અધિપતિ શ્રીમાન્ શલ્ય, પાંડવોની આજ્ઞા લઇ સૈન્ય સહિત દુર્યોધન પાસે ગયો.

**ततस्त्वामंत्र्य कौंतेयाञ्छल्यो मद्राधिपस्तदा ।**
**जगाम सबलः श्रीमान् दुर्योधनमरिंदम ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि शल्यगमने गुर्जर-भाषायामष्टादशोऽध्यायः ॥ १८ ॥**



## અધ્યાય ૧૯ મો. બેઉ પક્ષે આવેલા રાજાઓ.

**वैशंपायन उवाच—युयुधानस्ततो वीरः सात्वतानां महारथः ।**
**महता च तुरंगेण बलेनागाद्युधिष्ठिरं ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! યાદવોમાં મહારથિ શૂરવીર સાત્યકી મોટા ચતુરંગ સૈન્ય સહિત યુધિષ્ઠિર પાસે આવ્યો. તેના સૈન્યને નાના પ્રકારના દેશમાંથી આવેલા, મહા પરાક્રમી તથા નાના પ્રકારનાં શસ્ત્રોવાળા યોદ્ધાઓ શોભાવતા હતા. ફરશી, ગોફણ, ત્રિશૂળ, ગુરજ, ગદા, ભાલા, લોઢાથી મઢેલા સોટા તથા બ્રહ્મપાશ તથા નાગપાશ ઇત્યાદિ અસ્ત્ર, નિર્મળ તલવાર, ખડ્ગ, ધનુષના સમુદાય તથા તેલ લગાડેલાં વિવિધ પ્રકારનાં બાણો ઇત્યાદિ શસ્ત્રોથી તેનું સૈન્ય શોભતું હતું. સુવર્ણના સરંજામથી શોભતા સૈન્યનું રૂપ વિજળી સહિત મેઘના જેવું લાગતું હતું. હે રાજન્! અક્ષૌહિણી સેના યુધિષ્ઠિરના સૈન્ય પ્રત્યે પ્રવેશ કરી, જેમ નાની નદી સમુદ્ર પ્રત્યે પ્રવેશ કરી તેથી જુદી ન જણાય, તેમ જુદી જણાતી ન હતી. ચેદિયોમાં શ્રેષ્ઠ બળવાન ધૃષ્ટકેતુ, અક્ષૌહિણી સેનાને લઇ ઘણાક પરાક્રમવાળા પાંડવોના પક્ષમાં આવ્યો. મગધ દેશનો રાજા બળવાન જરાસંધનો પુત્ર જયત્સેન પણ એક અક્ષૌહિણી સૈન્ય લઇ ધર્મરાજ પાસે આવ્યો. તેમજ પાંડ્ય રાજા સાગર તથા અનુપ દેશમાં રહેનાર નાના પ્રકારના યોદ્ધાઓ સહિત યુધિષ્ઠિરને પક્ષે આવ્યો. હે રાજન્! એ રીતે સૈન્યોનો સમાગમ થયો, ત્યારે રૂડા વેષવાળું યુધિષ્ઠિરનું સૈન્ય અત્યંત જોવા લાયક બની રહ્યું. નાના દેશોમાંથી આવેલા શૂરવીર પુરૂષો તથા મહારથિ પુત્રોથી શોભતી દ્રુપદની સેના આવી. તે જ પ્રમાણે પર્વતમાં રહેનાર રાજાઓ સહિત સેનાનો પતિ મત્સ્ય દેશનો રાજા વિરાટ પણ

પાંડવો તરફ આવ્યો. એ રીતે સર્વ મળી ચોતરફથી વિવિધ પ્રકારના ધ્વજથી સંકુલ, કૌરવો સાથે યુદ્ધ કરવાને ઇચ્છતી તથા મહાત્મા પાંડવોને હર્ષ પમાડતી સાત અક્ષૌહિણી સેના આવીને એકઠી થઇ.

ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને હર્ષ વધારતાં ભગદત્ત રાજાએ તેની તરફ એક અક્ષૌહિણી સેના આપી. કોઇથી સહન ન થાય એવું સુવર્ણના પોશાકવાળા પુરૂષોથી યુક્ત ચીના તથા કિરાત લોકથી વિંટાયલું દુર્યોધનનું સૈન્ય, કણેરનું વન શોભે તેમ શોભતું હતું. હે કુરૂનંદન ! શૂરવીર ભૂરિશ્રવા તથા શલ્ય પણ એક એક અક્ષૌહિણી સૈન્ય લઇ દુર્યોધન પક્ષે આવ્યા. ભોજ, અંધક તથા કુરૂર સહિત હાર્દિકય અને કૃતવર્મા, અક્ષૌહિણી સેના સહિત દુર્યોધન તરફ આવ્યા. વનમાળા ધારણ કરનાર સિંહરૂપ પુરૂષોએ કરી દુર્યોધનનું સૈન્ય, રંમાડેલા મદોન્મત્ત હસ્તિયોથી જેમ વન શોભે તેમ શોભતું હતું. વળી જયદ્રથ છે મુખ્ય જેમાં એવા સિંધુ તથા સૌવીર દેશમાં રહેનારા બીજા કેટલાક રાજાઓ પર્વતોને કંપાવતા હોય નહિ તેની પેઠે કૌરવ પક્ષમાં આવ્યા. તેઓની ઘણીક અક્ષૌહિણી સેના, વાયુએ ચલાયમાન કરેલા ઘણાક રૂપવાળા મેઘ સમાન શોભતી હતી. યવન તથા શક સહિત કાંબોજનો સુદક્ષિણ રાજા અક્ષૌહિણી સેના સહિત કૌરવ તરફ આવ્યો. તેની સેનાનો સમુદાય તીડ નામના જંતુના સમુદાય જેવો હતો. કૌરવોના સૈન્યને પામી તે જુદો દેખાતો ન હતો. માહિષ્મતી પૂરીનો નિવાસી નીલરાજા, લીલાં આયુધ ધારણ કરનાર તથા દક્ષિણા પથમાં રહેનાર મહા પરાક્રમી યોદ્ધાઓ સહિત દુર્યોધન તરફ આવ્યો. અવંતીના વિંદાનુવિંદ નામના મહા બળવાન બે રાજાઓ પણ એક એક અક્ષૌહિણી સેના સહિત આવ્યા. પુરૂષમાં સિંહરૂપ કેકય દેશના રાજા પાંચે ભાઇઓ એક અક્ષૌહિણી સેના સહિત કૌરવના સૈન્યને હર્ષ પમાડતા આવ્યા. વળી બીજા દેશોથી આવેલા મહાત્મા રાજાઓની બીજી ત્રણ અક્ષૌહિણી સેના પણ આવી. એ સર્વ મળી નાના પ્રકારની ધ્વજાઓથી સંકુલ, પાંડવો સામે યુદ્ધ કરવાને ઇચ્છનારી દુર્યોધનની અગિઆર અક્ષૌહિણી સેના એકઠી થઇ. હે ભારત ! હસ્તિનાપુરમાં રાજાઓ તથા પ્રધાનાદિ સૈન્યમાંના મુખ્યોને પણ રહેવાનો અવકાશ ન હતો. પંચનદ, સમગ્ર કુરૂજાંગલ, રોહિતકારણ્ય, કેવલમરૂભૂમિ, અહિચ્છત્ર, કાલકૂટ, ગંગાકુલ, વારણ, વાટધાન તથા યામુન પર્વત, એટલા પ્રદેશો ઘણા ધન ધાન્યવાળા તથા વિસ્તારવાળા હોવાથી ત્યાં કૌરવોના પક્ષે આવેલી સેનાઓનો પડાવ થયો. કૌરવો પ્રત્યે દ્રુપદે મોકલેલા પુરોહિતે એ રીતે એકઠું થએલું સૈન્ય જોયું.

**तत्र सैन्यं तथा युक्तं ददर्श सपुरोहितः।**
**यः सपांचालराजेन प्रेषितः कौरवान् प्रति ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि पुरोहितसैन्यदर्शने गुर्जरभाषायामेकोनविंशोऽध्यायः ॥ १९ ॥**

## અધ્યાય ૨૦ મો. સંજયયાન પર્વ—દ્રુપદના પુરોહિતની શિખામણ.

**वैशंपायन उवाच—स च कौरव्यमासाद्य द्रुपदस्य पुरोहितः।**
**सत्कृतो धृतराष्ट्रेण भीष्मेण विदुरेण च ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! દ્રુપદનો પુરોહિત, હસ્તિનાપુર પ્રત્યે જઇ ધૃતરાષ્ટ્ર, ભીષ્મ તથા વિદુરથી સત્કાર પામી પ્રથમ સર્વની કુશળતા કહી તેઓનું કુશળ પુછી, સર્વ સેનાના નાયકોની વચમાં, આવી રીતે કહેવા લાગ્યો કે, તમે સર્વ સનાતન રાજધર્મ જાણો છો, માટે તમારાં વાક્ય સાંભળવા સારૂ હું કહું છું કે, ધૃતરાષ્ટ્ર તથા પાંડુરાજા બેઉ એકજ પિતાના પુત્ર છે. પિતાનું ધન બેઉને સરખું જોઇએ, એમાં સંશય નહીં; તોપણ પૂર્વે ધૃતરાષ્ટ્રના પુત્રોને પિતાનું ધન પ્રાપ્ત થયું, ને પાંડુના પુત્રોને પ્રાપ્ત ન થયું, માટે ધૃતરાષ્ટ્રથી રક્ષાએલું પિતાનું દ્રવ્ય પૂર્વે પાંડવોને નથી મળ્યું તે તમે સારી રીતે જાણો છો. વળી દુર્યોધનાદિકોએ અનેક પ્રાણાંતિક ઉપાયોથી પાંડવોને યમપુરી પ્રત્યે મોકલવાના યત્ન કર્યા, પણ તેઓનું આયુષ બળવાન હોવાથી તેમાં સફળ થઇ શકાયું નહીં. પછી ફરીથી મહાત્મા પાંડવોએ પોતાના બળથી રાજ્ય વધાર્યું, તે પણ શકુનિ સહિત ધૃતરાષ્ટ્રના ક્ષુદ્ર પુત્રોએ છળથી હરણ કરી લીધું, તેમને તેર વર્ષ મહા અરણ્યમાં મોકલ્યા, એ પણ તેમનું કર્મ પાંડવોએ અનુમત કર્યું! એ રીતે સભામાં કલેશ પમાડેલા શૂરવીર પાંડવો, સ્ત્રી સહિત અરણ્યમાં વિવિધ પ્રકારના દારૂણ કલેશને પ્રાપ્ત થયા. વિરાટના નગરમાં પણ જાણે બીજા જન્મને પ્રાપ્ત થયા હોય નહીં, તેમ મહાત્મા પાંડવોએ પાપિયોની પેઠે અત્યંત કલેશ સહન કર્યો. તે બધો કૌરવોનો પૂર્વનો દ્વેષ ભુલી જઇ હવે કુરૂકુળમાં શ્રેષ્ઠ પાંડવો ભાઇઓ—કૌરવો સાથે સમજુતી કરવાને ઇચ્છે છે માટે તેઓની તથા દુર્યોધનની વર્તણુક જાણી સંબંધિજનોએ દુર્યોધનને સમજાવવો જોઇએ. શૂરવીર પાંડવો કૌરવો સાથે વિગ્રહ નથી કરતા, ને જે રીતે લોકનો ક્ષય ન થાય; તેમ પોતાના ધનને ઇચ્છે છે અને સંપત્તિ માટે કજીઓ કરવો, એમ દુર્યોધનના મતમાં હોય તો તે માનવું નહીં, કારણ પાંડવો ઘણા બળવાન છે. ધર્મના પુત્ર પાસે કૌરવો સાથે યુદ્ધ કરવાને ઇચ્છતી સાત અક્ષૌહિણી સેના એકઠી થઇ છે, ને એમના હુકમની વાટ જોઈ રહી છે. પુરૂષમાં સિંહરૂપ, હજાર અક્ષૌહિણી સરખા બીજા સાત્યકિ, ભીમસેન તથા મહા બળવાન નકુલ સહદેવ પણ એમના હુકમની વાટ જોઇ રહ્યા છે. એક બાજુ આવેલી આ અગિયાર અક્ષૌહિણી સેના અને એક બાજુ એ સર્વ સેનાથી અધિક, અનેક તરેહથી યુદ્ધ વ્યવહાર કરનાર મહાબાહુ અર્જુન છે. એજ પ્રમાણે મોટી કાંતિવાળા મહાબાહુ વાસુદેવ ભગવાન પણ છે, માટે સેનાનું ઘણાપણું, અર્જુનનું પરાક્રમ તથા શ્રી કૃષ્ણના બુદ્ધિમાનપણાનો વિચાર કરી કયો મનુષ્ય યુદ્ધ કરે? વાસ્તે તમે ધર્મ પ્રમાણે સમયે જે આપવા લાયક હોય તે આપો, ફોકટ વિલંબ ન કરો.

ते भवंतो यथाधर्मं यथा समयमेव च ।
प्रयच्छंतु प्रदातव्यं मा वः कालोत्यगादयं ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि संजययानपर्वणि पुरोहितयाने गुर्जरभाषायां विंशोऽध्यायः ॥ २० ॥

## અધ્યાય ૨૧ મો. ભીષ્મે પુરોહિતને આપેલો ઉત્તર.

वैशंपायन उवाच—तस्य तद्वचनं श्रुत्वा प्रज्ञावृद्धो महाद्युतिः ।
संपूज्यैनं यथाकालं भीष्मो वचनमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! તેનાં વચન સાંભળી બુદ્ધિથી વૃદ્ધ મોટા તેજવાળા ભીષ્મપિતા ઘટિત રીતે તેને વખાણી આવી રીતે કહેવા લાગ્યા. દામોદર સહિત તે સર્વે કુશળ છે, સહાયવાન છે, અને ધર્મને વિષે આસક્ત છે, એ ઘણું સારૂં. કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ભાઇઓ સંધિની ઇચ્છા કરે છે, તથા બાંધવો સહિત તેમનું યુદ્ધ કરવાનું મન નથી, એ પણ ઘણું સારૂં. એ બધું તમે સત્ય કહ્યું એમાં સંશય નહીં, પણ અતિ તીક્ષ્ણ વાક્ય જે તમે કહો છો, તે બ્રાહ્મણ હોવાથી કહેતા હશો, એમ મારી મતિમાં આવે છે. પાંડવોને વનમાં તથા અહિં કલેશ પમાડ્યા એમાં સંશય નહિ, તેમ પિતાનું સર્વ ધન તેમને ધર્મથી પ્રાપ્ત પણ થવું જોઇએ, એમાં પણ સંશય નહીં. તે બળવાન, અસ્ત્ર શીખેલ મહારથિ પાંડુના પુત્ર અર્જુનને કોઇપણ સહન કરી શકે નહીં, કારણ તેને સાક્ષાત્ ઇંદ્ર પણ સહન ન કરી શકે, ત્યારે બીજાં પ્રાણિયો તો ક્યાંથીજ સહન કરે? માટે ત્રિલોકમાં અર્જુન સમર્થ છે એવી મારી દૃઢ મતિ છે. એ રીતે ભીષ્મે વાક્ય કહ્યાં ત્યારે ક્રોધથી જેમ સહન ન થાય તેમ તિરસ્કાર કરી દુર્યોધન સામે જોઈ કર્ણ આવી રીતે કહેવા લાગ્યો કે, હે સજ્જન! પાંડવો વિષે બનેલા વૃત્તાંતને લોકમાં કોણ નથી જાણતું? માટે તે ફરીથી વારંવાર કહ્યા વડે શું? દુર્યોધન વાસ્તે પૂર્વે શકુનિ તેમને દ્યૂત વિષે જીત્યો, એટલે કરેલા ઠરાવથી પાંડુપુત્ર યુધિષ્ઠિર વનમાં ગયા. તે હાલ વાયદા પ્રમાણે ચાલી પિતાના રાજ્યને નથી ઇચ્છતા, પણ તે વાયદાને અતિક્રમણ કરી મત્સ્ય તથા પાંચાલના બળનો આશ્રય કરી રાજ્ય ઇચ્છે છે. હે વિદ્વન્! એ રીતે ભયથી દુર્યોધન ચતુર્થાંશ પણ ન આપે પણ ધર્મથી તો સમગ્ર પૃથ્વી શત્રુને પણ આપે; માટે જો ફરીથી બાપદાદાના રાજ્યને તેઓ ઇચ્છતા હોય તો, પ્રતિજ્ઞા કરેલા વખત સૂધી ફરીથી વનમાં રહી, પછી નિર્ભય થઇ દુર્યોધનના ખોળામાં આવી મસ્તક મૂકે, માટે કેવળ મૂર્ખતાથી તેઓ અધર્મ બુદ્ધિ કરે નહિ. કદી ધર્મને મૂકી પાંડવો યુદ્ધને ઇચ્છતા હશે, પણ કૌરવોમાં શ્રેષ્ઠ યોદ્ધાઓને ભેટ્યા પછી મારાં વચનને યાદ કરશે. તે સાંભળી ભીષ્મે કહ્યું કે, હે રાધેય! તારી વાણીથી શું થવાનું છે? તું તે કર્મ સંભારવા લાયક છે, જે આપણે છ રથિને યુદ્ધમાં એકલો અર્જુન જીત્યો હતો. વારંવાર જીતાએલા તેં તેનું કર્મ તો ત્યારેજ જોયું છે, માટે જે રીતે આ બ્રાહ્મણ કહે છે, તે રીતે જો નહીં કરીએ તો નિશ્ચય યુદ્ધમાં હણાયલા આપણે ધૂળ ભેગા થઇ જઇશું.

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યારે ધૃતરાષ્ટ્ર રાજા, ભીષ્મને માન આપી પ્રસન્ન કરી, રાધાના પુત્ર કર્ણનો તિરસ્કાર કરી આવી રીતે કહેવા લાગ્યા. શંતનુના પુત્ર ભીષ્મે જે વાક્ય કહ્યાં તે અમારા તથા પાંડવોના અને સર્વ જગતના હિતરૂપ છે, માટે હું વિચાર કરી પાંડવો પ્રત્યે સંજયને મોકલીશ અને તું પાછો પાંડવો પાસે જા. એમ કહી તેનો સત્કાર કરી, ધૃતરાષ્ટ્રે તે બ્રાહ્મણને પાછો પાંડવો પાસે મોકલ્યો. પછી સભાની વચમાં સંજયને બોલાવી ધૃતરાષ્ટ્ર રાજા આવી રીતે કહેવા લાગ્યા.

**सतं सत्कृत्य कौरव्यः प्रेषयामास पांडवान् ।**
**सभामध्ये समाहूय संजयं वाक्यमब्रवीत् ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि संजययानपर्वणि पुरोहितयाने गुर्जरभाषायामेकविंशोऽध्यायः ॥ २१ ॥**

## અધ્યાય ૨૨ મો. ધૃતરાષ્ટ્રે પાંડવોને મોકલેલો સંદેશ.

धृतराष्ट्र उवाच—प्राप्तानाहुः संजयपांडुपुत्रानुपप्लव्ये तान् विजानीहि गत्वा।
अजातशत्रुं च सभाजयेथा दिष्ट्या नद्यस्थानमुपस्थितास्तवं ॥१॥

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય! ઉપપ્લવ્ય વિષે પાંડવો આવ્યા એમ કહે છે, માટે ત્યાં જઇ તેમને મળ. યુધિષ્ઠિરને કહે કે, "ભાગ્યવાન તમે સ્થિતિને પ્રાપ્ત થયા તે ઘણું સારૂં થયું. અમે કુશળ છીએ." એમ કલેશ પમાડવા લાયક નહીં એવાં વચન સર્વ પાંડવોને કહે, કારણ કષ્ટરૂપ વનવાસ સેવીને નિષ્કપટ તથા ઉપકાર કરનાર સત્પુરૂષ પાંડવોને, આપણી ઉપર ક્રોધ નથી. હે સંજય! પાંડવોની ક્યારે પણ કંઇ મિથ્યા વૃત્તિ મેં જોઇ નથી, તેઓ પોતાના પરાક્રમથી સર્વ લક્ષ્મી મારે વાસ્તે આણતા હતા. હું નિરંતર તેમનો દોષ જોવા ઇચ્છતો, પણ તે કંઇ જોવામાં આવતો નહીં. હું તેમની નિંદા કરૂં, વળી જે નિરંતર ધર્મ તથા અર્થ વાસ્તે કર્મ કરે, પણ કામ વાસ્તે ક્યારે ધર્મનો ત્યાગ ન કરે તે પાંડવો તડકો, ટાઢ, ક્ષુધા, તૃષા, નિદ્રા, તંદ્રા, ક્રોધ, હર્ષ તથા પ્રમાદ, એ સર્વને ધૈર્ય તથા બુદ્ધિથી ગણકારતા નથી, ધર્મ તથા અર્થ પ્રત્યેજ પ્રયત્ન કરે છે. તેઓ વખતે મિત્રોને ધન આપે છે, અને સહવાસથી પણ તેમને વિષે મિત્રતા તોડતા નથી. તેઓ યથાયોગ્ય માન તથા અર્થને દેનારા છે. અજમીઢના વંશમાં તેઓનો, પાપરૂપ વિષમ બુદ્ધિવાળા દુર્યોધન વિના તથા અત્યંત ક્ષુદ્ર કર્ણ વિના કોઇ પણ દ્વેષી નથી. તેમ હીન થયું છે સુખ તથા પ્રિય જેનું એવા મહાત્મા પાંડવોને ક્રોધ પણ તે બેઉ જણાજ ઉત્પન્ન કરે છે. આરંભ વખતે જેનું પરાક્રમ છે એટલે કે અગાઉથી બોલે, પણ પ્રસંગ આવ્યે કંઇ પણ કરે નહીં, એવો સુખથી વધેલો દુર્યોધન, "હું જીવતાં પાંડવોનો ભાગ લેવા સમર્થ છું તથા એ હું ઠીક કરૂં છું," એમ માને છે, તે કેવળ મૂઢતાથી માને છે; કારણ યુધિષ્ઠિરને અનુસરનારા અર્જુન, કેશવ ભગવાન, ભીમસેન, સાત્યકિ, માદ્રિના પુત્ર નકુળ, સહદેવ તથા સૃંજયો છે માટે તેમની સાથે યુદ્ધ કરવા કરતાં ભાગ આપવો તે સારૂં છે. ગાંડીવ ધનુષ ધારણ કરનાર રથમાં બેઠેલો એકલો અર્જુન પૃથ્વીને કંપાવે તેમજ ત્રણ લોકના અધિપતિપર જય કરનાર મહાત્મા કેશવ ભગવાન પણ કોઇથી સહન થાય નહીં એવા છે. જે સર્વ લોકમાં વરવા લાયક એકજ છે, ને મેઘના સરખો શબ્દ કરનાર વેગવાળા બાણના સમુદાયોને તીડ નામના જંતુઓના સમુદાયની પેઠે નાખે છે તેની આગળ કયો મનુષ્ય ઉભો રહી શકે? ગાંડીવ ધનુષ ધારણ કરનાર અર્જુને, એક રથે કરી ઉત્તર દિશાને તથા હિમાલય થકી પણ ઉત્તરમાં રહેલા ઉત્તર કુરૂઓને જીતી, તેમનું ધન હરણ કર્યું અને દ્રવિડોને સેનાની પછવાડે ચાલનારા કર્યા. વળી ખાંડવ વનમાં ઇંદ્ર સહિત દેવોને જીતી, ખાંડવ વન અગ્નિને આપ્યું, ને તેથી પાંડવોનું યશ તથા માન વધાર્યું. ગદા ધારણ કરનારાઓમાં ભીમ સરખો કોઇ નથી, તેમ હસ્તિ ઉપર બેસનાર પણ બીજો કોઇ નથી. તેને રથમાં પણ અર્જુન સરખોજ કહે છે, વળી તે સારી રીતે શીખેલો, કર્યું છે વૈર જેણે, વેગવાન તથા હંમેશ અત્યંત ક્રોધી ભીમસેન ક્ષુદ્ર દુર્યોધનાદિકને તો વેગથીજ બાળી નાંખે. તેને બળથી તો યુદ્ધમાં સાક્ષાત્ ઇંદ્ર પણ જીતવાને સમર્થ થાય નહીં. બુદ્ધિમાન, બળવાન તથા શીઘ્ર હસ્તવાળા અર્જુન પાસે શીખેલા માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવ, બે શ્યેન પક્ષિયો જેમ પક્ષિયોના સમૂહને નાશ પમાડે, તેમ શત્રુને અવશેષ નહીં રહેવા દે. ભીષ્માદિકનું સામર્થ્ય છે તે પણ સાચું, પણ પાંડવો

પાસે ગયેથી તે તુચ્છ છે, એમ હું માનું છું. કારણ જે પાંડવોની વચમાં એકજ યોદ્ધો સોમકોમાં શ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ન અમાત્ય સહિત, પાંડવો વાસ્તે શરીર ત્યાગ કરી ઉભેલો છે, એમ મેં સાંભળ્યું છે, અને જે પાંડવોના અગ્રણી યાદવોમાં સિંહરૂપ શ્રીકૃષ્ણ છે, તે યુધિષ્ઠિરને બીજો કોણ સહન કરી શકે ? મત્સ્યોનો અધિપતિ વિરાટ રાજા વર્ષ દિવસ તેમની ભેગો રહ્યો, તથા તેમણે ગોગ્રહ વિષે તેની રક્ષા કરી, તેથી તે પણ પુત્ર સહિત પાંડવો–યુધિષ્ઠિર ઉપર હંમેશ ભક્તિમાન થઇ રહ્યો છે, એમ મેં સાંભળ્યું છે. વળી કેકય દેશથી કાઢી મૂકેલા મોટા ધનુષવાળા પાંચ કેકય ભાઇઓ, કેકયો થકી રાજ્યની ઇચ્છા કરતાં હાલ યુદ્ધને અર્થે પાંડવોને અનુસરે છે. શૂરવીર પાંડવો વાસ્તે આવેલા રાજાઓ ધર્મરાજા ઉપર ભક્તિમાન છે, એમ હું સાંભળું છું. વળી પર્વત તથા વિકટ જમીનમાં વસનાર કુળજાતિથી શુદ્ધ યોદ્ધાઓ અને નાના પ્રકારના આયુધ તથા પરાક્રમવાળા મ્લેચ્છો પણ પાંડવો વાસ્તે આવેલા છે, એમ મેં સાંભળ્યું છે. સંગ્રામમાં ઇંદ્ર સરખો, ઘણાક શૂરવીર યોદ્ધાઓથી વિંટાયલો, લોકમાં અત્યંત શૂરવીર અને ઘણા પરાક્રમ તથા તેજવાળો મહાત્મા પાંડ્ય રાજા પાંડવો વાસ્તે આવેલો છે; જે દ્રોણ, અર્જુન, વાસુદેવ, કૃપાચાર્ય તથા ભીષ્મ પાસેથી અસ્ત્રવિદ્યા શીખેલો છે. બાહુબળે કરીને તો તેને લોકો દશ હજાર હાથીના સરખો પરાક્રમી કહે છે. વળી જેને "એ પ્રદ્યુમ્ન સરખો એકજ છે" એમ કહે છે, તે સાત્યકિ પણ પાંડવો વાસ્તે આવેલો છે. ચેદિ તથા કરૂષક રાજાઓ પણ આવેલા છે, સર્વ તરેહના ઉદ્યોગમાં તૈયાર થયેલા છે. જેઓની વચમાં પૂર્વે સૂર્યની પેઠે તપતા, લક્ષ્મીથી વિંટાયલા, પૃથ્વીમાં પ્રત્યંચા ખેંચનારાઓમાં અત્યંત શ્રેષ્ઠ અને જેનું માન મિથ્યા વાસુદેવ છે મુખ્ય જેમાં એવા રાજાઓ વધારતા હતા તથા યુદ્ધમાં સ્તંભન ન થાય એવા શિશુપાલને, સર્વ ક્ષત્રિયોના ઉત્સાહને હણી હઠાત્કારથી વેગવાન શ્રીકૃષ્ણે મર્દન કરી, પાંડવોનાં યશ તથા માન વધાર્યાં હતાં. સુગ્રીવાદિ ઘોડા જોડેલા રથમાં બેઠેલા તે અસહ્ય શ્રીકૃષ્ણ પ્રત્યે, સિંહ પ્રત્યે ક્ષુદ્ર મૃગોની પેઠે શિશુપાલ વિના બીજો કોણ દોડે ? જે શ્રીકૃષ્ણ સાથે રથમાં બેસી સામે યુદ્ધ કરવા ઇચ્છતો તેમની સામે દોડ્યો, ત્યારે તેમણે માર્યો. પ્રાણ રહિત થઈ, વાયુએ મંથન કરેલું કણેરનું વૃક્ષ જેમ પડે તેમ સુઇ ગયો. હે સંજય ! કેશવ ભગવાનનું પરાક્રમ પાંડવો વાસ્તે છે, એમ મને ચારોએ કહ્યું છે. હે ગાવલ્ગણ ! ભગવાનનાં કર્મ સંભારૂં છું, તેથી હું શાંતિ પામતો નથી. પાંડવોને શત્રુ સહન કરી શકે નહીં, કારણ તેઓના અગ્રણી યાદવ કુળમાં સિંહરૂપ શ્રીકૃષ્ણ છે. એક રથમાં ભેગા બેઠેલા બેઉ કૃષ્ણને એટલે શ્રીકૃષ્ણ અને અર્જુનને જોઇ ભયથી મારૂં હૃદય કંપે છે, માટે મંદ બુદ્ધિવાળો મારો પુત્ર દુર્યોધન જો એ બેઉ સામે સંગ્રામ કરવા ન જાય તો સુખ પામે. નહીં તો હે સંજય ! જેમ ઇન્દ્ર તથા વિષ્ણુ બેઉ મળી દૈત્ય સેનાને નાશ પમાડે, તેમ અર્જુન તથા વાસુદેવ ભેગા થઇ કૌરવોને બાળી નાખશે. અર્જુનને હું ઇંદ્ર સરખો માનું છું. વૃષ્ણિકુળમાં શૂરવીર શ્રીકૃષ્ણ તો સનાતન વિષ્ણુ છે, તેમ કુંતિનો પુત્ર યુધિષ્ઠિર પાંડવ લજ્જાવાન, વેગવાન તથા ધર્મને વિષે સ્થિતિવાળો છે. દુર્યોધને છેતરેલો હોવાથી ક્રોધ ન કરે તો સારૂં, નહીં તો કૌરવોને બાળી નાખશે. હે સંજય ! ક્રોધાવિષ્ટ યુધિષ્ઠિરના ક્રોધથી જેવો હું અત્યંત બીહું છું તેવો અર્જુન, વાસુદેવ, ભીમ તથા નકુળ સહદેવથી પણ બીહીતો નથી. કારણ યુધિષ્ઠિર મહા તપસ્વી તથા બ્રહ્મચર્યવાન છે, તેથી તેનો તે માનસ સંકલ્પ પણ સિદ્ધ થાય, વાસ્તે હે સંજય ! તેને ક્રોધયુક્ત જોઇ હાલ હું અત્યંત બીહું છું. મારી આજ્ઞાથી જલદી રથમાં

બેસી, વિરાટની સેનાના પડાવ પ્રત્યે જ્યાં પાંડવો છે ત્યાં જા અને યુધિષ્ઠિરને કુશળ પૂછી વારંવાર પ્રીતિયુક્ત વચન બોલજે. હે સંજય ! પરાક્રમીઓમાં ઉદાર મોટા ભાગ્યવાળા જનાર્દન પાસે જઇ, તેમને પણ મારા વચનથી કુશળ પૂછજે ને કહેજે કે, પાંડવો સાથે ધૃતરાષ્ટ્ર શાંતિની ઇચ્છા રાખે છે. વાસુદેવનું કદીપણ વચન યુધિષ્ઠિર નહી માને તેમ નથી, કારણ તે પાંડવોને પોતા સરખાજ પ્રિય ગણે છે. વિદ્વાન શ્રીકૃષ્ણ પણ નિરંતર તેઓના કામમાંજ યુક્ત છે. હે સૂત ! ત્યાં આવેલા સૃંજય, સાત્યકિ તથા વિરાટ, ઇત્યાદિ સર્વને તથા દ્રૌપદીના પાંચ પુત્રોને પણ મારાં વચનથી કુશળ પૂછજે. હે સંજય ! શત્રુઓ સાથે વખતને યોગ્ય બોલવાનું જે તારા મનમાં આવે, તે તારે રાજાઓના મધ્યમાં બોલવું, જે સર્વ ભરતવંશિઓના હિતરૂપ થાય, ક્રોધને ન વધારે, અને યુદ્ધનો હેતુ ન બને.

यद्यत्तत्र प्राप्तकालं परेभ्यस्त्वं मन्येथा भारतानां हितं च ।
तद्भाषेथाः संजयराजमध्ये न मुर्च्छयेद्यन्न च युद्धहेतुः ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि संजययानपर्वणि धृतराष्ट्रसंदेशे गुर्जरभाषायां द्वाविंशोऽध्यायः ॥ २२ ॥



## અધ્યાય ૨૩ મો. સંજયનું ઉપપ્લવ્ય જવું.

**वैशंपायन उवाच—राजस्तु वचनं श्रुत्वा धृतराष्ट्रस्य संजयः ।**
**उपप्लव्यं ययौ द्रष्टुं पांडवानमितौजसः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ધૃતરાષ્ટ્ર રાજાનાં વચન સાંભળી, સંજય ઘણા પરાક્રમવાળા પાંડવોને મળવા ઉપપ્લવ્ય નામે ગામમાં ગયો. કુંતિપુત્ર યુધિષ્ઠિર પાસે જઇ તેમને પ્રણામ કરી પ્રસન્ન થઇ તે કહેવા લાગ્યો કે, હે રાજન્ ! સહાયવાન તથા ઇન્દ્ર સરખા તમને કુશળ જોઇ હું ખુશી છું. અંબિકાપુત્ર બુદ્ધિવાન વૃદ્ધ ધૃતરાષ્ટ્ર રાજાએ તમને કુશળ પૂછાવ્યું છે. પાંડવોમાં મુખ્ય તમે, ભીમ, અર્જુન તથા માદ્રિના પુત્ર નકુળ, સહદેવ સર્વ કુશળ છો ? હે ભારત ! સત્ય વ્રતવાળી, વીરપત્ની તથા બુદ્ધિમાન રાજકન્યા દ્રૌપદી પુત્ર સહિત કુશળ છે ? કલ્યાણથી તમે જેઓને વિષે ઇષ્ટ કામનાની ઇચ્છા રાખો છો તે પણ કુશળ છે ? તેનાં વચન સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે ગાવલ્ગણ ! હે સંજય ! તું ભલે આવ્યો, તને જોઇ અમે પ્રસન્ન થઇએ છીએ. તને હું કુશળ પૂછું છું. હે વિદ્વન્ ! હું ભાઇઓ સહિત કુશળ છું. હે સંજય ! હે સૂત ! ઘણે દિવસે કુરૂકુળમાં વૃદ્ધ ધૃતરાષ્ટ્રનું કુશળ સાંભળી તથા તને જોઇને, મેં પ્રીતિથી તેમને જોયા, એમ હું માનું છું. હે તાત ! વૃદ્ધ, મનસ્વી, મહા બુદ્ધિમાન, સર્વ ધર્મ રૂપ પ્રસન્ન તથા કુરૂકુળમાં ઉત્પન્ન થએલા અમારા પિતામહ ભીષ્મ કુશળ છે ? એમને પૂર્વના સરખો અમારે વિષે સ્નેહ છે ? હે સૂતપૂત્ર ! વિચિત્રવીર્યના પુત્ર મહાત્મા ધૃતરાષ્ટ્ર રાજા પુત્રો સહિત કુશળ છે ? વિદ્વાન બાહ્લિકરાજા કુશળ છે ? હે તાત ! સોમદત્ત સહિત ભૂરિશ્રવા અને સાચી પ્રતિજ્ઞાવાળો શલ, પુત્ર સહિત દ્રોણ તથા કૃપાચાર્ય, એ બધા મોટા ધનુષવાળા વીર કુશળ છે ? હે સંજય ! ત્યાં આવેલા પૃથ્વીમાં મુખ્ય, સર્વ ધનુષ ધારણ કરનારા, મહા બુદ્ધિમાન તથા સર્વ શાસ્ત્રને જાણનારા રાજાઓ, 'યુદ્ધ ન કરવું' એમ કહી કૌરવોનું કલ્યાણ ઇચ્છે છે ? જેઓના દેશમાં જોવા લાયક તથા મોટા ધનુષવાળો શીલવાન દ્રોણનો

પુત્ર વસે છે, તે કૌરવોના મધ્યમાં ધનુષ ધારણ કરનારા પુરૂષો માન પામે છે? વૈસ્યા પુત્ર તથા મહા બુદ્ધિમાન રાજપુત્ર યુયુત્સુ કુશળ છે? દુર્યોધન જેના કહ્યા પ્રમાણે ચાલે છે, તે અમાત્ય કર્ણ કુશળ છે? કૌરવી વૃદ્ધસ્ત્રિયો, માતાઓ, રસોઇ કરનારીયો, દાસની સ્ત્રિયો, વધુઓ, પુત્રો, ભાણેજો, બ્હેનો તથા દૌહિત્રો, એ બધાં કુશળ છે? હે તાત! રાજા પૂર્વની પેઠે બ્રાહ્મણોની વૃત્તિ આપે છે? બ્રાહ્મણોને મેં આપેલાં ગ્રામાદિક પાછાં લીધાં નથી ને; તેમ, પુત્રો સહિત બ્રાહ્મણોને અતિક્રમણ નથી કરતાને; અને સ્વર્ગને દેનારી નિરંતર તેઓને આપેલી વૃત્તિ તો ચાલે છે? બ્રાહ્મણોની વૃત્તિનું પાલન કરવું, એજ ઉત્તમ પરલોકને દેનાર તથા આલોકમાં મોટો યશ દેનાર છે, એમ વિધાતાએ કહેલું છે. મંદ બુદ્ધિવાળા કૌરવો લોભથી જો બ્રાહ્મણોની વૃત્તિનો નાશ કરશે તો તેમનો સમગ્ર નાશ થશે. વળી પુત્રો સહિત ધૃતરાષ્ટ્ર રાજા પ્રધાનાદિને તેઓની વૃત્તિ આપે છે? તેમની પાસે કારભારિયો એકમત થઇ હૃદયમાં કપટ રાખી ભેદ બુદ્ધિથી તો જીવવાને નથી ઇચ્છતા? હે સંજય! સર્વ કૌરવો પાંડવોનો અપરાધ તો નથી કાઢતા? તેમજ પુત્ર સહિત દ્રોણ તથા શૂરવીર કૃપાચાર્ય પણ અમારો કંઇ વાંક તો નથી કાઢતા; શું કોઇ વખતે પુત્ર સહિત ધૃતરાષ્ટ્ર પ્રત્યે આવીને, સર્વ કૌરવો રાજ્ય આપવા માટે યુદ્ધ ન કરો એમ કહે છે? તેમ કોઇ વખતે શું મળેલા ચોરના સમુદાયને જોઇ, યોદ્ધાઓના નાયક અર્જુનના પરાક્રમને સંભારે છે? હે સૂત! પ્રત્યંચાને ખેંચી અર્જુને નાંખેલાં ગાંડીવમાંથી નીકળેલાં, મેઘ સરખા શબ્દવાળાં તથા સરખાં ચાલનારાં બાણોને કૌરવો સંભારે છે? હે સંજય! પૃથ્વીમાં અર્જુનથી અધિક વા સરખો પણ કોઇ યોદ્ધો હું જોતો નથી. જેના હાથના હલાવવામાંજ તીક્ષ્ણ ધાર તથા સુંદર પુંખવાળાં, એકસઠ બાણ નીકળે છે. વળી હાથમાં જેને ગદા છે એવો વેગવાન ભીમસેન, શત્રુના સંઘને કંપાવતો ભૂમિ વિષે મદ ઝરતા હસ્તિની પેઠે સૈન્યમાં ફરે છે, તેને કૌરવો સંભારે છે? માદ્રિનો પુત્ર સહદેવ, ડાબા તથા જમણા હાથથી બાણોને ફેંકતો સંગ્રામ વિષે આવેલા કલિંગોને જીત્યો હતો, તેને સંભારે છે? હે સંજય! પૂર્વે તું જોતોતો તે રીતે, મેં શિબિ તથા ત્રિગર્તોનો જય કરવા મોકલેલા માદ્રીના પુત્ર નકુળે, પશ્ચિમ દિશાને વશ કરી હતી, તેને તેઓ સંભારે છે? ખરાબ વિચાર કરી કૌરવો દ્વૈતવન વિષે ઘોષયાત્રા ગયા હતા; ત્યાં જે પરાભવ થયો હતો, તેમાં શત્રુને વશ થયેલા મંદબુદ્ધિ કૌરવોને ભીમસેન તથા અર્જુને મૂકાવ્યા હતા, તે વખતે અર્જુનનો પૃષ્ટરક્ષક હું થયો હતો, અને માદ્રીના પુત્રનો પૃષ્ટરક્ષક ભીમસેન થયો હતો, ત્યારે ગાંડીવ ધનુષવાળો અર્જુન શત્રુના સંઘને નાશ પમાડી પાછો કુશળ આવ્યો તે તેઓ સંભારે છે? હે સંજય! એમ અમે સર્વ ઉપાયે કરીને જ્યારે ધૃતરાષ્ટ્રના પુત્રોને જીતવા સમર્થ ન થઇએ, ત્યારે એકલા શામ ઉપાયે કરી જીતવા કેમ સમર્થ થવાય?

**न कर्मणा साधुनैकेन नूनं सुखं शक्यं वैभवतीह संजय।**
**सर्वात्मनापरिजेतुं वयं चेन्नशक्नुमो धृतराष्ट्रस्य पुत्रं॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि संजययानपर्वणि युधिष्ठिरप्रश्ने गुर्जरभाषायां त्रयोविंशोऽध्यायः॥ २३॥**

## અધ્યાય ૨૪ મો. સંજયે કહેલી કુશળતા.

**संजय उवाच—यथात्थमे पांडवतत्तथैव कुरून् कुरूश्रेष्ठाजनं च पृच्छसि।**
**अनामयास्ततातमनस्विनस्ते कुरुश्रेष्ठान् पृच्छसि पार्थयांस्त्वं॥ १॥**

સંજય કહે છે—હે પાંડવ ! હે કુરૂશ્રેષ્ઠ ! કૌરવો માટે તમે કહો છો, તેમજ છે. કુરૂકુળમાં શ્રેષ્ઠ જન જે તમે પૂછ્યા તે શૂરવારો સર્વે કુશળ છે. હે પાંડવ ! વૃદ્ધ સત્પુરૂષો પણ દુર્યોધન પાસે છે, તેમ પાપ બુદ્ધિવાળા પણ છે એમ તમે જાણો. દુર્યોધન શત્રુઓને પણ આપે છે તો બ્રાહ્મણોને આપેલાં ગ્રામાદિકનો કેમ લોપ કરે ? તમે દ્રોહ નહીં કરેલા કૌરવો વિષે દ્રોહ કરનારની પેઠે હાલ તમોને ક્રૂરપણું વર્તે છે તે સારૂં નહીં. કારણ પૂર્વે તેઓએ તમારો દ્રોહ કર્યો હતો, તોય વનમાં જતી વખતે તમે પ્રતિદ્રોહ ન કર્યો માટે હાલ તો તમારે કંઇજ કરવું નહીં. એમ છતાં પણ સાધુ વ્રતવાળા તમારો, તે પુત્ર સહિત અસાધુ ધૃતરાષ્ટ્ર દ્વેષ કરશે તો મિત્રદ્રોહી થશે. હે અજાતશત્રો ! વૃદ્ધ ધૃતરાષ્ટ્ર સંધિ નથી કરી શકતો, અને અંતરમાં સંતપ્ત થઇ શોચ કરે છે. બ્રાહ્મણોને મળે છે, તો તેઓ પાસેથી "મિત્રદ્રોહ કરવો" એ સર્વ પાતકથી અધિક છે, એમ સાંભળે છે. હે નરદેવ ! સંગ્રામ વિષે તમોને તથા યુદ્ધના પતિ અર્જુનને સંભારે છે. ઉત્કૃષ્ટ દુંદુભિ તથા શંખનો શબ્દ થાય છે તે વખતે ગદાધારી ભીમસેનને સંભારે છે. શબ્દવાળા સંગ્રામના મધ્યમાં સર્વ દિશાઓ પ્રત્યે ફરનાર, સેના પ્રત્યે બાણના વર્ષાદને વરસાવતા તથા કોઇથી કંપે નહીં એવા મહારથિ માદ્રિના પુત્રોને પણ સંભારે છે. હે રાજન્ ! પુરૂષનું ભવિષ્ય અદૃષ્ટ છે. તે આગળથી જણાતું નથી એમ હું માનું છું. કારણ એમ ન હોય તો સર્વ ધર્મ સંપન્ન તમો મહા કષ્ટરૂપ ક્લેશને પ્રાપ્ત થયા તે સંભવે નહીં. આ કામ પણ હે અજાતશત્રો ! હે પાંડવ ! કષ્ટને પ્રાપ્ત થયેલા તમેજ બુદ્ધિવડે ફરીથી સમુ કરો. ઇંદ્ર સરખા સર્વ પાંડવો પોતાના કાર્ય વાસ્તે ધર્મનો ત્યાગ ન કરે, એવું સર્વ જાણે છે, માટે હે યુધિષ્ઠિર ! તમેજ બુદ્ધિથી આ કાર્ય સમાધાનીથી કરો, જેથી ધૃતરાષ્ટ્રના પુત્રો, પાંડવો, સૃંજયો, ને બીજા પણ ભારતીય રાજાઓ કલ્યાણને પામે. હે અજાતશત્રો ! અમાત્ય તથા પુત્રો સહિત તમારા પિતા ધૃતરાષ્ટ્રે ગઇ રાત્રિએ જે વચન મને કહ્યાં છે, તે તમે બધા સાથે મળી સાંભળો.

**यन्मां ब्रवित् धृतराष्ट्रो निशायामजातशत्रो वचनं पिता ते।**
**सहामात्यः सहपुत्रश्च राजन् समेत्यतां वाचमिमां निबोध॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि संजययानपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां चतुर्विंशोऽध्यायः॥ २४॥**

---

## અધ્યાય ૨૫ મો. સંજયે સંપને માટે કહેલાં વચન

**युधिष्ठिर उवाच—समागताः पांडवाः सृंजयाश्च जनार्दनो युयुधानो विराटः।**
**यत्ते वाक्यं धृतराष्ट्रानुशिष्टगावल्गणे ब्रूहि तत्सूतपुत्र॥ १॥**

યુધિષ્ઠિર કહે છે—હે ગાવલ્ગણ ! હે સૂતપુત્ર ! પાંડવો, સૃંજયો, જનાર્દન ભગવાન સાત્યકિ ને વિરાટ, એ બધા વચ્ચે રાજા ધૃતરાષ્ટ્રે તને જે કહ્યું હોય તે કહે. સંજય

કે, યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, માદ્રીના પુત્રો, ને શૌરિ એવા વાસુદેવ, સાત્યકિ, ચેકિતાન, વિરાટ, પંચાલ દેશનો અધિપતિ વૃદ્ધ દ્રુપદ તથા પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલો તેનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, એ સર્વને હું આમંત્રણ કરૂં છું. કૌરવોની સમૃદ્ધિને ઇચ્છતો હું જે કહું તે સાંભળો. શાંતિને વખાણતા ધૃતરાષ્ટ્ર રાજાએ મને અહિં મોકલ્યો છે માટે ભાઇ, પુત્ર તથા સ્વજન સહિત ધૃતરાષ્ટ્ર રાજાનું વચન પાંડવોને રૂચો, ને તેથી શાંતિ થાઓ. હે પાંડવો! તમે સર્વ ધર્મસંપન્ન, આકૃતિ, દયા તથા સરલતાથી શાંત, કુલીન, ઉદાર, લજ્જાવાન તથા કર્મના નિશ્ચયને જાણનાર છો, માટે હિંસારૂપ કર્મ તમારે માટે યોગ્ય નથી. હે ભયંકર સૈન્યવાળા! તમારૂં સાધુપણું એવું છે, અને તમથી કંઇપણ પાપ થશે, તે શ્વેત વસ્ત્ર વિષે જેમ અંજનના ડાઘ જણાય તેમ જણાઇ આવશે. યુદ્ધ કરેથી પાપનો છે ઉદય જેમાં એવો નરકરૂપ સર્વનો ક્ષય થશે માટે નાશ જાણનારો કયો પુરૂષ આવું કામ કરે કે જે કામ વિષે જય પરાજય સરખોજ છે અને જ્ઞાતિનું કાર્ય જેણે કર્યું, તે તો ધન્ય જાણવા, પુત્ર ને સગા પણ તે જ જાણવા, તેમ જે નિંદિત જીવિતનો ત્યાગ કરે, તે પણ ધન્ય જાણવા. જે રીતે કૌરવોનો વૈભવ નિયમથી રહે તેમ કરવું, કારણ કદી તમે કૌરવોને શિક્ષા કરી નિશ્ચય કરી સર્વ દૂષિયોને મારી જ્ઞાતિનો વધ કરી જીવશો તો તે જીવિત મૃત્યુ સરખું થશે. ધૃષ્ટદ્યુમ્નના બાહુએ રક્ષા કરેલા અને કેશવ, ચેકિતાન તથા સાત્યકિ સહિત તમોને જીતવાને, ઇંદ્ર સહિત દેવતાઓ આવે તોપણ સમર્થ થાય નહિ; તેમ દ્રોણ, ભીષ્મ અશ્વત્થામા, શલ્ય, કૃપ તથા કર્ણ, એઓએ રક્ષા કરેલા કૌરવોને પણ યુદ્ધમાં જીતવા કોણ સમર્થ થાય એમ છે? દુર્યોધનના મોટા સૈન્યનો નાશ કરવા જતાં પોતાનો ક્ષય કેમ નહિ થાય? માટે હું તો, જય વા પરાજય થાઓ, પણ યુદ્ધમાં બેઉમાંથી એકેનું કલ્યાણ જોતો નથી. દુષ્કુલમાં ઉત્પન્ન થયેલા નીચ પુરૂષોની પેઠે, ધર્મ તથા અર્થ વિનાનાં કર્મ તમોથી ન થવાં જોઇએ, વાસ્તે હું તો વાસુદેવ ભગવાનને તથા પંચાલદેશના અધિપતિ વૃદ્ધ દ્રુપદને પ્રણામ કરૂં છું. કૌરવ તથા સૃંજયનું કેમ કલ્યાણ થાય, તે જાણવા માટે હાલ તમારે શરણે આવ્યો છું. વાસુદેવ કૃષ્ણ તથા અર્જુન, "રાજ્ય માટે હવે કંઇ કરીશું કે નહીં," એવો સંકલ્પ ન કરે. હે વિદ્વન્! યાચના કરતાં પ્રાણ પણ આપી દે, તે બીજું શું કરે? સંપ રહે એમ હું કહું છું, અને ભીષ્મ છે મુખ્ય જેમાં એવા ધૃતરાષ્ટ્ર રાજાનો મત પણ એજ છે, તમોને શાંતિ થાય તો સારૂં.

प्राणान् दद्याद्याचमानः कुतोन्यदेतद्विद्वन् साधनार्थं ब्रवीमि ।
एतद्राज्ञो भीष्मपुरोगमस्य मतं यद्वः शांतिरिहोत्तमास्यात् ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि संजययानपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥ २५ ॥

## અધ્યાય ૨૬ મો. યુધિષ્ઠિરે આપેલો ઉત્તર.

युधिष्ठिर उवाच—कांनुवाचं संजय मे श्रृणोषि युद्धैषिणीयेन युद्धाद्बिभेषि ।
अयुद्धं वैतातयुद्धाद्गरीयः वरं लब्ध्वा जातुयुध्येत सूत ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે–હે સંજય! તું કંઇક યુદ્ધની ઇચ્છા જણાવનારી મારી વાણી સમજે છે ને આ યુદ્ધથી બીહે છે પણ હે તાત! યુદ્ધ ન કરવું, એ યુદ્ધથી સારૂં છે, માટે સંપ

તોડી યુદ્ધ કોણ કરે ? હે સંજય ! યુદ્ધ ન કરનાર પુરૂષને મનથી ઇચ્છેલો સંકલ્પ સિદ્ધ થતો હોય, તો તે યુદ્ધ ન કરે. કદી સંકલ્પ સિદ્ધ ન થતો હોય, ને બીજાં ઘણાંક હલકાં કામ કરવાં પડતાં હોય તો તે કરવાં, પણ યુદ્ધ ન કરવું, એ હું જાણું છું. મનુષ્ય શું કરવા યુદ્ધ કરે ? દૈવે શાપ આપેલો કયો પુરૂષ યુદ્ધને વરે અને સુખથી પાંડવો તો લોકને હિતરૂપ ધર્મયુક્ત કર્મ કરે છે, ને જેથી ધર્મનો ઉદય થાય એવાં સુખરૂપ કર્મનીજ ઇચ્છા કરે છે; પણ જેથી અધર્મનો ઉદય થાય એવાં સુખરૂપ કર્મને નથી ઇચ્છતા; વસ્તુતાથી તો સર્વ કર્મ દુઃખરૂપજ છે, કારણ કલેશ સાધ્ય છે તોપણ જે ઇંદ્રિયોની પ્રીતિને ઇચ્છનાર છે, તે સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિ વાસ્તે કર્મ કરે છે. વિષયનું ધ્યાન શરીરને દુઃખ આપે છે, તેના ધ્યાનથી રહિત પુરૂષ દુઃખ પામતો નથી, ધમેલો અગ્નિ જેમ વૃદ્ધિ પામે, તેમ ધ્યાન કર્યાથી વિષય વૃદ્ધિ પામે છે. વધેલો અગ્નિ જેમ ઘીથી તૃપ્ત થતો નથી તેમ કામ તથા અર્થના લાભથી માણસને તૃપ્તિ થતી નથી. અમસહિત એકસો પાંચ પુત્રવાળા ધૃતરાષ્ટ્ર રાજા, મોટા વૈભવને પામી 'બધું અમારૂં થાઓ" એ બુદ્ધિએ કરી અમને દૂર કરીને પણ, હજી તૃપ્તિ પામતા નથી અને સર્વ રાજ્ય પર પોતાનું મમત્વ માની, "આમાંથી પાંડવને આપીશ તો મારૂં ઓછું થઇ જશે" એમ માને છે. કાકાની નિંદારૂપ દોષથી ભય પામી ફરીથી યુધિષ્ઠિર બોલ્યા કે, જે અત્યંત પુણ્યવાન હોય તે શત્રુઓ સાથે કલહ કરી પોતાનો ઉત્કર્ષ કરે, ને અપુણ્યવાન હોય તે નાશ પામે. સુંદર ગાયનના શબ્દ, ઉત્તમ ફુલની માળાઓ તથા સુગંધિ ચંદનાદિકના લેપ, ઇત્યાદિનો ભોગ પણ પુણ્યવાન સેવે, અને સુંદર વસ્ત્રો પણ તેજ પહેરે. ધૃતરાષ્ટ્ર તો અત્યંત પુણ્યવાનજ છે, એમ જો ન હોય તો અમને શા માટે કૌરવોથી દૂર કરે, શત્રુઓને રાજ્યથી ભ્રષ્ટ કરવા, એ પુણ્યવાનોનું કર્મ છે. એમ છતાં પણ અંતરમાં દાહક કર્મ અબુધ દુર્યોધનાદિકને ઉચિત છે, અમારા જેવા બુદ્ધિમાનોને ઉચિત નથી. તે પોતે રાજા થઇ સંકટમાં કર્ણાદિ વિષે રહેલા સામર્થ્યની આશા રાખે છે, તે સારૂં નહિં. કારણ જેવું પોતાનું અશક્તપણું જૂવે છે તેવુંજ તેનું જોશે. વસંતઋતુમાં ઝાઝા તૃણવાળા વનને વિષે, મધ્યાન્હ વખતે પોતાની પાસે અગ્નિ મૂકી, પછી "વધેલા અગ્નિથી મને સુખ નથી," એમ શોક કરતા પુરૂષની પેઠે પોતાના આત્માને મૂકાવવાને તે ઇચ્છે છે અને હે સંજય ! કુટિલપણામાં તત્પર, વિચાર રહિત, મૂઢ, દુર્બુદ્ધિવાળા તથા ભાગ્યરહિત પુત્રના કહ્યા પ્રમાણે કરવાથી પ્રાપ્ત થયું છે ઐશ્વર્ય જેમને, એવા ધૃતરાષ્ટ્ર રાજા શું કરવા દીનની પેઠે વરતે છે. યથાર્થ બોલનાર વિદુરનાં વચનનો દુર્યોધને, કોઇ ખરાબ બોલનારના વચનનો તિરસ્કાર કરે, તેમ તિરસ્કાર કર્યો ત્યારે ધૃતરાષ્ટ્ર રાજા "આ વિદુર યથાથ કહે છે" એમ જાણતા હતા તોપણ અધર્મનોજ આશ્રય કર્યો. ધારણાવાળી બુદ્ધિવાળા, કૌરવોના અર્થને ઇચ્છનાર બહુશ્રુત અને બોલવામાં અત્યંત ચતુર, શીલવાન વિદુરનો, પુત્રના લોભથી કૌરવોના પ્રિય વાસ્તે આદર કર્યો નહિં. હે સંજય ! તે માનને હણનાર, માનની ઇચ્છા રાખનાર, પારકો ઉત્કર્ષ સહન ન કરી શકનાર, ક્રોધી, અર્થ તથા ધર્મને અતિક્રમણ કરનાર, ખરાબ ભાષણ કરનાર, ક્રોધ વશ થયેલા કર્ણાદિકને અનુસરનાર, કામાત્મા, પાપિષ્ઠોએ વખાણેલા, સમજાવવા લાયક નહિ, ભાગ્યરહિત, ઘણા ક્રોધવાળા, મિત્રનો દ્રોહ કરનાર તથા પાપ બુદ્ધિવાળા પુત્રનું પ્રિય ઇચ્છનાર ધૃતરાષ્ટ્રે, ધર્મ તથા કામ એ બેઉ ત્યાગ કર્યા છે. હે સંજય ! હું દ્યૂત રમતો હતો તે વખતેજ વિદુરજીએ હિતનાં વાકય કહ્યાં, પણ ધૃતરાષ્ટ્રે "આ વિદુર સારૂં કહે છે," એમ તેની સ્તુતિ ન કરી ત્યારેજ મારી મતિને ખાતરી થઇ કે, કૌરવોનો ક્ષય આવ્યો છે.

હે સંજય! જ્યારે કૌરવો વિદુરની બુદ્ધિને નહિ અનુસર્યા, ત્યારે તેઓને આ કષ્ટ આવ્યું. જ્યાં સુધી તેની બુદ્ધિને અનુસરતા હતા, ત્યાં સુધી તેઓના દેશની વૃદ્ધિ હતી. હે ગવલ્ગણના પુત્ર સંજય! અર્થ વિષે લુબ્ધ દુર્યોધનના જે મંત્રિયો છે, તે દુઃશાસન, શકુનિ અને સૂતપુત્ર કર્ણ દુષ્ટ છે. દીર્ઘદૃષ્ટિવાળા વિદુર તો ત્યાંથી ચાલી નીસર્યા માટે એનું અજ્ઞાન તો જો. ધૃતરાષ્ટ્ર પારકાઓનું ઐશ્વર્ય ગ્રહણ કરી બેઠેલા છે, માટે હું તો વિચારૂં છું, ત્યાં કૌરવ તથા સંજયોનું કોઇ રીતે કલ્યાણ જોતો નથી. કારણ ધૃતરાષ્ટ્ર રાજા પુત્રો સહિત પૃથ્વી પર શત્રુ વિનાના મોટા રાજ્યને ઇચ્છે છે. તે એ રીતે લુબ્ધ છતા શાંતિ કેમ થાય? મારૂં વનમાં જવું થયું એટલે સર્વ ધન તે પોતાનુંજ માને છે. વળી ગ્રહણ કર્યું છે આયુધ જેણે એવા અર્જુનને "યુદ્ધમાં જીતવા હું સમર્થ છું," એમ કર્ણ માને છે, તે પૂર્વે ગોગ્રહાદિ વિષે મોટાં યુદ્ધ થયાં, ત્યારે કૌરવોના આશ્રય રૂપ કેમ ન થયો? અર્જુનથી બીજો કોઈ ધનુષ ધારણ કરનારાઓમાં અધિક નથી એમ કર્ણ દુર્યોધન, દ્રોણ, ભીષ્મ તથા બીજાપણ કૌરવો જે ત્યાં છે તે બધા જાણે છે. શત્રુને દમન કરનાર અર્જુન વિદ્યમાન છતાં દુર્યોધનને રાજ્ય કેવી રીતે મળ્યું, તે પણ સર્વ કૌરવો તથા એકઠા થયેલા રાજાઓ જાણે છે. વળી ચાર હસ્તનું જેનું આયુધ છે એવા ધનુર્વિદ્યા જાણનાર અર્જુન સાથે રાજ્ય નિમિત્ત સંગ્રામ કરીને, રાજ્ય વિષે રહેલા પાંડવોના મમત્વને હરણ કરી લેવા દુર્યોધન પોતાને સમર્થ માને છે, તે સંગ્રામ વિષે જ્યાં સુધી ગાંડીવ ખેંચવાથી થયેલા શબ્દને સાંભળ્યા નથી, ત્યાં સુધી છે ને જ્યાં સુધી ક્રોધે ભરાયેલા ભીમસેનને જોયો નથી, ત્યાં સુધી "અર્થ સિદ્ધજ છે," એમ દુર્યોધન માને છે. હે સંજય! હે તાત! ભીમસેન, અર્જુન, નકુળ તથા સહિષ્ણુ શૂરવીર સહદેવ, જીવતે છતે અમારૂં ઐશ્વર્ય ઇંદ્ર પણ હરણ કરવાનો ઉત્સાહ ન કરે. હે સૂત! એ પ્રમાણે જો વૃદ્ધ ધૃતરાષ્ટ્ર રાજા પુત્ર સહિત જાણે, તો રણસંગ્રામમાં પાંડવના કોપથી દગ્ધ થઇ તેમના પુત્રો નાશ ન પામે. હે સંજય! પૂર્વે કૌરવો અમારી પ્રતિ જેમ વર્તેલા છે, તેઓને વિષે અમારી જેવી વૃત્તિ હતી તે, તથા અમારી તરફ બતાવેલો કલેશ પણ તું જાણે છે, પણ તારે મોઢે નથી કહી શકતો, તેથી ક્ષમા કરૂં છું. હજીપણ હસ્તિનાપુરમાં તેમજ રહો, ને જે રીતે તું કહે છે, તે રીતે હું શાંતિને પામું. પણ મારૂં રાજ્ય ઇંદ્રપ્રસ્થમાં થાઓ, ને ભરતવંશમાં મુખ્ય દુર્યોધનને હસ્તિનાપુરનું રાજ્ય મળો.

अद्यापि तत्तत्र तथैव वर्ततां शांतिं गमिष्यामि यथात्थमात्थ ।
इंद्रप्रस्थे भवतु ममैव राज्यं सुयोधनो यच्छतु भारताग्र्यः ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि संजययानपर्वणि युधिष्ठिरवाक्ये गुर्जरभाषायां षड्विंशोऽध्यायः ॥ २६ ॥

## અધ્યાય ૨૭ મો. સંજયે ધર્મ ને શાંતિ માટે કહેલાં વચન.

संजय उवाच—धर्मनित्यापांडव ते विचेष्टा लोकेश्रुतादृश्यते चापि पार्थ ।
महाश्रावं जीवितं चाप्यनित्यं संपश्यत्वं पांडवमाव्यनीनशः ॥ १ ॥

સંજય કહે છે—હે પાંડવ! હે પાર્થ! લોકમાં તમારી વર્તણુક ધર્મ જેમાં નિરંતર રહ્યો છે એવી સંભળાય છે, તે પ્રમાણે દેખાય પણ છે. જીવિત અનિત્ય તથા ચંચળ છે,

વાસ્તે ક્રોધથી ધૃતરાષ્ટ્રના પુત્રોને નાશ પમાડો નહિ. હે અજાતશત્રો! યુદ્ધ વગર બીજે પ્રકારે કૌરવો ભાગ ન આપે, તો તમારે અંધક તથા વૃષ્ણિ ઇત્યાદિ યાદવોના રાજ્યમાં ભિક્ષા માગી જીવવું, તે હું સારૂં માનું છું, પણ યુદ્ધ કરી રાજ્ય લેવું, એ હું સારૂં માનતો નથી. મનુષ્યોનું જીવિત થોડું, દુઃખરૂપ તથા અત્યંત ચલાયમાન છે તે, ને વળી તે રીતે યુદ્ધ કરીને જીવવું તે યશને લાયક નથી, માટે હે પાંડવ! પાપ માં કરો. હે નરેંદ્ર! મનુષ્યોને જે ઇચ્છાઓ થાય છે, તે ધર્મને વિષે વિઘ્ન થવાના મૂળરૂપ છે. બુદ્ધિમાન મનુષ્ય ઇચ્છાઓનો પ્રથમથીજ નાશ કરે છે. લોકમાં તે અતિ ઉત્તમ પ્રશંસાને પામે છે. હે પાર્થ! ધનની તૃષ્ણા મનુષ્યોને બંધન કરનારી છે, માટે તેને ઇચ્છતા મનુષ્યોનો ધર્મ બાધ પામે છે. ધર્મને વરે તે જ બુદ્ધિમાન જાણવો, કારણ કામને વિષે જે સ્પૃહાવાન થાય, તે અર્થ વિષે અનુકૂળ રહેવાથી હીન થાય છે. હે તાત! કર્મોમાં મુખ્ય ધર્મનું આચરણ કરી, મનુષ્ય મહા પ્રતાપવાન થઇ સૂર્યની પેઠે શોભે છે. ધર્મથી હીન છે, તે પાપબુદ્ધિવાળા આ માણસો પૃથ્વીને મેળવી ખેદ પામે છે. તમે વેદનું અધ્યયન કર્યું છે, બ્રહ્મચર્ય પાળ્યું છે, યજ્ઞે કરી યજન કર્યું છે તથા બ્રાહ્મણોને દાન આપ્યાં છે. એ રીતે પરલોકને માનનારા તમે ઘણાંક વર્ષ પર્યંત, પરલોકના સુખ વાસ્તે કર્મ કરવામાં તમારા આત્માને જોડેલો છે. અત્યંત ભોગ તથા પુત્રાદિકને સેવતો પુરૂષ યોગાભ્યાસ વિષે ઉપયોગી પ્રાણાયામાદિ કર્મ નથી કરતો; પણ પછી ધનનો ક્ષય થાય, ત્યારે હીન થયું છે સુખ જેનું તથા કામના વેગથી પરાભવ પામેલો તે અત્યંત દુઃખી થાય છે. વળી બ્રહ્મ વિષે આત્મના અનુસંધાનથી રહિત પુરૂષ ધર્મને મૂકી અધર્મ કરે છે, તે અશુદ્ધ બુદ્ધિવાળો મૂઢ, દેહ ત્યાગ કરી પરલોકમાં અત્યંત દુઃખ પામે છે, કરેલાં પુણ્ય વા પાપ કર્મ પરલોકમાં ફળ દીધા વગર ટળતાં નથી, માટે કર્તાની પૂર્વેજ તે પુણ્ય વા પાપ પરલોકમાં જાય છે, ને તેની પાછળ કર્તા જાય છે. ઉત્તમ જેમાં દક્ષિણા છે તથા અન્વાહાર્ય નામે સિદ્ધ અન્ન જેમાં અપાય છે એવા યજ્ઞો વિષે બ્રાહ્મણો પ્રત્યે તમે શ્રદ્ધાથી ઘટતી રીતે ઉત્તમ ગંધ તથા રસયુક્ત અન્નાદિક દીધાં છે; તમારાં કર્મ વિખ્યાત છે. હે પાર્થ! ધર્માચરણ મનુષ્ય શરીરથી કરાય છે, મરણ પામ્યા પછી કંઇપણ કરાતું નથી. તમે તો સત્પુરૂષો જેનાં વખાણ કરે એવું પવિત્ર મોટું પરલોક સંબંધી કર્મ કરેલું છે. પરલોક વિષે મૃત્યુ, જરા, ભય, ક્ષુધા તૃષા તથા મનને અપ્રિય લાગે એવું કંઇપણ નથી, કેવળ ઇંદ્રિય સુખ છે; ત્યાં કાંઇ કર્મ નથી કરી શકાતું. હે નરેંદ્ર! અહીં સકામ કર્મ કરી એવા ફળની પ્રાર્થના માં કરો. આલોક પરલોક બેઉની ઇચ્છા મૂકી વૈરાગ્ય સંપન્ન થઇ મોક્ષ વાસ્તે યોગાભ્યાસ કરો. એ રીતે જ્ઞાને કરી કર્મને નાશ પમાડી સત્ય, દમ, સરલતા તથા અક્રૂરપણાનો ત્યાગ માં કરો. અશ્વમેધ તથા રાજસૂયાદિક કર્મ પણ લોક સંગ્રહાર્થ કરો, પણ ફરીથી પાપ કર્મની પાસે માં જાઓ. હે પાંડવો! દ્વેષથી બંધુવધરૂપ પાપ કરશો, તે કરતાં તો તમે જે ઘણાંક વર્ષ વનમાં નિવાસ કર્યો એ ધર્મરૂપ છે: જ્યારે હાલ તમે પાપ કરવા તૈયાર થાઓ છો, ત્યારે તો વનમાં જતી વખતેજ તમારે રાજ્યાદિ બળથી ધારણ કરી રાખવાં હતાં. વનમાં જવું ન હતું, કારણ તે વખતે તો સૈન્ય તૈયાર હતું, ને બધા મંત્રિયો પણ તમારે આધીન હતા. જનાર્દન ભગવાન તથા શૂરવીર સાત્યકિ યાદવ, મત્સ્ય દેશનો રાજા પ્રહાર કરનાર પુત્રો સહિત, સુવર્ણના રથવાળો વિરાટ અને પૂર્વે જીતેલા બીજા સમસ્ત રાજાઓ પણ તમારી સહાયતા કરત. સહાયતાવાળા, અત્યંત તપતા, સૈન્યના મધ્યમાં શ્રેષ્ઠ શત્રુઓને મારતા તમે દુર્યોધનના ગર્વને ત્યારેજ હરણ કરત. હે પાંડવ!

મોટા યશવાળો, દુ:સહ, સંગ્રામ વિષે ક્રોધ કરનાર તથા ચેદિ દેશનો રાજા મહારથિ શિશુપાળનો પુત્ર ધૃષ્ટકેતુ અક્ષૌહિણી સહિત પાંડવો તરફ છે, તેથી તેઓ તમારી સામે યુદ્ધ કરવા હોંશ રાખે છે. વળી જેમ દેવતાઓનો આશ્રય ઇંદ્ર છે, તેમ પાંડવોનો આશ્રય વાસુદેવ ભગવાન હોવાથી તેઓ તમારી સામે યુદ્ધ કરવા તૈયાર થયા છે. ભરતર્ષભ ! ચેદિપતિનો શરભ નામે ભાઈ કરકર્ષણ નામના બીજા ભાઇ સહિત તેમની તરફ થયો છે, તેથી તેઓ તમારી સામે યુદ્ધ કરવા ઇચ્છે છે. વળી રથમાં બેસી યુદ્ધ કરવામાં શૂરવીર, જરાસંધના પુત્ર સહદેવ તથા જયત્સેન પાંડવો વાસ્તે તૈયાર થઇ ઉભેલા છે, તથા મોટી સેનાથી વિંટાયલા મહા તેજસ્વી દ્રુપદરાજા પણ તેમના વાસ્તે જીવિતનો ત્યાગ કરી યુદ્ધ માટે સાવધાન થઇ ઉભેલા છે. એટલા એ ને બીજાઓ પણ પૂર્વ તથા ઉત્તરના રાજાઓ પાંડવોની તરફ છે, જેમના આશ્રયથી ધર્મરાજ યુધિષ્ઠિર યુદ્ધ વાસ્તે તૈયાર થઈ રહ્યા છે

**एते चान्ये च बहवः प्राच्योदीच्या महीक्षितः ।**
**शतशो यानुपाश्रित्य धर्मराजो व्यवस्थितः ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां पंचाशत्तमोऽध्यायः ॥ ५० ॥**

---

## અધ્યાય ૫૧ મો. ધૃતરાષ્ટ્રને લાગેલો ભીમનો ભય.

**धृतराष्ट्र उवाच—सर्वे एते महोत्साहा ये त्वया परिकीर्तिताः ।**
**एकतस्त्वेयते सर्वे समेता भीम एकतः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર કહે છે–હે સંજય ! તેં જે મોટા ઉત્સાહવાળા રાજાઓ કહ્યા, તે બધા ભેગા થયેલા એક બાજુ એકલો ભીમસેન તેમની બરોબર છે; માટે હે તાત ! વ્યાઘ્રથી જેમ મોટા મૃગને ભય થાય, તેમ ભીમસેન થકી મને ભય થાય છે. સિંહથી બીજો પશુ જેમ બીહે તેમ ભીમસેનથી હું બીહું છું, ઉના નિઃશ્વાસ નાખી રાત્રિ આખી જાગું છું કારણ મારા સૈન્યમાં ઇંદ્ર સરખા તેજવાળા મહાબાહુ ભીમસેનને યુદ્ધમાં સહન કરી શકે એવો કોઇ યોદ્ધો નથી. તે દઢ વૈરવાળો ક્રોધી વૃથા હાસ્ય ન કરનાર, ઉન્મત્ત, આડી નજરે જોનાર, મોટા શબ્દવાળો તથા મહાબાહુ કુંતિનો પુત્ર ભીમસેન મંદ બુદ્ધિવાળા મારા પુત્રોનો યુદ્ધે કરી જરૂર નાશ કરશે. કારણ કૌરવોમાં શ્રેષ્ઠ, હાથમાં દંડ લઇ આવેલા કાળ સરખા, અને આઠ ખુણાવાળી લોઢાની, ભયંકર, સુવર્ણથી શોભિતી તથા બ્રહ્મદંડની પેઠે અનિવાર્ય ગદાને આગ્રહથી ગ્રહણ કરી સામા આવેલા ભીમસેનને હું દેખું છું. જેમ સિંહ મૃગોના યુથમાં બળવાન થઈ ફરે, તેમ મારા પુત્રોની વચમાં બળવાન થઇ ભીમસેન ફરશે. તે ક્રૂર પરાક્રમવાળો, ઘણું જમનાર તથા વેગવાન, અને બાળકપણામાં એકલો મારા સર્વ પુત્રો વિષે આડો ચાલતો હતો, તેને યાદ કરૂં છું ત્યારે મારૂં હૃદય કંપે છે. બાળકપણામાં પણ જે દુર્યોધનાદિક મારા પુત્રોને, હસ્તિ જેમ મર્દન કરે, તેમ ક્રીડા કરતાં મર્દન કરતો; તેના પરાક્રમથીજ મારા પુત્રો હંમેશ કલેશ યુક્ત રહેતા. પરસ્પર ભેદ થવાનો હેતુ પણ ભયંકર પરાક્રમવાળો ભીમસેનજ છે. હું સંગ્રામમાં હાથી, ઘોડા તથા મનુષ્યોના સૈન્યોને ગળી જતા તથા ક્રોધથી મૂર્છિત થયેલા ભીમસેનને આગળ ઉભેલાની પેઠે

દેખું છું. અસ્ત્રવિદ્યામાં દ્રોણ તથા અર્જુન સરખા, વેગ વિષે વાયુ સમાન તથા ક્રોધ વિષે મહેશ્વરની જેને ઉપમા અપાય એવા ભીમસેનને સંગ્રામમાં કોણ હણી શકશે? હે સંજય! શત્રુને મારનાર મનસ્વી ભીમસેને, પૂર્વે જે વખતે મહા બળવાન યક્ષ તથા રાક્ષસોને માર્યા હતા, તે જ વખતે મારા સર્વ પુત્રોને ન માર્યા, એજ હું તો અતિ લાભ માનું છું. હે સૂત! બાળક હતો ત્યારે પણ મારે વશ રહેતો નહીં, તો હવે તેના વેગને રણ સંગ્રામમાં સાધારણ મનુષ્ય કેમ સહન કરી શકે? આ વખતે તો મારા દુષ્ટ પુત્રોએ ક્લેશ પમાડેલો છે, તેથી તે કઠોર વાણી વાળો, અતિ ક્રોધી, આડી નજરે જોનાર, ક્રોધયુક્ત ભ્રકુટિવાળો તથા નાશ પામે પણ નમે નહીં એવો ભીમસેન કેમ શાંતિ પામે? જે સરખો, બીજો કોઈ બળવાન નથી, ગૌર છે વર્ણ જેનો, તાલ વૃક્ષની પેઠે ઉંચો, અર્જુનથી પણ કદમાં અધિક, વેગે કરી ઘોડાને તથા બળે કરી હાથીને અતિક્રમણ કરનાર, ધીરે બોલનાર, મત્ત છે નેત્ર જેનાં, બળવાન, ક્રૂર પરાક્રમવાળો તથા ભયંકર પાંડવ ભીમસેન લોહદંડથી રથ, હસ્તિ, ઘોડા તથા મનુષ્યોને પણ હણશે, એમ મેં વ્યાસજીના મુખ થકી પૂર્વે સાંભળેલું છે. પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ, ક્રોધી, ઉલટાં કામ કરનાર તથા પૂર્વે મેં અપમાન કરેલો ભીમસેન, જ્યારે સરખી, જાડી, સુંદર પડખાંવાળી, સુવર્ણથી શોભિતી હજારોને મારનારી તથા મોટા શબ્દવાળી પોતાની લોહમય ગદાને સંગ્રામમાં ફેંકશે, ત્યારે તેને મારા પુત્રો કેમ સહન કરી શકશે? જેમ કોઇ, પાર વિનાના, વહાણ ન ચાલે એવી અગાધ લહેરોથી ભયંકર તથા દુઃખથી અંદર જઇ શકાય નહીં એવા સમુદ્રને તરી જવાને ઇચ્છે, તેમજ પાર વિનાના, કોઇથી ઉલ્લંઘન થાય નહીં એવા, અગાધ બાણોથી ભયંકર તથા દુઃખથી જેની પાસે જઈ શકાય નહીં એવા, ભીમસેનરૂપી સમુદ્રને મારા મંદબુદ્ધિવાળા પુત્રો તરવાને ઇચ્છે છે! "અમે પંડિત છીયે" એમ માનનાર તથા બાલકબુદ્ધિવાળા મારા પુત્રો, હું બોલાવું છું પણ સાંભળતા નથી; અને વિષયને મધ જાણી પીવાને ઇચ્છે છે, તથા સિંહ સાથે જેમ હસ્તિયો યુદ્ધ કરવા ઇચ્છે, તેમ મનુષ્યના સરખી આકૃતિવાળા સાક્ષાત કાળરૂપ ભીમસેન સાથે યુદ્ધ કરવાને ઇચ્છે છે, તે વિધાતાએ તેમને છેતર્યા એમાં સંશય નહીં. "નીચે પડશે તો પૃથ્વીને ફાડી નાખશે," એવી શંકાથી રાખેલી, ચાર હાથ લાંબી છ ખૂણાથી શોભિતી, ઘણાંક પરાક્રમવાળી તથા દુઃખરૂપ છે સ્પર્શ જેનો એવી ભીમસેને નાખેલી ગદાને મારા પુત્રો કેમ સહન કરી શકશે? ગદાને ચોતરફ ભમાવતો, હસ્તિયોનાં મસ્તકોને ભેદતો, બે હોઠના બાજુના ભાગને વારંવાર ચાટતો, ફુંફાડા મારતો, હાથી સામે કૂદતો, ભયંકર શબ્દ કરતો, હાથી સામે ગર્જના કરતો તથા રથમાર્ગમાં જઇ શ્રેષ્ઠ યોદ્ધાઓને હણતો ભીમસેન પ્રજ્વલિત અગ્નિની પેઠે મારી પ્રજાને બાળી નાખશે ને રથનો માર્ગ કરતાં જાણે નાચતો હોય નહીં તેની પેઠે હાથમાં ગદા લઇ મારી સેનાનો નાશ કરશે. જેમ મદ ઝરતો હસ્તિ ફુલથી શોભતાં વૃક્ષોને ભાગતો વનમાં પ્રવેશ કરે, તેમ પુરૂષમાં સિંહરૂપ ભીમસેન રથમાં બેસનાર, ઘોડેસ્વાર, સારથિ, ઘોડા તથા ધ્વજાઓનો નાશ કરતો મારા પુત્રોની સેનામાં પ્રવેશ કરશે! હે સંજય! પાણીવાળી જગ્યામાં કાંઠા ઉપર રહેલાં વિવિધ પ્રકારનાં વૃક્ષોને જેમ ગંગાનો વેગ ભાગી નાખે, તેમ મારા પુત્રોની સેનાને ભીમસેન ભાગી નાખશે! હે સૂત! મારા પુત્રો, નોકરો તથા અમારી તરફ આવેલા બીજા રાજાઓ પણ, ભીમસેનના ભયથી પીડિત થઇ નિશ્ચય દિશાઓ તરફ નાસી જશે. મગધ દેશના બળવાન તથા બુદ્ધિમાન જરાસંધ રાજાએ સમગ્ર પૃથ્વી પોતાને વશ કરી તપાવી હતી, ને જેને કેવળ ભીષ્મના પ્રતાપથી કૌરવો તથા યુક્તિથી

યાદવો દૈવ બળે કરી વશ થયા ન હતા, તે મહા પરાક્રમી જરાસંધને તેના અંતઃપુરમાં જઈ, વાસુદેવ ભગવાનની સહાયતાથી આયુદ્ધ રહિત ભીમસેને વેગથી મારી નાંખ્યો. માટે તેનાથી બીજો કોણ અધિક બળવાન છે? ઘણા કાળથી ભેગા કરેલા વિષને સર્પ જેમ મૂકે, તેમ કાળથી ભેગા કરેલા ક્રોધરૂપી વિષને જ્યારે ગદાથી શોભિતો ભીમસેન મારા પુત્રો વિષે મૂકશે, ત્યારે વજ્ર ધારણ કરનાર ઇંદ્ર જેમ દૈત્યોનો નાશ કરે તેમ તેમને નાશ પમાડશે! ક્રોધથી સહન થાય નહીં તેમ વારી પણ શકાય નહીં એવો, તીવ્ર વેગ તથા પરાક્રમવાળો અને લાલ નેત્રથી ભયંકર ભીમસેન જાણે મારી સામે આવતો હોય નહીં તેમ હું દેખું છું. વળી ભીમ ગદા તથા ધનુષ ધારણ કર્યા વગર, રથમાં બેઠા વિના તથા કવચ પહેર્યા વિના કેવળ બે હાથથી યુદ્ધ કરતો હોય તોપણ તેના સામે કોણ ઉભો રહે? બુદ્ધિમાન ભીમસેનના પરાક્રમને જેમ હું જાણું છું, તેમ પુરૂષમાં શ્રેષ્ઠ ભીષ્મ, દ્રોણ તથા શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય પણ જાણે છે, તોપણ આર્ય પુરૂષોની વર્તણુકને જાણનાર તેઓ પોતાના નાશ વાસ્તે મારા પુત્રોની સેનાના અગ્રભાગમાં ઉભા રહેશે. મારા પુત્રો તથા ભીમસેનના પાત્ર અને દ્રોણ તથા કૃપાચાર્યના શિષ્ય છે, તેથી જો કે એમને બધા સમાન છે, તથાપિ હે સંજય! અમારા આશ્રયથી તેઓએ દાન તથા યજ્ઞાદિક સારાં કર્મ કર્યાં હશે, તેના બદલામાં એ મોટા ધનુષવાળા ત્રણે વૃદ્ધ, સ્વર્ગમાર્ગની ઇચ્છા રાખી રાજાઓના યશને પાળતાં, મહા યુદ્ધમાં પોતાના પ્રાણ ત્યાગ કરશે. પણ હું તો દૈવનેજ સર્વથી અધિક બળવાન માનું છું, કારણ પાંડવોનો જય નજરે દેખું છું; તોપણ મારા પુત્રોને યુદ્ધથી વારતો નથી. શસ્ત્રને ગ્રહણ કરનાર તથા ક્ષાત્રધર્મને ઇચ્છતા ક્ષત્રિયને યુદ્ધ વિષે મરવું ઉત્તમ કહ્યું છે, તથાપિ પાંડવો સામે આ યુદ્ધ કરવા ઇચ્છે છે, તે બધાઓનો હું શોચ કરૂં છું; કારણ પૂર્વે ઉંચે સ્વરે પોકારીને વિદુરે કહ્યું હતું, તે જ આ ભય આવીને ઉભો રહ્યો છે. હે સંજય! દુઃખને ટાળનારૂં જ્ઞાન કહેવાય છે, પણ એ હું નથી માનતો, કારણ ભાવિદુઃખ જ્ઞાનથી પણ ટળી શકતું નથી. હે સૂત! જીવન્મુક્ત પુરૂષો પણ, લોકસંગ્રહાર્થે લોક રીતિને જોઇ, કુટુંબના સુખે કરી અને દુઃખે કરી દુઃખિત થાય છે, ત્યારે પુત્રો, પૌત્ર, રાજ્ય, સ્ત્રી તથા બંધુઓને વિષે અનેક રીતે આસક્તિવાનને મોહ ન થાય એ શું? આ મોટા યુદ્ધમાં કોનો જય ને કોનો નાશ થશે, એ વિષે હું વિચાર કરૂં છું તો કૌરવોનો નાશ તથા પાંડવોનો જય દેખું છું. કૌરવોને મોટું દુઃખ થશે, એવું દ્યૂતાદિ પાપરૂપ કર્મ, ઐશ્વર્યને ઇચ્છનાર મંદબુદ્ધિવાળા દુર્યોધને લોભથી કર્યું. એ હમેશ ગતિમાન કાળનો વિપરીત ધર્મ છે, જેને વશ થયેલા મનુષ્યોએ ચક્ર વિષે રહેલી નેમિની પેઠે ભાગવા સમર્થ થવાતું નથી, માટે હે સંજય! હું શું કરૂં? કેમ કરૂં? ક્યાં જાઉં? આ મંદ બુદ્ધિવાળા કૌરવો કાળને વશ થઈ નાશ પામશે. હે તાત! મારા સોએ પુત્રોને નાશ પામશે, ત્યારે પરાધીન થયેલો હું સ્ત્રિયોનો ભયંકર શબ્દ સાંભળીશ તેથી મારૂં મરણ કોણ જાણે કેવી રીતે થશે. જેમ ઉષ્ણકાળમાં વધેલો અગ્નિ વાયુની પ્રેરણાથી સુકા તૃણના ઢગલાને બાળે તેમ અર્જુનની સાથે મળી હાથમાં ગદા છે એવા પાંડુનો પુત્ર ભીમસેન કૌરવોનો નાશ કરશે.

यथा निदाघे ज्वलनः समिद्धो दहेत्कक्षं वायुना चोद्यमानः।
गदाहस्तः पांडवो वै तथैव हंता मदीयान्सहितोर्जुनेन॥

इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायामेकपंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

## અધ્યાય પર મો. અર્જુનનું અદ્વિતીય બળ.

धृतराष्ट्र उवाच—यस्य वै नानृता वाचः कदाचिदनुशुश्रुम ।
त्रैलोक्यमपि तस्यस्याद्योद्धायस्य धनंजयः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે-જેણે અસત્ય ભાષણ કર્યું એમ કદી પણ સંભળાતું નથી, એવો અર્જુન જેનો યોદ્ધા છે, તેને ત્રૈલોક્યનું રાજ્ય મળે ત્યારે બીજું મળે એમાં તો શું કહેવું! હું હંમેશ વિચાર કરૂં છું તો યુદ્ધમાં ગાંડિવ ધનુષ ધારણ કરનાર અર્જુન પ્રત્યે કોઇ રથમાં બેસી સામો જાય એવો યોદ્ધો દેખાતો નથી. કારણ હૃદયને છેદનાર કર્ણિ તથા નાલીક નામનાં બાણોને ફેંકનાર અર્જુનની સામે જનાર તેની સમોવડીયો કોઇ નથી. મનુષ્યમાં શ્રેષ્ઠ, શૂરવીર, અસ્ત્રવિદ્યા શીખેલા, બળવાનમાં શ્રેષ્ઠ તથા સંગ્રામ વિષે પરાજય પામેલા નહીં એવા દ્રોણ તથા કર્ણ જ્યારે અર્જુનની સામા જશે, ત્યારે તેમાં કોનો જય થશે, એમ લોકોને મોટો સંશય થવાનો. મને તો એમ નિશ્ચયજ છે કે મારા પુત્રોનો જય થશેજ નહીં, કારણ કર્ણ દયાળુ છે તેમ પરશુરામના શાપથી તેને વખતસર વિદ્યાની સ્ફૂર્તિ પણ થશે નહીં. દ્રોણ ગુરૂ વૃદ્ધ છે, ને દૃઢ ધનુષવાળો અર્જુન તો ગ્લાનિ રહિત, સમર્થ તથા બળવાન છે. તેમ છતાં પણ યુદ્ધ કરનાર સર્વ યોદ્ધાઓ અસ્ત્ર શીખેલા, શૂરવીર તથા મોટા યશને પ્રાપ્ત થયેલા છે, તેથી પોતાના ઐશ્વર્યનો ત્યાગ કરી મરણ પામશે, પણ જીતવાની ઇચ્છા મૂકશે નહીં. જરૂર બંને તરફનું મોટું યુદ્ધ તો થશે પણ પાંડવોનો પરાજય નહીં થાય. યુદ્ધની શાંતિ પણ દ્રોણ, કર્ણ, તથા અર્જુનનો વધ થયેથી થાય, પણ અર્જુનને હણનાર તેમ જીતનાર કોઇ છેજ નહીં. મારા મંદબુદ્ધિવાળા પુત્રો પ્રત્યે થયેલો તેનો ક્રોધ પણ, યુદ્ધ કરી તેમને માર્યા વગર શાંત નહિ થાય. વળી અર્જુન વગર બીજા યોદ્ધાઓ પણ અસ્ત્રવિદ્યા જાણે છે, તથાપિ તેમનો કોઇ વખતે જય અને કોઇ વખતે પરાજય થાય છે. અર્જુનનો તો સર્વ ઠેકાણે જયજ સાંભળાય છે. જે અર્જુને તેત્રીસ વર્ષની પૂર્વે પણ સર્વ દેવતાઓને જીતી ખાંડવ વનમાં અગ્નિને તૃપ્ત કર્યો હતો, એવી રીતે સર્વ ઠેકાણે તેનો જય અમારા સાંભળવામાં આવેલો છે. વળી શીલ તથા વૃત્તે કરી તેમના સરખા ઋષિકેશ ભગવાનનો જેના સારથિપણાને ઇચ્છે છે, તેનો ઇંદ્રની પેઠે જય થાય તેમાં કંઇ આશ્ચર્ય નથી. શ્રીકૃષ્ણ તથા અર્જુન સજ્જ થઇ એક રથમાં બેસશે, ને ગાંડીવ ધનુષને સજ્જ કરશે. એ રીતે ત્રણે તેજ એકજ વખતે એકઠાં થઇ વૃદ્ધિ પામશે, એમ અમે સાંભળીએ છીએ. અમારે તો એવું ધનુષ નથી, તેમ એવો યોદ્ધો તથા સારથિ પણ નથી. એ બધું દુર્યોધનને વશ થયેલા મંદબુદ્ધિવાળા કૌરવો જાણતા નથી. હે સંજય! પ્રદીપ્ત થઇ મસ્તક ઉપર પડેલું વજ્ર હજી કાંઈ અવશેષ રાખે, પણ અર્જુને ફેંકેલાં બાણ તો કંઇપણ અવશેષ રાખેજ નહીં. અર્જુન જે વખતે બાણોને ફેંકતો, સર્વને નાશ પમાડતો અને બાણના વર્ષાદે કરી જાણે કાયામાંથી મસ્તકો પાડતો હોય નહીં એવો જણાશે, તે વખતે ગાંડીવમાંથી નીકળેલું તથા ચોતરફ પ્રદીપ્ત થયેલું બાણમય તેજ સંગ્રામ વિષે મારા પુત્રોને નાશ પમાડશે. તેના રથના શબ્દે

કરી ત્રાસ પામતી મારા પુત્રોની સેના અનેક પ્રકારની પીડા પામશે, એમ મને ભાસે છે. વળી વાયુએ વધારેલો મોટી જ્વાળાવાળો અગ્નિ જેમ સુકા ઘાસના ઢગલાને બાળી નાખે, તેમ ક્રોધે ભરાયેલો અર્જુન મારા પુત્રોને બાળી નાંખશે. વળી જ્યારે ઉઘાડું શસ્ત્ર જેના હાથમાં છે એવો અર્જુન સંગ્રામમાં તીક્ષ્ણ બાણોના સમુદાયને, વિધાતાએ મોકલેલા કાળની પેઠે ફેંકશે, ત્યારે બહુ અસહ્ય લાગશે, અને હું જ્યારે ઘરમાં બેઠાં વારંવાર સંગ્રામમાં કૌરવોનાં ભંગાણ, ભેદ તથા નાશ, ઈત્યાદિ પ્રકારોને સાંભળીશ, ત્યારે જાણીશ કે રણસંગ્રામના અગ્રભાગમાં તેમનો ક્ષય નજીક આવ્યો છે.

यदाह्यभीक्ष्णं सुबहून्प्रकारान् श्रोतास्मि तानावसथे कुरूणां।
तेषां समंताच्च तथा रणाग्रे क्षयः किलायं भरतानुपैति ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां द्विपंचाशत्तमोऽध्यायः ॥ ५२ ॥**



## અધ્યાય ૫૩ મો. ધૃતરાષ્ટ્રનો બળાપો.

**धृतराष्ट्र उवाच—यथैव पांडवाः सर्वे पराक्रांता जिग**
**तथैवाभिसरास्तेषां त्यक्तात्मानो ज ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર કહે છે—જીતવાની ઈચ્છાવાળા પાંડવો ક્ષાત્રધર્મને ઈચ્છતા ...ી છે, તેવાજ આત્માનો ત્યાગ કરી જયને ઈચ્છનાર તેમના યોદ્ધાઓ પણ છે. ...ા ઈચ્છે છે, ...ણ પાંચાળ, કેકય, મત્સ્ય તથા માગધ, ઈત્યાદિ મારા શત્રુરૂપ રાજાઓને પરાક્ર... વળી ઈચ્છા કરે તો ઈંદ્ર સહિત આ સર્વ લોકને પણ વશ કરનાર, જગતને સૃજનાર તથા બળવાન શ્રીકૃષ્ણ પણ પાંડવોના જય વાસ્તે તૈયાર થઈ રહ્યા છે. જે થોડા વખતમાં અર્જુન પાસેથી સમસ્ત અસ્ત્રવિદ્યા શિખેલો તથા શિનિકુળમાં ઉત્પન્ન થયેલો છે, તે સાત્યકિ પણ બીજની પેઠે બાણોને નાંખતો સંગ્રામના મધ્યમાં ઉભો રહેશે, અને પરમ અસ્ત્રને જાણનાર, ક્રૂર કર્મવાળો તથા મહારથિ પાંચાળ દેશનો રાજા ધૃષ્ટદ્યુમ્ન મારા પુત્રોને સૈન્યમાં લડાઈ કરશે. હે તાત! યુધિષ્ઠિરના ક્રોધથી, અર્જુનના પરાક્રમથી, અને ભીમસેન, નકુળ તથા સહદેવથી મને ભય થાય છે. હે સંજય! મનુષ્યમાં શ્રેષ્ઠ પાંડવોએ સૈન્યના મધ્યમાં વિસ્તારેલી અસ્ત્રજાળને, મારા પુત્રો કેમ ઉલ્લંઘન કરી શકશે? દર્શન કરવા લાયક, બુદ્ધિમાન, લક્ષ્મીવાન, બ્રહ્મતેજ યુક્ત, નિર્મળ હૃદયવાળા, ઘણા મિત્ર તથા અમાત્યવાળા, યુદ્ધ કરવામાં ઉદ્યોગી પુરૂષોએ કરી સંપન્ન, ભાઈયો સસરાઓ તથા શૂરવીર મહારથિયોએ યુક્ત, ધૈર્યવાન, કરેલા વિચારને ગુપ્ત રાખનાર, ક્રૂરતા રહિત, દાન કરનાર, લજ્જાવાન, સત્ય પરાક્રમવાળા, બહુશ્રુત, કરેલા ઉપકારને જાણનાર, વૃદ્ધની સેવા કરનાર, જિતેંદ્રિય, પુરૂષમાં સિંહરૂપ તથા સર્વ ગુણ સંપન્ન ધર્માત્મા પાંડવરૂપી અનિવાર્ય અગ્નિમાં, બળતા અગ્નિમાં પતંગિયાની પેઠે, મરણને ઈચ્છતો કયો પુરૂષ પડે? ઢંકાઈ રહેલા અગ્નિ સરખા રાજાને મેં કપટથી છેતર્યો, વાસ્તે હવે તે મારા મંદ બુદ્ધિવાળા પુત્રોનો યુદ્ધમાં નાશ કરશે. હે કૌરવો! હું પાંડવો સાથે યુદ્ધ ન કરવું સારૂં માનું છું, કારણ યુદ્ધ કરવાથી સમગ્ર કુળનો ખચિત નાશ થશે, એમ તમે જાણો. આ મારો વિચાર મને યથાર્થ ભાસે છે, કારણ તેથી મારૂં મન શાંતિ પામે છે.

તમોને પણ યુદ્ધ ન કરવું ઇષ્ટ હોય તો એ વિષે હું યત્ન કરૂં. જે મનેજ કલહનું કારણ અને કલહ કરવામાં અધર્મ છે એમ જાણી પોતાને નિંદે છે, તે યુધિષ્ઠિર આપણને ક્લેશ પામતા જાણી આપણી ઉપેક્ષા કરશે નહીં.

न तु नः क्लिश्यमानानामुपेक्षेत युधिष्ठिरः।
जुगुप्सति ह्यधर्मेण मामेवोद्दिश्य कारणं ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां त्रिपंचाशतमोऽध्यायः ॥ ५३ ॥

## અધ્યાય ૫૪ મો. સંજયે મારેલાં મહેણાં.

संजय उवाच—एवमेतन्महाराज यथा वदसि भारत।
युद्धे विनाशः क्षत्रस्य गांडीवेन प्रदृश्यते ॥ १ ॥

સંજય કહે છે—હે મહારાજ! હે ભારત! તમે કહો છો તેજ પ્રમાણે ગાંડીવ ધનુષથી યુદ્ધમાં ક્ષત્રિયનો મને પણ નાશ દેખાય છે, તોપણ તમે યુદ્ધથી નિવૃત્ત થાઓ એમ હું ધારતો નથી; કારણ પંડિત જેવા તમે અર્જુનના પરાક્રમને જાણવા છતાં પણ પુત્ર વશ છો, તેમ હંમેશ પાંડવોનો પ્રથમથી અપરાધ કરનાર તથા તેમનો તિરસ્કાર કરનાર પણ તમેજ છો. હવે પાછો સંધિ કરવાનો આ વખત છે એમ જાણવું નહીં. તમે એમ ધારતા હશો કે "હું એમનો પિતા છું, તેથી કહીશ તો હજી પાછી સંધિ થશે," પણ તેમ થવાનું નથી, કારણ જે પોતાના છોકરાઓનું સાવધાન થઇ નિરંતર હિત કરે, તે જ સારો સગો વા પિતા કહેવાય, પણ ઉલટો દ્રોહ કરનાર પિતા કે સારો સંબંધિ કહેવાય નહીં. હે મહારાજ! તમે દ્યૂત વખતે પરાજય પામેલા પાંડવોને જોઇ "આ અમોએ જીત્યું, આ અમોને મળ્યું," એમ જાણી બાળકની પેઠે ખુશી થતા હતા. જે વખતે તમારા પુત્ર પાંડવો પ્રત્યે કઠોર વચન બોલતા હતા, તે વખતે તેમની તમોએ ઉપેક્ષા કરી, અને મનમાં એમ જાણ્યું કે, "મારા પુત્ર સમગ્ર રાજ્ય જીતે છે: પણ "આમાંથી આપણો ક્ષય થશે" એમ વિચાર્યું નહીં. હે મહારાજ! તમારા પિતાનું રાજ્ય તો કુરૂ તથા જાંગાલ દેશ સુધી હતું, બાકી સમગ્ર પૃથ્વી તો શૂરવીર પાંડવોએ પોતાના બાહુબળથી જીતી તમોને આપી છે; પણ તમે તો "આ બધું અમેજ કર્યું છે," એમ માનો છો. હે રાજસત્તમ! જે વખતે તમારા પુત્રોને ગંધર્વો લઇ જતા હતા, તે વખતે વહાણ વિના સમુદ્રમાં બૂડનારને જેમ બચવાની આશા ન હોય, તેમ તેમને જીવતા રહેવાની આશા ન હતી, પણ પાંડવો તેઓને બચાવી પાછા લઈ આવ્યા હતા. જે વખતે તીક્ષ્ણ બાણોના સમુદાયને અર્જુન વર્ષાવશે તે વખતે સમુદ્રો પણ સુકાઇ જશે, ત્યારે મનુષ્યો નાશ પામે તેમાં શું? બાણ ફેંકનારાઓમાં અર્જુન, ધનુષ માત્રમાં ગાંડિવ, સર્વ પ્રાણિયોમાં કેશવ ભગવાન, આયુધ માત્રમાં સુદર્શન તથા ધ્વજા માત્રમાં વાનરની ધ્વજા સર્વથી શ્રેષ્ઠ છે. શ્વેત ઘોડા જોડેલા રથમાં બેઠેલો અર્જુન કાળચક્રની પેઠે ઘણાક યોદ્ધાઓને મારી નાંખશે, માટે હવે હે રાજન્! હે ભરતર્ષભ! સમગ્ર પૃથ્વી યુધિષ્ઠિરનીજ છે, અને જેના ભીમ તથા અર્જુન જેવા યોદ્ધા છે, એવા રાજા પણ તે જ છે. હે મહારાજ! જ્યારે ભીમસેન નાશ કરવા

માંડશે, ત્યારે જાણે ખૂટતી હોય નહીં એવી તમારી સેનાને જોઇ દુર્યોધન આદિ કૌરવો તથા તેને અનુસરનાર રાજાઓ ભય પામી કંપી ઉઠશે, પણ જય નહીં પામે. એ વખત મત્સ્ય, પાંચાળ, કેકય શાલ્વેય તથા શૂરસેન, ઇત્યાદિ દેશના સર્વ, રાજાઓ, બુદ્ધિમાન અર્જુનના પરાક્રમને જાણે છે, તેથી તેની તરફ ગયા છે; અને ઉલટા તમને નિંદે છે. તમારો સત્કાર નથી કરતા ને તેની ભક્તિથી હંમેશ તમારા પુત્રો સાથે વિરોધ પણ કરે છે. તમારે તો મારવા લાયક નહીં તથા ધર્મ યુક્ત પાંડવોને જેણે ખરાબ કામે કલેશ પમાડયા, અને હમણાં પણ જે તેમનો દ્વેષ કરે છે, તે પાપરૂપ તમારા પુત્ર દુર્યોધનને સર્વ ઉપાયે કરીને તેને અનુસરતા પુરૂષોએ સહિત નિયમમાં રાખવો જોઇયે. વૃથા શોચ શું કરવા કરો છો. મેં તથા બુદ્ધિમાન વિદુરે તો દ્યૂત વખતે પણ તમોને વાર્યા હતા. હે રાજેંદ્ર! હે ભારત! જે આ બધું પાંડવો પ્રત્યે તમોએ કહ્યું, તે બધું વૃથાજ છે, કારણ તમે તેમ કરવા હવે અસમર્થ છો.

**यादिदं ते विलपितं पांडवान् प्रतिभारत।**
**अनीशेनैव राजेंद्र सर्वमेतन्निरर्थकम् ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां चतुःपंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥**



## અધ્યાય ૫૫ મો. દુર્યોધને બતાવેલી દૃઢતા.

**दुर्योधन उवाच—नभेतव्यं महाराज नशोच्या भवता वयम्।**
**समर्थाःस्म परान्जेतुं बलिनः समरे विभो ॥ १ ॥**

દુર્યોધન કહે છે–હે મહારાજ! હે સમર્થ! તમારે બ્હીવું નહીં કારણ અમે બળવાન છીયે. જયારે વનમાં મોકલેલા પાંડવો પ્રત્યે ઇંદ્રપ્રસ્થની સમીપ કામ્યકવનમાં પારકા દેશને મર્દન કરનાર મધુસૂદન ભગવાન મોટા સૈન્ય સહિત આવ્યા હતા, તે જ વખતે કેકય રાજાઓ, ધૃષ્ટકેતુ, પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન અને બીજા પણ તેમને અનુસરતા કેટલાક મહારથિ-રાજાઓ ત્યાં આવ્યા હતા. હે ભારત! શ્રીકૃષ્ણ હતા મુખ્ય જેમાં એવા તે બધા રાજાઓએ એકઠા મળી, મૃગચર્મ પહેરી બેઠેલા યુધિષ્ઠિર રાજાની પાસે બેસી કૌરવ સહિત તમારી નિંદા કરી, તથા પરિવાર સહિત તમારા નાશને ઇચ્છીને, "રાજ્ય પાછું આંચકી લેવું," એવી રીતે મસલત કરી હતી. તે વાત સાંભળી તરતજ જ્ઞાતિ ક્ષયના ભયથી બ્હીને મેં ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યને કહ્યું કે, ઠરાવેલા વખત ઉપર પાંડવો યુદ્ધ કરવા આવશે એમ મને લાગે છે, કારણ વાસુદેવ ભગવાન આપણા સર્વનો નાશ ઇચ્છે છે, વિદુર વિના આપણ બધાને મારવા એમ તેમનો વિચાર છે, પણ તેમાં ધૃતરાષ્ટ્ર કુરૂ કુળમાં શ્રેષ્ઠ તથા ધર્મજ્ઞ છે, માટે તેમને મારવા નહીં, એમ કહે છે એટલે કે એને મૂકી અમ બધાનો નાશ કરવો, તથા યુધિષ્ઠિરને ચક્રવર્તિ રાજા બનાવવો એવી જનાર્દન ભગવાનની ઇચ્છા છે, માટે આપણે શું કરવું? તેમને નમી દેવું, ભાગી જવું, વા તેમની સાથે યુદ્ધ કરવું? તમે કહેશો કે, યુદ્ધ કરવું, તો આ વખતે યુધિષ્ઠિરને વશ છે, તેમ આપણા દેશનાં મનુષ્યોની પણ આપણા ઉપર પ્રીતિ નથી, તથા મિત્રો પણ આપણી ઉપર હાલ કોપેલા છે, અને

ગોતરફથી આપણા સંબંધી તથા સર્વ રાજાઓએ પણ આપણને ધિક્કારેલા છે. કદાપિ નમી દેઇશું તો વંશનો ક્ષય નહીં થાય, ને સંધિ થશે. પણ તેમ કરવું મને રૂચતું નથી, કારણ તેમ કર્યા છતાં પણ વાસુદેવ ભગવાન આપણને છેવટ માર્યા વગર રહેનાર નથી માટે મારે વાસ્તે અનંત દુઃખને પામેલા પ્રજ્ઞારૂપ ચક્ષુવાળા મારા પિતાનો હું શોચ કરૂં છું. કારણ આપણને માર્યા પછી વાસુદેવ ભગવાન જંપશે નહિ ને તેની સાથે મહારથિ પાંડવો પણ વૈર રાખશે. હે પિતા ! એ પ્રમાણે મેં તેમને કહ્યું, કારણ મારા ભાઇયોએ મારૂં પ્રિય કરવા સારૂ પાંડવોને પૂર્વે દુઃખ આપેલાં છે, જે તમો પણ જાણો છો. તે યાદ કરી પાંડવો તમને જરૂર મારશે. પછી તે સમયે મને ચિંતાગ્રસ્ત થયેલો તથા વ્યથા પામી છે ઇંદ્રિયો જેની એવો જાણી, દ્રોણ, ભીષ્મ, કૃપાચાર્ય તથા અશ્વત્થામા ઇત્યાદિએ કહ્યું કે, યદ્યપિ આપણે તેમનો દ્રોહ કર્યો છે, તોપણ તારે બ્હીવું નહીં, કારણ યુદ્ધમાં સજ્જ થઇ ઉભેલા શત્રુઓ અમને જીતવાને સમર્થ નથી, ને અમે એક એક સર્વ રાજાઓને જીતવાને સમર્થ છીયે, માટે શત્રુઓ આવશે તો તીક્ષ્ણ બાણોએ કરી અમે તેમનો ગર્વ ઉતારીશું. વળી તે બોલ્યા કે, આ ભીષ્મના પિતા શંતનુ મરણ પામ્યા પછી, એમણે અતિ કોપ કરી એક રથે કરી સર્વ રાજાઓને જીતી નાશ પમાડવા માંડ્યા, ત્યારે બીનેલા રાજાઓ એમનેજ શરણે આવ્યા હતા. ભીષ્મ આપણ સહિત સંગ્રામમાં શત્રુઓને જીતવાને સમર્થ છે, માટે ભય રાખવો નહિ. હે પિતા ! એ રીતે તેમણે મને કહ્યું, તે વખતે મહા તેજસ્વિયોનો એવો નિશ્ચય હતો પણ ત્યારે તો સમગ્ર પૃથ્વી શત્રુઓને વશ હતી, જે હાલ નથી. માટે હવે સંગ્રામમાં પક્ષ જેના ભાગી ગયા છે એવા તથા વીર્યહીન થઇ ગયેલા પાંડવો આપણને જીતવાને સમર્થ નથી, અને હે ભરતર્ષભ ! હાલ પૃથ્વી પણ બધી આપણા તાબામાં છે, તેમ મેં આણેલા આ બધા રાજાઓ મારે વાસ્તે અગ્નિમાં પ્રવેશ કરે વા સમુદ્રમાં પડે એ રીતે તેઓ આપણા સુખ દુઃખમાં ભાગ લેનારા છે, એમ તમે જાણો. તેઓ તમોને પારકા ગુણ સાંભળતાંજ ઉન્મત્તની પેઠે ઘણુંક બોલતા દુઃખી થતા તથા બીનેલા જોઇને હસે છે. અત્રે આવેલા સર્વ રાજાઓમાં એક એક જણ સમગ્ર પાંડવો સાથે લડવામાં પોતાને સમર્થ માને છે, વાસ્તે તમે કંઇપણ ભય રાખો માં. હાલ મારી સેનાને બ્રહ્મા પણ હણી શકે નહીં, તેમ સાક્ષાત ઇંદ્ર પણ જીતવાને સમર્થ થાય તેમ નથી. હે સમર્થ પિતા ! યુધિષ્ઠિર રાજા હસ્તિનાપુર સરખા શહેરને મૂકી પાંચ ગામડાંની યાચના કરે છે, તે પણ મારા પ્રભાવ તથા સૈન્યથી બીહિનેજ, એમ તમારે જાણવું.

હે ભારત ! કદી તમે કુંતિપુત્ર ભીમસેનને મારાથી સમર્થ માનતા હો તો તે જૂઠું છે, કારણ મારા સમગ્ર પ્રભાવને હજી તમે જાણતા નથી. ગદાયુદ્ધમાં તો સમગ્ર પૃથ્વીમાં મારા સરખો કોઇ બીજો છેજ નહીં, તેમ કોઇ પણ થયો નથી, અને થશે પણ નહીં. વળી ગુરૂ કુળમાં હું ઘણો વખત રહ્યો છું; તેથી ઘણીક વિદ્યામાં કુશળ છું. ભીમ થકી વા બીજા કોઇથી પણ મને ભય નથી. "ગદા યુદ્ધમાં દુર્યોધન સમાન કોઇ છેજ નહીં," એમ જેની પાસે હું શીખેલો છું, તે બળદેવજીને પણ નિશ્ચય છે. હે નૃપ ! હું યુદ્ધમાં બળરામ સરખો તથા બળે કરીને પૃથ્વીમાં સર્વથી અધિક છું, માટે મારા ગદાના પ્રહારને ભીમસેન સહન કરી શકશે નહીં. જો હું ક્રોધ પામી ભીસેનની ઉપર ભયંકર ગદાનો એકજ પ્રહાર કરૂં તો તેને યમપુરી તરફ મોકલી દઉં. હે રાજન્ ! ઘણા કાળથી નિરંતર મારા મનમાં

એજ મનોરથ છે, કે હું ગદા જેના હાથમાં છે એવા ભીમસેનને ક્યારે દેખીશ, માટે તેમ થશે ત્યારેજ મેં ગદાથી હણેલો તથા વિખરાઇ ગયાં છે શરીર જેનાં, એવો ભીમસેન પ્રાણ રહિત થઇ, ગદાથી હણાયલા હિમવાન પર્વતની પેઠે પૃથ્વી ઉપર પડશે. એકવાર ગદાનો પ્રહાર કરી હું પર્વતના સેંકડો કડકા કરી નાખું એ વાત ભીમસેન જાણે છે, તેમ વાસુદેવ ભગવાન તથા અર્જુન પણ જાણે છે, માટે હે રાજન્! સંગ્રામ વિષે ભીમસેનનો તમોને ભય છે, તે ટળી જાઓ, કારણ હું તેને મારીશ માટે તે નિમિત્ત ખેદ મનમાંથી મૂકી દ્યો. હે ભરતર્ષભ! ભીમસેનને હું મારીશ કે તુરત સરખા રૂપવાળા અત્યંત બળવાન ઘણાક રથિયો અર્જુનને હણવા માંડશે. વળી ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, કર્ણ, ભૂરિશ્રવા, પ્રાગ્જ્યોતિષનો અધિપતિ, શલ્ય તથા સિંધુ દેશનો રાજા જયદ્રથ, એઓમાંથી એક એક વીર સમગ્ર પાંડવોને હણવાને સમર્થ થાય એમ છે, ત્યારે એટલા બધા એકઠા થાય તો તો ક્ષણ માત્રમાં તેમને યમપુરી પ્રત્યે મોકલી દે. એ સમગ્ર રાજાની સેના એક અર્જુનને જીતવાને શું સમર્થ થશે નહિ? ન થવા વિષે કંઇ કારણ નથી. ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા તથા કૃપાચાર્યે બાણના સમુદાયથી આચ્છાદન કરેલો અર્જુન પરવશ થઇ યમપુરી પ્રત્યે જશે; કારણ હે ભારત! પિતામહ ભીષ્મ શંતનુથી અધિક તથા દેવતાઓ પણ જેને સહન કરી શકે નહીં એવા બ્રહ્મર્ષિ સરખા, ગંગાને વિષે ઉત્પન્ન થયા છે, તેને મારનાર તો કોઇ છેજ નહીં, અને પ્રસન્ન થયેલા પિતા શંતનુએ પણ તેમને કહેલું છે કે, "તું જ્યારે ઇચ્છા કરીશ ત્યારેજ તારૂં મરણ થશે." હે મહારાજ! દ્રોણાચાર્ય પણ મહર્ષિ ભરદ્વાજ થકી દ્રોણી નામના યજ્ઞપાત્ર વિષે ઉત્પન્ન થયા છે તે તેમનાથી પરમાસ્ત્ર જાણનાર અશ્વત્થામા તથા આચાર્યમાં મુખ્ય કૃપાચાર્ય પણ દ્રોણને આપેલી પોતાની બેહેન સહિત મહર્ષિ ગૌતમ થકી ખડના થુંબડામાંથી ઉત્પન્ન થયા છે તેથી એ ત્રણેને કોઇ મારી શકે એમ છે જ નહિ, એવી મારી મતિ છે. એ રીતે જેના પિતા, માતા તથા મામો, એ ત્રણેય યોનિ થકી ઉત્પન્ન થયેલા નથી, તે શૂરવીર અશ્વત્થામા પણ મારી તરફ રહેલા છે. હે મહારાજ! એ સર્વ દેવ સરખા મહારથિઓ સંગ્રામમાં ઇંદ્રને પણ વ્યથા કરે એવા છે, માટે એઓમાંથી એક એકની સામે પણ જવા અર્જુન સમર્થ નથી, ત્યારે પુરૂષમાં સિંહરૂપ એ સર્વ એકઠા થાય તો તો અર્જુનને નાશ પમાડેજ. વળી હું કર્ણને તો ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્ય, એ ત્રણે સરખો માનું છું, કારણ જેને પરશુરામે કહ્યું હતું કે, "તું મારા સરખોજ છે." તેમ જેના કાનમાં જન્મથીજ સહજ કુંડળ હતાં, જેની ઇંદ્રે પોતાની સ્ત્રી શચી વાસ્તે યાચના કરી તો જેણે તે કુંડળ ઇંદ્રને, તેની પાસેથી અમોઘ તથા ભયંકર શક્તિ નામનું આયુધ લઇ આપી દીધાં, તે શક્તિ યુક્ત કર્ણ આગળ અર્જુન કેમ જીવે? હે રાજન્! હાથમાં રાખેલા ફળની પેઠે વિજય તો નિશ્ચય આપણોજ છે, અને શત્રુઓનો પરાજય પૃથ્વીમાં ખુલો દેખાય છે. હે ભારત! આ ભીષ્મ એક દિવસમાં દશ હજાર યોદ્ધાઓને હણશે, તેમજ દ્રોણ, અશ્વત્થામા તથા કૃપાચાર્ય પણ તેમના જેવાજ જાણવા. વળી હે શત્રુને તપાવનાર! સંશપ્તક નામના ક્ષત્રિયોના ગણ પણ આપણી તરફ છે. જેમ આપણને પૂરો પડવાને બધા અર્જુનને સમર્થ માને છે, તેમ તેને મારવા વાસ્તે પણ તૈયાર થઇ રાજાઓ બેઠેલા છે, માટે આપણે તેને મારીશું કે તે આપણને મારશે, એ વિષે કંઇ હજી નિશ્ચય નથી, તેની અગાઉ પાંડવોથી તમે કેમ વ્યથા પામો છો? હે ભારત! હે શત્રુને તપાવનાર! ભીમસેન હણાયા પછી શત્રુઓમાંથી બીજો કોણ યુદ્ધ કરે એમ છે તે જો તમે જાણતા હો તો મને કહો?

હું તો એમ જાણું છું કે, એ પાંચ ભાઇયો ધૃષ્ટદ્યુમ્ન તથા સાત્યકિ, એ સાતજ યોદ્ધાઓ પાંડવોની સેનામાં ઉત્તમ બળરૂપ છે. આપણામાં તો ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્તન, કર્ણ, સોમદત્ત, બાહ્લિક, પ્રાગજ્યોતિષનો અધિપતિ, શલ્ય, અવંતિના વિંદ તથા અનુવિંદ બે ભાઈઓ, જયદ્રથ, દુઃશાસન, દુર્મુખ, દુઃસહ, શ્રુતાયુ, ચિત્રસેન, પુરૂમિત્ર, વિવિંશતિ, શલ, ભૂરિશ્રવા તથા વિકર્ણ ઇત્યાદિ શ્રેષ્ઠ યોદ્ધાઓ છે. વળી મેં અક્ષૌહિણી પણ અગિઆર ભેગી કરી છે, ને પાંડવોની પાસે તો સાતજ અક્ષૌહિણી છે, તો શા કારણથી મારો પરાજય થાય? શત્રુનું સૈન્ય પોતાથી ત્રણ ગણું ઓછું હોય તે જ યુદ્ધ કરવું યોગ્ય છે, એમ બૃહસ્પતિએ કહ્યું છે. હે રાજન્! તેજ પ્રમાણે શત્રુઓથી મારી સેના બળમાં ત્રણ ગણી છે, કારણ હું શત્રુઓનું સૈન્ય મોટા યોદ્ધાઓ વિનાનું તથા ગુણ રહિત તુચ્છ દેખું છું, મારૂં સૈન્ય તો મોટા યોદ્ધાવાળું તથા મહા ગુણ યુક્ત છે. હે ભારત! મારા સૈન્યનું સર્વ રીતે બલિષ્ઠપણું તથા પાંડવોની ન્યૂનતા જાણી તમારે મોહ પામવો યોગ્ય નથી. વૈશંપાયન કહેછે–હે જનમેજય! એ રીતે ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહીને, પારકા શહેરને જીતનાર દુર્યોધન તે વખતનાં યુધિષ્ઠિરનાં કર્મ જાણવાને ઇચ્છતો ફરીથી સંજયને આ પ્રમાણે પૂછવા લાગ્યો.

**इत्युक्त्वा संजयं भूयः पर्यपृच्छत भारत ।**
**विवित्सुः प्राप्तकालानि ज्ञात्वा परपुरंजयः ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि दुर्योधनवाक्ये गुर्जरभाषायां पंचपंचाशत्तमोऽध्यायः ॥ ५५ ॥**



## અધ્યાય ૫૬ મો. સંજય કથિત પાંડવ બળ.

**દુર્યોધન उवाच—अक्षौहिणीः सप्तलब्ध्वा राजभिः सहसंजय ।**
**किंस्विदिच्छति कौंतेयो युद्धप्रेप्सुर्युधिष्ठिरः ॥ १ ॥**

દુર્યોધન પૂછે છે–હે સંજય! યુદ્ધ કરવાને ઇચ્છતા કુંતિના પુત્ર યુધિષ્ઠિર, સાત અક્ષૌહિણી સેના મેળવી, રાજાઓ સહિત હાલ શું કરવા ઇચ્છે છે? દુર્યોધનનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, હે રાજન્! યુદ્ધને ઇચ્છતા યુધિષ્ઠિર અત્યંત ખુશીથી વર્તે છે, તેમજ ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવ પણ જરાએ બીહિતા નથી પણ ઉલટા ખુશીમાં છે. ત્યાં સર્વ દિશાઓને શોભાવતા કુંતિના પુત્ર અર્જુને તો, અસ્ત્ર મૂકવાના મંત્રની પરીક્ષા કરવાની ઇચ્છાથી પોતાનો દિવ્ય રથ જોડી જોયો. તે વિજળીયુક્ત મેઘની પેઠે શબ્દ કરતા રથને અમે સૌએ જોયો. ત્યારે ચોતરફથી જોઇ વિચાર કરીને, પ્રસન્ન થઇ અર્જુને મને કહ્યું કે, હે સંજય! આ યુદ્ધનું પૂર્વરૂપ જો, આપણે જરૂર જીતીશું. હે દુર્યોધન! મારા જાણવામાં પણ તેમજ આવ્યું. સંજયનાં વચન સાંભળી વળી દુર્યોધને પૂછ્યું કે, હે સંજય! તું તો દ્યૂત વિષે પરાજય પામેલા પાંડવોને ફુલાવતો તેમનીજ પ્રશંસા કરે છે, માટે અર્જુનના રથના ઘોડા તથા ધ્વજ કેવી રીતનાં છે તે કહે. તે સાંભળી સંજયે કહ્યું કે હે રાજન્! હંમેશ નાના પ્રકારનાં રૂપ બનાવનાર સૂર્ય, ઈંદ્ર તથા પ્રજાપતિયે તો અર્જુનના ધ્વજ વિષે પોતાની દિવ્ય માયાએ કરી, અમૂલ્ય, દિવ્ય, મોટાં તથા નાનાં અનેક તરેહનાં રૂપ નિર્માણ કર્યા છે. વળી તેમાં વાયુના પુત્ર હનુમાને ભીમસેનને પ્રિય લાગવા સારૂ પોતાની

પ્રતિમા આરોપણ કરી છે, ને હમેશ અત્યંત આશ્ચર્યરૂપ ચીજ બનાવનાર વિશ્વકર્માએ એવી તો પોતાની આશ્ચર્યરૂપ દિવ્ય માયા વાપરી છે કે, તે ધ્વજ પોતાના તેજે કરી સર્વ દિશાઓ પ્રત્યે યોજન પર્યંત દેશને અને ઉંચી તથા આડી બાજુ ચોતરફ ફરકે છે, રસ્તામાં રહેલા વૃક્ષોથી વિંટાઈ તેમાં વળગી રહેતો નથી. વળી તેમાં બીજી પણ વિશ્વકર્માએ રચના કરી છે કે, આકાશમાં જેમ અનેક વર્ણથી શોભિતું ઇંદ્રધનુષ પ્રકાશે પણ " આ શું છે ? " એમ જણાતું નથી તેમ તે ધ્વજાના આકાર પણ અનેક જોવામાં આવે છે, તેથી " આ શું છે " એમ જોનાર જાણી શકતો નથી. વળી જેમ અગ્નિમાંથી ધુમાડો, વિચિત્ર પ્રકારના રૂપવાળા તેજ સંબંધી વર્ણોને ધારણ કરતો સૌનાં નેત્રાદિક રૂંધી આકાશમાં જાય છે, તેમ નાના પ્રકારના વર્ણોને ધારણ કરનાર ધ્વજ પણ સૌનાં નેત્રને રૂંધી આકાશમાં જાય છે. તેના રથ વિષે ભાર પણ થતો નથી, તેમ તે ક્યાંય દ્વારમાં રૂંધાઇ પણ રહેતો નથી. તેના રથમાં, આકાશ, સ્વર્ગ તથા પૃથ્વીમાં પણ ક્યાંય જેની ગતિ રૂંધાતી નથી એવા, વાયુ સરખા વેગવાળા તથા ચિત્રરથના આપેલા દિવ્ય ઘોડા જોડેલા છે. જો તેના સો ઘોડામાંથી કેટલાક હણાય, તોપણ પૂર્વે મળેલા વરદાનના પ્રભાવથી પાછા સો પૂરા થઈ રહે છે. વળી તે સરખાજ પરાક્રમી, શ્વેત વર્ણવાળા, મોટા, સપ્તર્ષિ સમાન તેજવાળા તથા વેગે કરી વાયુ સરખા, ભીમસેનના રથમાં જોડેલા ઘોડા પણ ત્યાં શોભતા હતા. પ્રસન્ન થઇ અર્જુને આપેલા, પોતાના ઘોડા જેવા, કાબરા અંગવાળા, તેતર સરખાં ચિત્ર છે પૃષ્ઠ ભાગમાં જેમને એવા હર્ષ યુક્ત ઘોડા શૂરવીર સહદેવને વેહે છે. વાયુ સરખા વેગવાળા, બળવાન તથા ઇંદ્રના આપેલા ઉત્તમ ઘોડા જેમ વૃત્રાસુરના શત્રુ ઇંદ્રને વેહે, તેમ માદ્રીપુત્ર શૂરવીર નકુળને વેહે છે. વળી અવસ્થા તથા પરાક્રમે કરી તેના સરખાજ, મોટા વેગવાળા, વિચિત્ર પ્રકારનાં રૂપ સંપન્ન તથા ચિત્રરથના આપેલા મોટા ઘોડા સુભદ્રાના પુત્ર અભિમન્યુ આદિ દ્રૌપદીના પુત્રોને લઇ વેહે છે.

**तुल्याश्वैस्त्रिर्वयसा विक्रमेण महाजवाश्चित्ररूपाः सदश्वाः ।**
**सौभद्रादीन् द्रौपदेयान् कुमारान् वहंत्यश्वा देवदत्ता बृहंतः ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां षट्पंचाशत्तमोऽध्यायः ॥ ५६ ॥**

## અધ્યાય ૫૭ મો. પાંડવોની મદદે આવેલા રાજાઓ.

**धृतराष्ट्र उवाच—कांस्तत्र संजयापश्यः प्रीत्यर्थेन समागतान् ।**
**ये योत्स्यते पांडवार्थे पुत्रस्य मम वाहिनीं ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય! ત્યાં પાંડવોની પ્રીતિ વાસ્તે મારા પુત્રની સેના સાથે યુદ્ધ કરવા આવેલા કયા રાજાઓને તેં જોયા તે કહે? ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, મેં ત્યાં અંધક તથા વૃષ્ણિકુળમાં મુખ્ય શ્રીકૃષ્ણને આવેલા જોયા. તેમજ પુરુષોમાં માની મહારથિ ચેકિતાન તથા સાત્યકિ એ બેઉ જણ એક એક અક્ષૌહિણી સહિત પાંડવોની મદદે આવેલા છે. શિખંડિયે રક્ષા કરેલો પંચાળ દેશનો દ્રુપદ રાજા, અક્ષૌહિણી સેના અને ધૃષ્ટદ્યુમ્ન આદિ લઇ દશ પુત્ર તથા સત્યજિત છે મુખ્ય જેમાં એવો શૂરવીરો સહિત, પાંડ-

વોનું માન વધારવા સૈન્યો સાથે આવ્યો છે. જરાસંધનો દીકરો મગધ દેશનો રાજા સહદેવ; અને ચેદિ દેશનો રાજા ધૃષ્ટકેતુ પણ જુદી જુદી અક્ષૌહિણી સેના લઇને આવેલા છે. રાતી ધ્વજાઓવાળા પાંચ ભાઇઓ કેકય એક અક્ષૌહિણી સેના સહિત પાંડવોની મદદે આવ્યા છે. એ રીતે પાંડવો વાસ્તે દુર્યોધનની સેના સહિત ત્યાં આવેલા રાજાઓ છે. તેમાં માનુષ, દૈવ, ગાંધર્વ તથા અસુર વ્યૂહને પણ જાણનાર મહારથિ ધૃષ્ટદ્યુમ્ન તો તે સેનાના અગ્રભાગે નિમાયેલો છે. શંતનુના પુત્ર ભીષ્મની સામે શિખંડિને ઠરાવેલો છે, ને તેનો પાછળથી બચાવ કરનાર મત્સ્ય દેશના યોદ્ધાઓ સહિત વિરાટ રાજા રહેશે. પાંડુપુત્ર યુધિષ્ઠિરને મદ્ર દેશના અધિપતિ બળવાન શલ્ય રાજાની સામે ઠરાવેલો છે. ત્યાં કેટલાક એમ પણ કહે છે કે, શિખંડિ તથા યુધિષ્ઠિરને ભીષ્મ તથા શલ્યની સામે યોજ્યા છે એ કંઇ અમને બરોબર લાગતું નથી. વળી પુત્ર તથા સો ભાઇયો સહિત દુર્યોધનની અને પૂર્વ તથા દક્ષિણ દિશાના સર્વ રાજાઓની સામે ભીમસેનને યોજેલો છે. સૂર્યનો પુત્ર કર્ણ, અશ્વત્થામા, વિકર્ણ, સિંધુ દેશનો રાજા જયદ્રથ તથા " પૃથ્વી વિષે અમે શૂરવીર છીયે. " એમ માનનારા જે કોઈ રાજાઓ હશે, તે સર્વની સામે અર્જુનને કલ્પેલો છે. કેકય, માલવ, શાલ્વક તથા ત્રિગર્તોમાં મુખ્ય સંશપ્તક નામે રાજાઓ છે. એ સર્વની સામે મોટા ધનુષવાળા કેકય નામના રાજપુત્ર પાંચ ભાઈયોને કલ્પેલા છે. દુર્યોધન તથા દુઃશાસન સર્વ પુત્રો બૃહદ્બલ રાજા, એ બધાની સામે અભિમન્યુને ઠરાવેલો છે. હે ભારત! જેની સુવર્ણથી શોભાયમાન ધ્વજા છે એવા મોટા ધનુષવાળા ધૃષ્ટદ્યુમ્ન આદિ લઈ દ્રુપદ રાજાના પુત્રો દ્રોણ સામા જશે, અને ચેકિતાન રાજા રથમાં બેસી સોમદત્ત સાથે લડશે; તથા સાત્યકિ યાદવ, ભોજકુળમાં ઉત્પન્ન થયેલા કૃતવર્મા સાથે યુદ્ધ કરશે. યુદ્ધમાં ઈંદ્ર સરખો શૂરવીર માદ્રીનો પુત્ર સહદેવ તમારા સાળા સુબળના પુત્ર શકુનિ સાથે યુદ્ધ કરશે, અને કપટ કરનાર ઉલૂક રાજા તથા સરસ્વતીના તટ ઉપર રહેનાર રાજાઓના ગણોની સામે માદ્રી પુત્ર નકુળને કલ્પેલો છે. હે રાજન્! બીજા પણ જે જે રાજાઓ સંગ્રામમાં આવનાર છે, તે સર્વની તેમનું નામ લઇ પાંડવોએ યોગ્ય કામમાં યોજના કરી મૂકેલી છે. હે રાજન્! એ રીતે પાંડવોના સૈન્યના જુદા જુદા વિભાગ કરેલા છે, માટે તમારે જે કરવું હોય, તે પણ પુત્ર સહિત તમે જલદી કરી લ્યો.

સંજયનાં વચન સાંભળી વળી ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, જુગાર રમનાર મૂઢ બુદ્ધિવાળો મારા પુત્ર છેજ નહીં, એમ હું માનું છું, કારણ જેમનું યુદ્ધ રણસંગ્રામના મોખરામાં બળવાન ભીમસેન સાથે થવાનું છે. વળી આવેલા સર્વ રાજાઓને પણ, જેમ યજ્ઞમાં હોમવાના પશુને યજમાન પ્રોક્ષણ કરે, તેમ કાળે પ્રોક્ષણ કરી મૂકેલા છે, માટે અગ્નિમાં જેમ પતંગિયાં પડે, તેમ તેઓ પણ યુદ્ધ વખતે ગાંડિવરૂપી અગ્નિમાં પ્રવેશ કરશે. કર્યું છે વૈર જેની સાથે એવા મહાત્મા પાંડવો, જ્યારે મારા પુત્રોની સેનાને યુદ્ધ વિષે નાશ પમાડી ચોતરફ નસાડશે, ત્યારે તેની પાછળ કોઇ નહીં જાય એમ હું માનું છું. પાંડવોના સૈન્યમાં શૂરવીર, કીર્તિમાન, પ્રતાપી, અગ્નિ તથા સૂર્ય સરખા તેજવાળા, સંગ્રામને જીતનાર તથા અતિરથિ એવા નકુળ, સહદેવ, પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, દ્રુપદ, નાના ભાઇ સહિત ધૃષ્ટકેતુ, ઉત્તમ પરાક્રમવાળો પંચાળ દેશનો યુધામન્યુ, દુર્જય, શિખંડિ ક્ષત્રદેવ, વિરાટનો પુત્ર ઉત્તર, કાશી પ્રાંતના યોદ્ધા, ચેદિ દેશના યોદ્ધાઓ, મત્સ્ય, સર્વ સૃંજય, વિરાટનો પુત્ર શંખ, બભ્રુ, પંચાળ દેશના રાજાઓ તથા પ્રભદ્રક ઇત્યાદિ યોદ્ધાઓ છે, જેમને

નિયમમાં રાખનાર યુધિષ્ઠિર તથા રક્ષણ કરનાર સાક્ષાત્ મધુસૂદન શ્રીકૃષ્ણ છે જેની સેનામાં એવા શૂરવીર મુખ્ય યોદ્ધા અર્જુન તથા ભીમસેન છે, રણસંગ્રામમાં ધીર તથા શૂરવીર પાંડવોની પૃથ્વીને તેમની ઇચ્છા વગર ઇંદ્ર પણ હરણ કરી શકે નહીં, જે ક્રોધ કરે તો પર્વતોને પણ ચૂર્ણ કરે તે દેવ સરખા પ્રતાપવાળા તથા સર્વ ગુણ સંપન્ન પાંડવો વાસ્તે હું પોકારૂં છું; તોપણ મારો દુષ્ટ પુત્ર યુદ્ધ કરવાને ઇચ્છે છે. તે સાંભળી દુર્યોધને કહ્યું કે, અમે તથા પાંડવો એક કુળના છીએ; તેમ બેઉ પૃથ્વી ઉપર રહેનારા છીએ, તથાપિ તમે પાંડવોનોજ જય કેમ માનો છો? હે તાત ! પિતામહ ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, દુઃખથી જીતાય નહીં એવો કર્ણ, જયદ્રથ, સોમદત્ત તથા અશ્વત્થામા, ઇત્યાદિ આપણી તરફ રહેલા મોટા ધનુષવાળા તથા અત્યંત તેજસ્વી યોદ્ધાઓને દેવતાઓ સહિત ઇંદ્ર પણ જીતવાને સમર્થ નથી, ત્યારે પાંડવો તો ક્યાંથીજ સમર્થ થાય? હે તાત ! તેમ આપણા પક્ષમાં આવેલા, શસ્ત્ર ધારણ કરનાર તથા શૂરવીર સર્વ આર્ય રાજાઓ પણ મારે વાસ્તે પાંડવોને બાધ કરવાને સમર્થ છે, પણ તેમની સામે જોવા પાંડવો સમર્થ નથી. હે ભારત ! હું પણ સંગ્રામ વિષે પુત્ર સહિત પાંડવો સાથે યુદ્ધ કરવા સમર્થ છું. જે રાજાઓ મારૂં પ્રિય કરવાને ઇચ્છે છે, તે જેમ પારાધી પાશલાયે કરી હરણમાં બચ્ચાંને મારે તેમ પાંડવોને મારશે અને મારા બાણના તથા મોટા રથના સમુદાયે કરી, પાંડવો સહિત પાંચાળ રાજાઓ ભાગી જશે.

ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, હે સંજય ! આ મારો પુત્ર દુર્યોધન સંગ્રામ વિષે ધર્મરાજ યુધિષ્ઠિરને જીતવાને સમર્થ નથી, તોપણ ઉન્મત્તની પેઠે વૃથા બોલ્યા કરે છે, પણ તે ધર્મજ્ઞ, યશસ્વી તથા મહાત્મા પાંડવોના યથાર્થ બળને તો ભીષ્મપિતાજ જાણે છે, જે તેમની સાથે યુદ્ધ કરવાને ઇચ્છતા નથી. હે સંજય ! ફરીથી પાંડવોનું વૃત્તાંત મને કહે. તે મોટા ધનુષવાળા તથા વેગવાનોને, હુતદ્રવ્યથી અગ્નિને અધિક પ્રદીપ્ત કરવાની પેઠે કોણ ચઢાવે છે? ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, હે ભારત ! તેમને ધૃષ્ટદ્યુમ્ન હંમેશ આવી રીતે ચઢાવે છે કે, હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! હે પાંડવો ! તમે યુદ્ધ કરો, યુદ્ધથી ડરો માં; કારણ દુર્યોધન સાથે જે કોઇ રાજાઓ, શસ્ત્રથી ભયંકર સંગ્રામમાં આપણી સામા આવશે, તે બધાઓને પરિવાર સહિત હું એકલો, મગર જેમ પાણીમાંથી માછલાંને ગ્રહણ કરે તેમ ગ્રહણ કરીશ. ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા, શલ્ય તથા દુર્યોધનને પણ, સમુદ્રને જેમ કિનારો રોકી રાખે, તેમ રોકી રાખીશ. એ રીતે બોલતા ધૃષ્ટદ્યુમ્ન પ્રત્યે તે વખતે ધર્માત્મા યુધિષ્ઠિર રાજાએ કહ્યું કે, હે ધૃષ્ટદ્યુમ્ન ! તારા ધૈર્ય તથા પરાક્રમને પાંચાળ સહિત અમે પાંડવો સારી રીતે જાણિયે છીયે, માટે સંગ્રામ થકી અમારો ઉદ્ધાર કરજે. હે શત્રુને તપાવનાર ! હે મહાબાહુ ! યથાર્થ ક્ષત્રિય ધર્મને પાળનાર તું સમગ્ર કૌરવોને જીતવા એકલો સમર્થ છે, એમ હું જાણું છું; માટે સામા આવેલા તથા યુદ્ધ કરવાને ઇચ્છતા કૌરવો પ્રત્યે તારે જે કર્તવ્ય હોય તે જ અમારૂં શ્રેય માનજે. વળી નીતિમાન પુરૂષોનો એવો મત છે કે, જે વખતે સંગ્રામ વિષે ભંગાણ પડે, કેટલાક સૈનિકો સંગ્રામમાંથી બહાર જતા રહે તથા કેટલાક શત્રુને શરણે જવા માંડે તે વખતે જે શૂરવીર પુરૂષ હોય, તે પોતાનું પરાક્રમ દેખાડતો ધૈર્યથી મોખરા આગળ ઉભો રહે, પણ ખસે નહીં એવા પુરૂષને બીજા હજાર પુરૂષો આપી તેના બદલામાં વેચાતો લેવો. હે મનુષ્યમાં શ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ન ! તે સરખો તું શૂરવીર તથા પરાક્રમી અને સંગ્રામ વિષે ભયથી પીડાયલાનું રક્ષણ કરનાર છે, એમાં સંશય

નહીં; કુંતિના પુત્ર ધર્માત્મા યુધિષ્ઠિરે ધૃષ્ટદ્યુમ્નનાં વખાણ કર્યાં, ત્યારે તેણે મને કહ્યું કે હે સંજય ! સર્વ દેશના મનુષ્યો, દુર્યોધનના સર્વ યોદ્ધા, બાહ્લિક તથા આયુષ જેનું સંપૂર્ણ થઇ રહ્યું છે એવા સર્વ કૌરવો, કર્ણ, પુત્ર સહિત દ્રોણ, જયદ્રથ, દુઃશાસન, વિકર્ણ, દુર્યોધન તથા ભીષ્મ વગેરે સર્વને જલદી જઇને કહે કે, તમારે યુધિષ્ઠિર પાસે સાધુપણાથી આવવું, પણ કપટ કરવું નહિ, કારણ તેમ કરશો તો દૈવે જેનું રક્ષણ કર્યું છે એવો અર્જુન તમને નહીં મારે. લોકમાં શૂરવીર ધર્મરાજ યુધિષ્ઠિરને રાજ્ય આપી દ્યો, પછી તેમની પાસેથી જે જોઇતું હોય તે માગી લ્યો. આ પૃથ્વીમાં સત્ય પરાક્રમવાળો પાંડુપુત્ર અર્જુન જેવો યોદ્ધો છે, તેવો બીજો કોઇ પણ નથી, ગાંડિવ ધનુષ ધારણ કરનાર અર્જુનનો રથ દેવતાઓએ બનાવેલો છે, તેથી કોઇ મનુષ્ય તેને જીતી શકે નહીં, માટે યુદ્ધ વિષે મન કરો માં.

देवैर्हिसंभृतो दिव्यो रथो गांडीवधन्वनः ।
न सजेयो मनुष्येण मास्म कृत्ध्वं मनो युधि ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां सप्तपंचाशत्तमोऽध्यायः ॥ ५७ ॥

## અધ્યાય ૫૮ મો. ધૃતરાષ્ટ્રે દુર્યોધનને યુદ્ધ નહિ કરવા આપેલી શીખ.

धृतराष्ट्र उवाच—क्षत्रतेजा ब्रह्मचारी कौमारादपि पांडवः ।
तेन संयुगमभ्यंति मंदाविलपतो मम ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે–પાંડુપુત્ર અર્જુન ક્ષાત્ર તેજયુક્ત તથા બાળપણથી બ્રહ્મચર્ય પાળનાર છે, તેની સાથે, હું વિલાપ કરૂં છું તોપણ મંદબુદ્ધિવાળા મારા પુત્રો યુદ્ધ કરવાને ઇચ્છે છે. હે ભરતસત્તમ ! હે દુર્યોધન ! હે શત્રુને મર્દન કરનાર ! યુદ્ધ થકી તમે નિવૃત્ત થાઓ કારણ હંમેશ યુદ્ધ કરવું સારૂં નથી, એમ વિદ્વાન પુરૂષો કહે છે. હે શત્રુને દમન કરનાર ! તને અમાત્ય સહિત જીવવા વાસ્તે અરધી પૃથ્વી ઘણી છે, જે રીતે ઘટે તે રીતે અર્ધો ભાગ પાંડવોને આપ, કારણ તારે તો સર્વ કૌરવો સહિત મહાત્મા પાંડવો સાથે શાંતિ રાખવી એજ ધર્મયુક્ત છે. હે પુત્ર ! તું આ તારી સેનાને તો જો. ઘોડાઓને ઉપદ્રવ થવા માંડ્યો છે, માટે તારો નાશ નજીક આવ્યો છે, પણ તું મોહથી જાણતો નથી ! જેમ હું યુદ્ધને ઇચ્છતો નથી, તેમ બાહ્લિક, ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા, સંજય, સોમદત્ત, શલ્ય, કૃપાચાર્ય, સત્યવ્રત, પુરૂમિત્ર, જય તથા ભૂરિશ્રવા, ઇત્યાદિ પણ કોઇ યુદ્ધને ઇચ્છતા નથી. હે તાત ! શત્રુઓથી પીડાયેલા કૌરવો જેમનો આશ્રય કરી પ્રતિષ્ઠાને પામે, અમો યુદ્ધ કરવું ઠીક માનતા નથી, વાસ્તે તને પણ તેવી રૂચિ થાઓ. તું તારી ઇચ્છાથી યુદ્ધ કરતો નથી, તને તો કર્ણ, દુઃશાસન તથા પાપ બુદ્ધિવાળો સુબલ રાજાનો પુત્ર શકુનિ, એ ત્રણ મળીને યુદ્ધ કરવા ચઢાવે છે.

ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી દુર્યોધન બોલ્યો કે, હું કંઇ તમારા ઉપર તેમ દ્રોણ, અશ્વત્થામા, સંજય, ભીષ્મ, કાંબોજ, કૃપાચાર્ય, બાહ્લિક, સત્યવ્રત, પુરૂમિત્ર તથા ભૂરિશ્રવા, ઇત્યાદિ બીજા તમારા યોદ્ધાઓ ઉપર ભાર મૂકી પાંડવોને યુદ્ધ વિષે બોલાવતો નથી. માત્ર હું તથા કર્ણ જ રણસંગ્રામરૂપી યજ્ઞને વિસ્તારી યુધિષ્ઠિરને પશુ કરી દીક્ષિત થયા છીએ, તો યજ્ઞમાં

રથરૂપી વેદી, ખડ્ગરૂપી શ્રાવો, ગદારૂપી શુચ, કવચરૂપી સભા, મારા ચાર ઘોડારૂપી ચાતુર્હોત્ર કર્મ, બાણરૂપી દર્ભ તથા યશરૂપી હુતદ્રવ્ય છે. હે નૃપ ! એ યજ્ઞમાં યમરાજાનું યજન કરી જય પામી, હણાયા છે શત્રુ જેના એવા અમો કીર્તિ મેળવીને આવીશું. હે તાત ! હું, કર્ણ તથા મારો ભાઇ દુઃશાસન, એ ત્રણે જણા સંગ્રામ વિષે પાંડવોને હણીશું. હું પાંડવોને મારી આ પૃથ્વીને ભોગવીશ, વા મને મારી તેઓ ભોગવશે. હે પૃથ્વીપતિ ! મેં તો જીવિત, રાજ્ય તથા ધન ઇત્યાદિ સર્વ ત્યાગ કર્યું છે, માટે તે બધું જાય તો ભલે, પણ હું પાંડવો સાથે સંપીને રહેનાર નથી. હે તાત ! તીક્ષ્ણ સોયના અગ્ર ભાગે કરી જેટલો ભાગ વિંધાય, તેટલો પણ પૃથ્વીનો ભાગ પાંડવોને હું આપનાર નથી. દુર્યોધનનાં વચન સાંભળી સભાના મધ્યમાં ધૃતરાષ્ટ્રે કહ્યું કે, હે રાજાઓ ! દુર્યોધનને તો મેં ત્યાગ કર્યો, પણ હવે તમરા બધાનો હું શોચ કરૂં છું કારણ તે યમપુરી પ્રત્યે જતા મંદબુદ્ધિવાળાની પાછળ તમે પણ જવા તૈયાર થયા છો. પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એકઠા મળેલા પાંડવો, વ્યાઘ્ર જેમ ટોળા-માંથી સારાં સારાં બકરાંને હણે, તેમ સૈન્યમાંથી ઉત્તમ ઉત્તમ યોદ્ધાઓને હણશે. મોટા હાથવાળો સાત્યકિ, કૌરવની સેનારૂપી સ્ત્રીને મર્દન કરી નાશ પમાડતો નથી. અર્જુનના બળમાં સંપૂર્ણ પૂરણી કરવા સારૂ બીજની પેઠે બાણોને વરસાવતો સંગ્રામ વિષે ધૈર્યથી ઉભો રહેશે અને સેનાના અગ્રભાગમાં ભીમસેન ઉભો રહેશે, એટલે બીજા સર્વ યોદ્ધાઓ કિલ્લાની પેઠે તેનો આશ્રય કરી નિર્ભય રહેશે, માટે હે દુર્યોધન ! તું પણ જ્યારે ભીમસેને પાડવાથી વિખરાઇ ગયા છે દાંત જેમના, પર્વત સરખાં, ભેદાયાં છે કુંભસ્થળ જેમનાં તથા રૂધિરયુક્ત હસ્તિયોને જોઇશ, ત્યારે ભીમના સ્પર્શથી બીહીને મારાં વચન યાદ કરીશ. તેમજ જ્યારે રથ, ઘોડા તથા હાથી, ઇત્યાદિથી સૈન્યને બાળનાર ભીમસેનની અગ્નિ સરખી ગતિને જોઇશ, ત્યારે પણ મારાં વચન યાદ કરીશ ! તમે બધા પાંડવો સાથે શાંતિ નહીં રાખો તો તમોને મોટો ભય પ્રાપ્ત થશે, ને ભીમસેનની ગદાથી નાશ પામી શાંતિ પામશો. હે પુત્ર ! જ્યારે ભીમસેને મોટા વનની પેઠે છેદન કરી પાડેલા કૌરવોના સૈન્યને તું જોઇશ, ત્યારે મારાં વચન યાદ કરીશ. વૈશંપાયન કહે છે–હે મહારાજ ! એ રીતે સર્વ રાજાઓને કહી, ધૃતરાષ્ટ્ર રાજા ફરીથી સંજયને આ પ્રમાણે પૂછવા લાગ્યા.

**एतावदुक्त्वा राजा तु सर्वास्तन्पार्थिवीपतीन् ।**
**अनुभाष्य महाराज पुनःपपृच्छ संजयं ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायामष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥**

## અધ્યાય ૫૯ મો. સંજયને અર્જુનની મુલાકાત.

**धृतराष्ट्र उवाच—यदश्रुतां महात्मानौ वासुदेवधनंजयौ ।**
**तन्मे ब्रूहि महाप्राज्ञ शुश्रूषे वचनं तव ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે મહાપ્રાજ્ઞ ! હે સંજય ! મને તારાં વચન સાંભળવાની ઇચ્છા છે, વાસ્તે મહાત્મા વાસુદેવ તથા અર્જુને જે કહ્યું હોય તે બધું મને ફરીને કહે. ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, હે રાજન્ ! જેવી રીતે મેં શૂરવીર શ્રીકૃષ્ણ તથા અર્જુનને જોયા

તથા તેમણે જે વચન કહ્યાં તે હું તમોને કહું છું. હે રાજન્! જ્યાં અભિમન્યુ, નકુળ તથા સહદેવ જતા નથી ત્યાં અંતઃપુરમાં મદિરાપાન કરી મત્ત થયેલું, ચંદને કરી લીંપેલાં છે અંગ જેમનાં, દિવ્ય વસ્ત્ર તથા આભરણથી શોભિતા, માળા પહેરેલા તથા શત્રુને દમન કરનાર શ્રીકૃષ્ણ અને અર્જુન, બેઉ જણા અનેક રત્નજડિત વિવિધ પ્રકારના બિછાના યુક્ત મોટા સુવર્ણના આસન ઉપર બેઠેલા હતા, દ્રૌપદી તથા સત્યભામા તેમની પાસેજ બેઠાં હતાં. ત્યાં હું તેમના હુકમથી, તમારૂં વૃત્તાંત કહેવા સારૂ સાવધાન થઇ હાથ જોડી, પગની આંગળીયો સામે નીચે નજર રાખી ગયો, ને જોયું તો, અર્જુનના ખોળામાં શ્રીકૃષ્ણના ચરણ હતા, ને મહાત્મા અર્જુનના દ્રૌપદી તથા સત્યભામાની સમીપે પીઠ ઉપર શોભતા હતા. તે વખતે અર્જુને મને તે પાદપીઠ ઉપર બેસવાનો હુકમ કર્યો, એટલે તે હુકમ માનવા સારૂ હું પાદપીઠ ઉપર હાથ મૂકી નીચે જમીન ઉપર બેઠો. અર્જુને પાદપીઠ ઉપરથી પોતાના ચરણ ઉપાડ્યા. તો મેં તેના બેઉ પગનાં તળાંમાં ઉર્ધ્વ રેખારૂપ શુભ ચિન્હ દીઠાં. એ રીતે મનુષ્યમાં દેવ સરખા, મોટા, તરૂણ અવસ્થાવાળા, સાગના સોટા સરખા ઉંચા તથા એકાસન ઉપર બેઠેલા તે બેઉને જોઇ હું મનમાં બીન્યો, ને મારા મનમાં એમ થયું કે, ઈંદ્ર તથા વિષ્ણુ સરખા આ બેઉને દ્રોણ તથા ભીષ્મના આશ્રયથી અને કર્ણના બકવાદથી મંદ બુદ્ધિવાળો દુર્યોધન ઓળખતો નથી. વળી મને એવો પણ નિશ્ચય થયો કે, આ બેઉજણા જેની આજ્ઞા પ્રમાણે વર્તનાર છે, તે ધર્મરાજ યુધિષ્ઠિરના મનનો સંકલ્પ સિદ્ધ થશે. પછી તેમણે અન્નપાનાદિકે કરી મારો સારી રીતે સત્કાર કર્યો. તે પછી ધીરેથી બેઉ હાથ જોડી મેં તેમને સંદેશો કહી દેખાડ્યો, જે સાંભળી અર્જુને ધનુષની પ્રત્યંચાના ડણરૂપી છે ચિન્હ જેમાં એવા સુંદર હાથે કરી, શુભ લક્ષણયુક્ત કેશવ ભગવાનનો પગ દાબી તેમને સૂચના કરી કે તે જ વખતે સર્વ આભરણથી શોભિતા, ઈંદ્ર સરખા પરાક્રમવાળા તથા બોલનારાઓમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણે, મને ઇંદ્રધ્વજની પેઠે ઉઠી સામે બેસી યોગ્ય વચનવાળી, આનંદ કરનારી, ધૃતરાષ્ટ્રના પુત્રોને ત્રાસ દેનારી, પ્રથમ મૃદુ લાગે પણ છેવટ અત્યંત દારૂણ, શિક્ષારૂપ અક્ષર યુક્ત, પ્રિય અર્થવાળી, તથા હૃદયને હરનારી મનોહર વાણીએ આમ કહ્યું.

હે સંજય! અમારાં વચનથી મોટાઓને પ્રણામ અને કનિષ્ટોને કુશળરૂપ આશિષ કહી. પછી કુરૂકુળમાં મુખ્ય ભીષ્મ તથા દ્રોણ જે રીતે સાંભળે, તે રીતે બુદ્ધિમાન ધૃતરાષ્ટ્રને કહેજે કે, ત્રિવિધ પ્રકારના યજ્ઞોએ કરી યજન કરી લ્યો, બ્રાહ્મણોને દક્ષિણાઓ આપો, પુત્ર તથા સ્ત્રિયો સહિત આનંદ માણી લ્યો, પાત્રોને ધન આપો, કામજ પુત્ર ઉત્પન્ન કરો તથા સ્નેહીઓનું પ્રિય કરી લ્યો, કારણ તમોને થોડા વખતમાં ભય નજીક આવનાર છે. યુધિષ્ઠિર રાજા જય માટે ઉતાવળા થયા છે. વળી દુઃશાસને વસ્ત્ર હરણ કર્યાં તે વખતે દ્રૌપદીયે પીડિત સ્વરે કરી, દૂર રહેલા મને "હે ગોવિંદ! મારી રક્ષા કરો," એમ કહ્યું છે, એ તેનું ઋણ મારી ઉપર ઘણું વધી ગયું છે. જે વસ્ત્ર પૂરવા માત્રે ભરાયું નથી, માટે કૌરવોનો નાશ થશે ત્યારેજ પૂરૂં ભરાશે, હૃદયમાંથી તે વિષેની ચિંતા પણ મટશે. દુઃખે કરીને પણ કોઇથી સહન થાય નહીં એવું તેજોમય ગાંડીવ જેનું ધનુષ છે, તથા હું જેની સાથે છું એવા અર્જુન સાથે તમે વૈર બાંધેલું છે, ને તેની સાથે યુદ્ધ કરવાને ઇચ્છો છો, તેથી જરૂર તમારો કાળ નજીક આવ્યો છે. કારણ તેમ ન હોય તો, યુદ્ધમાં મારા સહિત અર્જુનને, સાક્ષાત ઇંદ્ર સરખો હોય તોપણ કોઇ બોલાવે નહીં, ને તમે કેમ બોલાવો. જે બે હાથે કરી

પૃથ્વીને ઉપાડે, ક્રોધ કરે તો બધી પ્રજાને બાળે તથા સ્વર્ગમાંથી દેવતાઓને પાડે એવો હોય, તે જ સંગ્રામ વિષે અર્જુનને જીતી શકે. પણ હું તો રણસંગ્રામમાં અર્જુનની સામે યુદ્ધ કરવા જાય, એવા યોદ્ધાને દેવ, અસુર, મનુષ્ય, યક્ષ, ગંધર્વ તથા સર્પોમાં કહિં જોતો નથી. તેની નિશાની એ કે, વિરાટના શહેરમાં એકલા અર્જુને ઘણા કૌરવો સાથે યુદ્ધ કર્યું હતું, એ મોટું આશ્ચર્યરૂપ કર્મ છે. તે યુદ્ધમાં કૌરવો ચોતરફથી દિશાઓ પ્રત્યે ભાગી ગયા હતા, એ પણ સૌએ સાંભળ્યું છે. શરીરબળ, મનનો ઉત્સાહ, શૂરવીરપણું, જલદી કરવા યોગ્ય સમજી જવું, વેગથી બાણ ફેંકવાપણું, ખેદ રહિતપણું તથા ધૈર્ય, એ બધા ગુણો અર્જુન વિના બીજા કોઇમાં છેજ નહીં. એ રીતે વખતસર વર્ષનાર ગર્જના કરતા મેઘના સરખી વાણીથી ઋષિકેશ ભગવાને, અર્જુનને હર્ષ થાય તેમ કહ્યું. પછી કેશવ ભગવાનનાં વચન સાંભળી શ્વેત છે ઘોડા જેના તથા મુકુટ ધારણ કરનાર અર્જુને રૂવાં ઉભાં થાય એવાં વચન મને સંભળાવ્યાં.

केशवस्य वचः श्रुत्वा किरीटीश्वेतवाहनः ।
अर्जुनस्तन्महद्वाक्यमब्रवीद्रोमहर्षणं ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयेनश्रीकृष्णवाक्ये गुर्जरभाषायामेकोनषष्ठितमोऽध्यायः ॥ ५९ ॥**

## અધ્યાય ૬૦ મો. કૃષ્ણવાક્ય પર વિવેચન.

**વૈશંપાયન ઉવાચ**—संजयस्य वचः श्रुत्वा प्रज्ञाचक्षुर्जनेश्वरः ।
ततः संख्यातुमारेमे तद्वचो गुणदोषतः ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! સંજયનાં વચન સાંભળી વિચક્ષણ તથા બુદ્ધિમાન પ્રજ્ઞાચક્ષુ ધૃતરાષ્ટ્ર રાજા, શ્રીકૃષ્ણના વચનમાં કેટલા ગુણ અને કેટલા દોષ છે, તે વિષે સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરી, યથાર્થ બલાબળનો નિશ્ચય કરી, તથા પાંડવો વિષે દેવ અને મનુષ્ય બેઉની શક્તિ છે, ને કૌરવો વિષે માત્ર મનુષ્યનીજ શક્તિ છે, એમ પણ યથામતિ જાણી દુર્યોધનને કહેવા લાગ્યા કે, હે દુર્યોધન! મારી ચિંતા શાંત થતી નથી, આજે હું કહું છું તે પણ પ્રત્યક્ષ દેખું છું તે સત્ય કહું છું, અનુમાનથી કહેતો નથી. સર્વ પ્રાણિયો જેમ પોતાના પુત્રનું પ્રિય તથા હિત ઈચ્છે તેમજ પોતાને ઉપકાર કરવાનું પણ ઘણું કરીને કરે તેમાં પણ સત્પુરૂષો તો પોતાને ઉપકાર કરનારાને તેના કરેલા ઉપકારથી અધિક પ્રત્યુપકાર કરવાને ઇચ્છે એવો જગતમાં પ્રચાર છે, માટે કૌરવ તથા પાંડવના આ ભયંકર સંગ્રામમાં, ખાંડવ વન વિષે કરેલા અર્જુનના ઉપકારને યાદ કરી અગ્નિ પણ પાંડવોની સહાયતા કરશે. ધર્મ તથા ઇંદ્ર ઇત્યાદિ દેવો પોતાથી પાંડવોનો જન્મ થયો છે તે કારણને લીધે પાંડવો બોલાવશે, તો તેમની પાસે આવી ભીષ્મ, દ્રોણ તથા કૃપાદિકના ભયથી તેમની રક્ષા કરવા માટે વજ્ર સરખા આયુધને વાપરશે. દેવતાઓ સહિત અસ્ત્રવિદ્યાનો પાર પામેલા તથા પુરૂષમાં સિંહરૂપ પરાક્રમી પાંડવોની સામે કોણ જોઇ શકશે? જેનું સર્વથી ઉત્તમ તથા કોઇથી સહન થાય નહિ એવું દિવ્ય ગાંડીવ ધનુષ છે, જેના બાણથી ભરેલા ભયંકર તથા દિવ્ય અક્ષય ભાથા છે, જેની ધ્વજામાં ધુમાડા સરખી ગતિવાળો તથા કહિં અડકે નહી એવો દિવ્ય

હનુમાન છે; અને સમુદ્ર પર્યંત પૃથ્વીમાં પણ જેના રથ સરખો બીજો રથ નથી; કારણ જેનો શબ્દ મનુષ્યોને મોટા મેઘના શબ્દ સરખો અને શત્રુઓને વજ્ર સરખો ભયંકર લાગે છે, તે અર્જુન પરાક્રમ વિષે મનુષ્યને અતિક્રમણ કરનારો તથા સંગ્રામમાં દેવતાઓને પણ જીતનારો છે, એમ સર્વ રાજાઓ કહે છે. નિમેષ માત્રમાં પાંચસો બાણ ગ્રહણ કરી દૂર ફેંકે, પણ તેની ફેંકવાની ઝડપમાં કયારે બાણ લીધાં અને કયારે નાંખ્યાં, એ કોઇના જોવામાં આવતું નથી તેમ ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, મદ્રદેશનો રાજા શલ્ય તથા બીજા મધ્યસ્થ મનુષ્યો પણ શત્રુને દમન કરનાર તથા મનુષ્યમાં સિંહરૂપ, યુદ્ધમાં ઉભેલા અર્જુનને, અત્યંત પરાક્રમી રાજાઓ પરાજય પમાડવા સમર્થ થશે નહિ એમ કહે છે. વળી એકજ સપાટે પાંચસો બાણ ફેંકનાર, બાહુબળે કરી સહસ્રાર્જુન સરખા મોટા ધનુષવાળા અને ઈંદ્ર તથા ઉપેંદ્ર સરખા અતુલ પરાક્રમવાળા અર્જુનને મહા સંગ્રામમાં કૌરવોને જાણે હણતો હોય નહીં એવો હું દેખું છું. કૌરવ પાંડવોને પરસ્પર શાંતિ થાય તો ઠીક, એ ચિંતાથી મને રાત્રિ દિવસ નિદ્રા પણ નથી આવતી, ને સુખ પણ નથી થતું. કારણ શાંતિ વિના બીજો કલહ ટળવાનો ઉપાય નથી, માટે તેમ નહી થાય તો કૌરવોનો અત્યંત ક્ષય થશે માટે હે તાત ! પાંડવો સાથે શાંતિ રાખવી મને રૂચે છે, કલહ કરવો એ રૂચતું નથી; કારણ હું હમેશ કૌરવો થકી પાંડવોને વધારે બળવાન માનું છું.

**शमो मे रोचेत नित्यं पार्थैस्तात न विग्रहः ।**
**कुरुभ्यो हि सदा मन्ये पांडवान् शक्तिमत्तरान् ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि धृतराष्ट्रविवेचने गुर्जरभाषायां षष्टितमोऽध्यायः ॥ ६० ॥**



## અધ્યાય ૬૧ મો. દુર્યોધનનાં હઠી વચન.

**वैशंपायन उवाच—पितुरेतद्वचः श्रुत्वा धार्तराष्ट्रोऽत्यमर्षणः ।**
**आधाय विपुलं क्रोधं पुनरेवेदमब्रवीत् ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—પિતાનાં વચન સાંભળી ક્રોધી દુર્યોધન ઘણો ક્રોધ કરી ફરીથી આવી રીતે કહેવા લાગ્યો કે, હે રાજસત્તમ ! દેવતાઓ પાંડવોની સહાયતા કરશે, એમ માની તમો ભય રાખો છો તે રાખશો માં. હે ભારત ! કામ તથા દ્વેષને છોડી દેવાથી અને લોભ તથા દ્રોહથી થતી કામનાઓનો ત્યાગ કરવાથીજ દેવતાઓ દેવપણાને પામ્યા છે એમ દ્વૈપાયન વ્યાસ, મહા તપસ્વી નારદ તથા જમદગ્નિના પુત્ર પરશુરામે મને પૂર્વે કહ્યું છે. હે ભરતર્ષભ ! દેવતાઓ મનુષ્યની પેઠે કામ, ક્રોધ, લોભ તથા દ્વેષથી પ્રવર્તે નહીં. અગ્નિ, વાયુ ધર્મ, ઇંદ્ર તથા આશ્વિનીકુમાર, ઇત્યાદિ દેવતાઓ કામનાથી પ્રવર્તતા હોત તો, પાંડવ વન-વાસનું દુઃખ ન પામત, માટે એ વિષે તમારે કંઇ પણ ચિંતા કરવી નહીં. હે ભારત ! દેવતાઓ શમદમાદિક દૈવભાવની ઇચ્છા રાખે છે, કદી કામ ક્રોધાદિ આસુર ભાવની ઇચ્છા રાખતા નથી. કદાચિત્ દેવતાઓને કામના સંયોગથી દ્વેષ તથા લોભ થશે તો, વેદની આજ્ઞા પ્રમાણે તેમનાથી આપણો પરાભવ થશે નહી, એટલે વેદમાં એમ લખેલું છે કે, કામ ક્રોધાદિ માનનું કરેલું પરાક્રમ ફોગટ જાય છે. મારી પાસે પણ દૈવ બળ છે, જે હું તમોને

કહું છું. કોઇ સ્થાનકે સમગ્ર લોકને બાળી નાખવા ઇચ્છતો અગ્નિ ચોતરફથી વધેલો હોય, તેને હું જો અભિમંત્રણ કરૂં તો તે શાંતિ પામે. હે ભારત! જેમ દેવતાઓ પરમ તેજયુક્ત છે, તેમ મારે વિષે પણ બીજાને જેની ઉપમા અપાય નહી એવું દેવતાઓથી અધિક તેજ છે, એમ તમે જાણો. હે રાજન્! પૃથ્વી ફાટી જતી હોય તથા પર્વતનાં શિખરો જુદાં પડી જતાં હોય, તો હું અભિમંત્રણ કરી સૌ લોક દેખે એ રીતે સમાં કરી આપું. આ ચેતન તથા અચેતનરૂપ સ્થાવર જંગમાત્મક સમગ્ર જગતના ક્ષય વાસ્તે પ્રવૃત્ત થયેલા ભયંકર શબ્દ તથા બરફના વર્ષાદયુક્ત મોટા વાયુને પણ સૌ જગત દેખે તે રીતે હું પ્રાણિયોની દયાથી શમાવી દઉં. તેમ જળને પણ હું એવી રીતે સ્તંભન કરૂં છું કે, જેની ઉપરથી રથ તથા પાયદળો ચાલ્યાં જાય, માટે હે રાજન્! દેવ તથા આસુર ભાવોની પ્રવૃત્તિ કરનાર હું એકજ છું, ને અક્ષૌહિણી સેના સહિત જે દેશ પ્રત્યે કોઇ કાર્યને પ્રસંગે જાઉં, તો તે દેશ ત્રિકટ હોય તોપણ મારા ઘોડા ત્યાં પ્રવર્તે. મારા દેશમાં સર્પાદિક ભયંકર જનાવરો રહી શકે નહી, ને કદાચ રહે તો મેં મંત્રથી રક્ષણ કરેલા પ્રાણિયોની તે હિંસા કરી શકે નહી. હે રાજન્! મારા દેશમાં પ્રજાને જેટલી ઇચ્છા હોય તેટલોજ વર્ષાદ વર્ષે, ને પ્રજા ધર્મિષ્ઠ રહે. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઉંદર, તીડ, પોપટ અને પોતાનાં તથા પારકાં સૈન્ય સંબંધી ઉપદ્રવ એ સાત પ્રકારની પીડા થાય નહી. હે રાજન્! અશ્વિનીકુમાર, વાયુ, અગ્નિ, ઓગણ પચાસ વાયુ સહિત ઇંદ્ર તથા ધર્મ પણ પાંડવોનું રક્ષણ કરવા સમર્થ થવાના નથી, કારણ જો થતા હોત તો તેઓ તેર વર્ષ સુધી શું કરવા દુઃખ ભોગવત. હે રાજન્! મેં જેની ઉપર દ્વેષ કર્યો, તેને દેવ, ગંધર્વ, અસુર તથા રાક્ષસો પણ રક્ષણ કરવાને સમર્થ નથી; એ હું તમોને સત્ય કહું છું. મિત્ર વા શત્રુ વિષે સારૂં વા નરતું જે હું કરવા ઇચ્છું તે જ થાય. આજ દિવસ સુધી તો મારી ઇચ્છાથી કંઈ ઉલટું થયું નથી. તેમ "અમુક કામ આ રીતે થશે." એમ જે કામ વિષે હું કહું, તે કદી પણ અન્યથા થતું નથી; તેથી બધા મને સત્ય વાણીવાળો કહે છે. આ મારૂં માહાત્મ્ય સર્વ લોક જાણે તે રીતે દિશાઓમાં વિખ્યાત છે, કંઇ તમારી આશ્વાસના કરવા વાસ્તે હું ફોકટ મારાં વખાણ કરતો નથી. હે રાજન્! પૂર્વે મારાં વખાણ મેં કદી કર્યાં નથી, ને કરૂં પણ નહીં; કારણ પોતાના આત્માની પોતે પ્રશંસા કરવી, એ તો હલકા મનુષ્યની રીત છે. હે ભારત! પાંડવ, મત્સ્ય, કેકય સહિત પાંચાળ, સાત્યકિ તથા વાસુદેવ ભગવાનને પણ હું જીત્યો, એમ તમે સાંભળશો. જેમ નદિઓ ચોતરફથી સમુદ્રમાં મળી જાય તેમ પાંડવો મને પામી વંશ સહિત નાશ પામશે. મારામાં બુદ્ધિ, તેજ, પરાક્રમ, વિદ્યા તથા યોગ, એ બધા તેમનાથી અધિક ગુણ છે. પિતામહ ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, શલ્ય તથા શલ એ બધા મળી અસ્ત્રવિદ્યા વિષે જેટલું જાણે છે, તે બધું એક મારે વિષે છે. હે જનમેજય! એ રીતે દુર્યોધને કહ્યું તે સંજયને કહીને, તેને શત્રુને દમન કરનાર ધૃતરાષ્ટ્ર રાજા, યુદ્ધ કરવા ઇચ્છતા દુર્યોધનનું કૃત્ય જાણી, અર્જુનનું માહાત્મ્ય પૂછવા લાગ્યા.

इत्युक्त्वा संजयं भूयः पर्यपृच्छत भारत ।
ज्ञात्वा युयुत्सोः कार्याणि प्राप्तकालमरिंदम ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि दुर्योधनवाक्ये गुर्जरभाषायामेकषष्ठितमोऽध्यायः ॥ ६१ ॥**

## અધ્યાય ૬૨ મો. કર્ણની બડાશ.

**वैशंपायन उवाच—तथा पृच्छंतमतीवपार्थं वैचित्रवीर्यं तमचिंतयित्वा ।**
**उवाच कर्णो धृतराष्ट्रपुत्रं प्रहर्षयन् संसदि कौरवाणाम् १**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પછી અર્જુન સંબંધી વાત પૂછતા વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્રને ગણકાર્યા વગર, કર્ણ કૌરવોને અત્યંત હર્ષ કરાવતાં સભામાં દુર્યોધન પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો કે, “હું બ્રાહ્મણ છું” એ રીતે પૂર્વે મેં અસત્ય પ્રતિજ્ઞા કરીને પરશુરામ પાસેથી બ્રહ્માસ્ત્ર સંપાદન કર્યું, તે વાત તેમના જાણવામાં આવ્યાથી તેમણે મને એટલુંજ કહ્યું કે, “અંત વખતે તને અસ્ત્રવિદ્યાની સ્મૃતિ થશે નહીં.” મારો અપરાધ તો મોટો હતો, તોપણ સમુદ્ર પર્યંત પૃથ્વીને બાળવાને સમર્થ તીક્ષ્ણ તેજવાળા મહર્ષિએ “તું મરી જા” એવો શાપ આપ્યો નહી; કારણ મેં સેવા તથા પરાક્રમથી એમનું મન પ્રસન્ન કરેલું હતું. તે અસ્ત્ર હજી મારૂં આયુષ્ય છે તેથી મારી પાસે છે, માટે હું અર્જુનને જીતવા સમર્થ છું, ને એ ભાર મારી ઉપર છે. તે મહાત્મા ઋષિના પ્રસાદને પામેલો હું નિમેષ માત્રમાં પાંચાળ, કારૂષ, મત્સ્ય તથા પુત્ર પૌત્ર સહિત પાંડવોને નાશ પમાડી પરલોક પ્રત્યે મોકલીશ. પિતામહ ભીષ્મ, દ્રોણ તથા સર્વ મુખ્ય રાજાઓ અહિંજ રહો, ને હું એકલો મારા બાહુબળે કરી પાંડવોને તેમની પાસે જઇ મારીશ, એ ભાર મારી ઉપર છે. એ રીતે બોલતા કર્ણ પ્રત્યે ભીષ્મ બોલ્યા કે, હે કાળથી ઘેરાયલી બુદ્ધિવાળા કર્ણ ! તું પણ હણાઇશ, ને ધૃતરાષ્ટ્રના પુત્રો પણ નાશ પામશે, તે તું જાણતો નથી, ને ફોકટ શું કામ બકે છે ? ખાંડવ વનનો દાહ કરતી વખતે શ્રીકૃષ્ણ સહિત અર્જુને જે કર્મ કર્યું, તે સાંભળ્યું ત્યારથીજ તું બાંધવો સહિત મનને નિયમમાં રાખવા યોગ્ય છે. મહાત્મા ઇંદ્રે જે તને શક્તિ નામનું આયુધ આપ્યું છે, તેને પણ તું સંગ્રામ વિષે કેશવ ભગવાનના ચક્રથી બળેલું જોઇશ. જે સદૈવ યત્નથી પુષ્પાદિકે કરી પૂજા કરેલું તથા સર્પ સરખા મુખવાળું તારૂં બાણ શોભે છે, તે પણ પાંડવોના બાણ સમૂહથી તું સહિત નાશ પામેલું જોઇશ. વળી જે અત્યંત ભયંકર યુદ્ધમાં તારા જેવા તથા તારાથી બળવાનોને પણ હણે છે, તે બાણાસુર તથા ભૌમાસુરને હણનાર વાસુદેવ ભગવાન અર્જુનની રક્ષા કરે છે. એવાં ભીષ્મનાં વચન સાંભળી કર્ણે કહ્યું કે, યાદવ કુળનો પતિ વાસુદેવ જેવો તમે કહ્યો તેવો હો વા તેથી પણ અધિક હો તે વિષે હું કંઇ કહેતો નથી, પણ તમે મને જે કઠેર વચન કહ્યું તેનું ફળ સાંભળો. તમે વિદ્યમાન હશો ત્યાંસુધી હું યુદ્ધ કરીશ નહીં ને સંગ્રામમાં શસ્ત્ર પણ મૂકીશ નહીં. જ્યારે તમે શાંત થશો ત્યાર પછીજ સર્વ રાજાઓ પૃથ્વી વિષે મારા પ્રભાવને જોશે. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! મોટા ધનુષવાળો કર્ણ એમ કહી હથિયાર ફેંકી દઈ સભામાંથી પોતાને ઘેર ગયો; તે વખતે અત્યંત હાસ્ય કરી ભીષ્મે કૌરવોના મધ્યમાં દુર્યોધનને કહ્યું કે, સૂતપુત્ર કર્ણ સાચી પ્રતિજ્ઞાવાળો દેખાય છે, કેમકે પ્રથમ હું યુદ્ધ કરીશ એમ કહી હવે મને એમ કહે છે કે, તમે વિદ્યમાન હશો ત્યાંસુધી હું યુદ્ધ કરીશ નહીં; માટે તે, યુદ્ધ ભાર સહન કર્તા ને મિત્ર પણ કેમ કહેવાય. હે કૌરવ ! ભીમસેન આપણી વ્યૂહરચના સામે ઉભો રહીને આપણા યોદ્ધાઓનાં મસ્તકોને કાપી લોકનો ક્ષય કરશે તે તું જોઇશ. કર્ણે કહ્યું હતું કે, આવંત્ય, કાલિંગ, જયદ્રથ, ચેદિધ્વજ તથા બાહ્લિક ઇત્યાદિ રાજાઓ એક કોરે ઉભા રહો, ને હું એકલો શત્રુની સેનાના સેંકડો તથા હજારો યોદ્ધાઓને મારીશ પણ એ તો કથન

માત્ર જાણવું; કારણ જ્યારથી સૂર્યપુત્ર કર્ણ પ્રશંસા કરવા લાયક ભગવાન પરશુરામ પાસેથી 'હું બ્રાહ્મણ છું' એમ કહી બ્રહ્માસ્ત્ર શીખ્યો, ત્યારથીજ તે અધમ પુરૂષના તપ તથા ધર્માદિ સદ્ગુણ નાશ થઇ ગયા છે. વૈશંપાયન કહે છે–હે જનમેજય! એ રીતે કર્ણ શસ્ત્રો નાખી ગયા પછી ભીષ્મે ઉપર પ્રમાણે વાક્ય કહ્યાં, ત્યારે અલ્પ બુદ્ધિવાળો દુર્યોધન ભીષ્મને આ પ્રમાણે કહેવા લાગ્યો.

**तथोक्तवाक्ये नृपतींद्रभीष्मे निक्षिप्य शस्त्राणि गते च कर्णे ।**
**वैचित्रवीर्यस्य सुतोल्पबुद्धि दुर्योधनः शांतनवं बभाषे ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि कर्णभीष्मवाक्ये गुर्जरभाषायां द्विषष्ठितमोऽध्यायः ॥ ६२ ॥**



## અધ્યાય ૬૩ મો. દુર્યોધન અને ભીષ્મ સંવાદ.

**दुर्योधन उवाच—सदृशानां मनुष्येषु सर्वेषां तुल्यजन्मनां ।**
**कथमेकांततस्तेषां पार्थानां मन्यसे जयं ॥ १ ॥**

દુર્યોધન કહે છે–હે ભીષ્મ! મનુષ્યમાં અમે તથા પાંડવો સરખા જન્મવાળા છીયે તેથી સૌએ સરખાજ છીયે, ને તમે પાંડવોનો જય થશે એમ કેમ કહો છો? હે પિતામહ! અમે તથા તેઓ એક કુળમાં મનુષ્ય યોનિથી ઉત્પન્ન થયા છીએ, માટે વીર્ય, પરાક્રમ, અવસ્થા, સ્મરણ શક્તિ, શાસ્ત્રાધ્યયન, અસ્ત્રજ્ઞાન તથા શૂરવીરતાની સમૃદ્ધિએ કરી સરખાજ છીયે તોપણ પાંડવોનોજ જય થશે, એમ તમે કેમ કહો છો? હું કંઇ તમારા તથા દ્રોણ, કૃપ, બાહ્લિક અને બીજા રાજાઓ ઉપર ભરોંસો રાખી યુદ્ધનો આરંભ કરતો નથી. હું, સૂર્યપુત્ર કર્ણ તથા મારો ભાઈ દુઃશાસન એ અમે ત્રણ મળી તીક્ષ્ણ બાણોથી પાંચે પાંડવોને હણીશું ત્યાર પછી હું ઘણી દક્ષિણાવાળા વિવિધ પ્રકારના યજ્ઞ કરી, બ્રાહ્મણોને ગાય, ઘોડા તથા ધનનાં દાન આપી તૃપ્ત કરીશ. જેમ હરિણના બચ્ચાંને પારધિયો પાશથી રૂંધે તથા સુકાની વગરના નાવમાં બેઠેલાં જનોને જળ ભમાવે, તેમ મારા સૈનિકો પોતાના બાહુબળે કરી પાંડવોને રૂંધશે, ત્યારેજ રથ તથા હસ્તિ આદિ મોટા સૈન્યવાળા, પોતાના શત્રુ એવા અમોને જોઇ તેઓ તથા કેશવ ભગવાન ગર્વ મૂકી દેશે. દુર્યોધનનાં વચન સાંભળી વિદુર બોલ્યા કે, નિશ્ચય બુદ્ધિવાળા બ્રાહ્મણ દમનેજ કલ્યાણકારક કહે છે, જે બ્રહ્મનિષ્ઠનો એ અનાદિ મુખ્ય ધર્મ છે. જે પુરૂષ દાંત થઇ એટલે ઇંદ્રિયોને નિયમમાં રાખી દાન, તપ, જ્ઞાન તથા વેદાધ્યયન સંપાદન કરે તેને તે દાનાદિ યથાર્થ ફળ આપે છે; ને દમ, ઉત્તમતા, પવિત્રતા તથા તેજની વૃદ્ધિ કરે છે; માટે દમને સ્વીકારવાથી વૃદ્ધિ પામેલા તેજવાળો પુરૂષ પાપ રહિત થઇ પરબ્રહ્મને પામે છે. જેમ ધનાદિની ચોરી કરનાર પુરૂષથી પ્રાણીયોને ભય થાય છે તેમજ અજિતેંદ્રિય, અદાંત પુરૂષથી ભય થાય છે; માટે તેમને ખરાબ કામથી રોકવા સારૂ બ્રહ્માએ ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા છે. બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસ એ ચારે આશ્રમ વિષે દમજ ઉત્તમ વ્રત છે; કારણ તેથી ક્ષમાદિ સદ્ગુણનો ઉદય થાય છે. દમથી ધૈર્ય, અહિંસા, સમતા, સત્યપણું, સરલતા, જિતેંદ્રિયપણું, ધૃતિ, કોમળતા, લજ્જા, ચપળતાનો ત્યાગ, કૃપણતા રહિતપણું, અક્રોધ, સંતોષ તથા શ્રદ્ધા એ ગુણનો ઉદય થાય છે; માટે

એથી સંપન્ન જે પુરૂષ હોય, તેનેજ દાંત જાણવો; ને તે પુરૂષ કામ લોભ, દર્પ, ક્રોધ, નિદ્રા, પોતાનાં વખાણ કરવાં, માન, ઇર્ષ્યા તથા શોક એ દુર્ગુણનું સેવન કરતો નથી. કપટ રહિતપણું, અશઠતા તથા શુદ્ધતા એ દાંત પુરૂષનાં મુખ્ય લક્ષણ જાણવાં. વળી જે પુરૂષ આશા રહિત, થોડું ઇચ્છનાર, સ્ત્રીઆદિનું ધ્યાન ન કરનાર, તથા સમુદ્ર સરખો ગંભીર હોય તેને પણ દાંત જાણવો. શુભ આચરણવાળો, શીલ સંપન્ન, શુદ્ધ ચિત્તવાન, બ્રહ્મવેત્તા તથા પંડિત પુરૂષ આ લોકમાં જીવતાં લગી સન્માન પામી મૃત્યુ પામ્યા પછી પરમગતિને પામે છે. જે પુરૂષને કોઇપણ પ્રાણીથી ભય નથી, તેમ જેનો સર્વ પ્રાણીયોને ભય નથી, તેને મનુષ્યમાં ઉત્તમ જ્ઞાની જાણવો. જે સર્વ પ્રાણીનું હિત ચાહનાર તથા તેમની સાથે મિત્રાઇ રાખનાર હોય, તેનાથી કોઇ પણ મનુષ્ય ઉદ્વેગ પામતો નથી, ને તે પોતે સમુદ્ર સરખો ગંભીર તથા જ્ઞાને કરી સંતુષ્ટ શાંતિ પામે છે. વળી દૈવથી પ્રાપ્ત થયેલા ભોગે કરી સંતુષ્ટ તથા સદાચરણે કરી યુક્ત હોય તેને દાંત અને સુખી જાણવો. જે પુરૂષ સર્વ ઇંદ્રિયના વ્યાપારનો ત્યાગ કરી સંતુષ્ટ થઇ તથા જીતેંદ્રિય રહી કાળની ઇચ્છા રાખી લોકમાં ફરે, તે બ્રહ્મભાવને પામે. જેમ આકાશમાં વિચારનારા પક્ષિયોને સ્થાન ક્યાં છે તે જણાતું નથી, તેમ જ્ઞાને કરી તૃપ્ત મુનિયોનો માર્ગ પણ જણાતો નથી. જે પુરૂષ ઘરનો ત્યાગ કરી મોક્ષાશ્રમરૂપ સંન્યાસને શ્રેષ્ઠ માને છે, તેને પરલોકમાં તેજોમય શાશ્વત લોકની પ્રાપ્તિ થાય છે.

उत्सृज्यैव गृहान्यस्तु मोक्षमेवाभिमन्यते ।
लोकास्तेजोमयास्तस्य कल्पंते शाश्वतादिवि ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि विदुरवाक्ये गुर्जरभाषायां त्रिषष्टितमोऽध्यायः ॥ ६३ ॥

## અધ્યાય ૬૪ મો. સંપમાંજ જય છે.

विदुर उवाच—शकुनीनामिहार्थाय पाशं भूमावयोजयत् ।
कश्चिच्छाकुनिकस्तात पूर्वेषामिति शुश्रुम ॥ १ ॥

વિદુર કહે છે—હે પિતારૂપ જ્યેષ્ઠ બંધુ ! પ્રાચીન પુરૂષોના મુખથી અમે જે આખ્યાયિકા સાંભળી છે, તે કહું તે સાંભળો. કોઈ એક પારધિ પક્ષિયોને પકડવા સારૂ પૃથ્વી ઉપર જાળ પાથરી પોતે દૂર ખસી ગયો, તેવામાં સાથે ફરનાર બે પક્ષી એકજ વખતે તેમાં બંધાઇ ગયાં, પણ બંધનરૂપ જાળને લઇ પછી આકાશમાં ઉડયાં; તે જોઇને પારધિ, જે જે માર્ગે આકાશમાં તે પક્ષિયો જતાં હતાં, તે તે માર્ગે તેઓને પકડવાના હર્ષથી પૃથ્વી ઉપર દોડવા લાગ્યો. તે જોઇ પોતાના નિત્ય કર્મથી પરવારેલા કોઈ મુનિ પારધિને પૂછવા લાગ્યા કે, હે મૃગને મારનાર પારધિ ! આકાશમાં ગયેલાં પક્ષિયોની પાછળ તું પૃથ્વી ઉપર દોડયો જાય છે, તે જોઈ મને મોટું આશ્ચર્ય થાય છે. મુનિનાં વચન સાંભળી પારધિ બોલ્યો કે, હે મુનિ ! એ બેઉ એકઠાં મળી ઉડયાં, તેથી મારો પાશ લઇ જાય છે, પણ જતાં જતાં જ્યારે તે બેઉ પરસ્પર લડશે, ત્યારે મારે વશ થશે. પારધિ મુનિને આમ કહેતો હતો તેવામાં મૃત્યુ જેને નજીક આવ્યું હતું એવાં, તે પક્ષિ માંહોમાંહી પરસ્પર એક બીજાને પકડી લડવા લાગ્યાં; તેથી કાળને વશ હોવાને લીધે દુર્બુદ્ધિવાળાં તે બેઉ પાશ સુદ્ધાં નીચે પૃથ્વી

માત્ર જાણવું; કારણ જ્યારથી સૂર્યપુત્ર કર્ણ પ્રશંસા કરવા લાયક ભગવાન પરશુરામ પાસેથી 'હું બ્રાહ્મણ છું' એમ કહી બ્રહ્માસ્ત્ર શીખ્યો, ત્યારથીજ તે અધમ પુરૂષના તપ તથા ધર્માદિ સદ્દગુણ નાશ થઇ ગયા છે. વૈશંપાયન કહે છે–હે જનમેજય! એ રીતે કર્ણ શસ્ત્રો નાખી ગયા પછી ભીષ્મે ઉપર પ્રમાણે વાકય કહ્યાં, ત્યારે અલ્પ બુદ્ધિવાળો દુર્યોધન ભીષ્મને આ પ્રમાણે કહેવા લાગ્યો.

**तथोक्तवाक्ये नृपतींद्रभीष्मे निक्षिप्य शस्त्राणि गते च कर्णे ।**
**वैचित्रवीर्यस्य सुतोल्पबुद्धि र्दुर्योधनः शांतनवं बभाषे ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि कर्णभीष्मवाक्ये गुर्जरभाषायां द्विषष्ठितमोऽध्यायः ॥ ६२ ॥**



## અધ્યાય ૬૩ મો. દુર્યોધન અને ભીષ્મ સંવાદ.

**दुर्योधन उवाच—सदृशानां मनुष्येषु सर्वेषां तुल्यजन्मनां ।**
**कथमेकांततस्तेषां पार्थानां मन्यसे जयं ॥ १ ॥**

દુર્યોધન કહે છે–હે ભીષ્મ! મનુષ્યમાં અમે તથા પાંડવો સરખા જન્મવાળા છીયે તેથી સૌએ સરખાજ છીયે, ને તમે પાંડવોનો જય થશે એમ કેમ કહો છો? હે પિતામહ! અમે તથા તેઓ એક કુળમાં મનુષ્ય યોનિથી ઉત્પન્ન થયા છીએ, માટે વીર્ય, પરાક્રમ, અવસ્થા, સ્મરણ શક્તિ, શાસ્ત્રાધ્યયન, અસ્ત્રજ્ઞાન તથા શૂરવીરતાની સમૃદ્ધિએ કરી સરખાજ છીયે તોપણ પાંડવોનોજ જય થશે, એમ તમે કેમ કહો છો? હું કંઇ તમારા તથા દ્રોણ, કૃપ, બાહ્લિક અને બીજા રાજાઓ ઉપર ભરોંસો રાખી યુદ્ધનો આરંભ કરતો નથી. હું, સૂર્યપુત્ર કર્ણ તથા મારો ભાઈ દુઃશાસન એ અમે ત્રણ મળી તીક્ષ્ણ બાણોથી પાંચે પાંડવોને હણીશું ત્યાર પછી હું ઘણી દક્ષિણાવાળા વિવિધ પ્રકારના યજ્ઞ કરી, બ્રાહ્મણોને ગાય, ઘોડા તથા ધનનાં દાન આપી તૃપ્ત કરીશ. જેમ હરિણના બચ્ચાંને પારધિયો પાશથી રૂંધે તથા સુકાની વગરના નાવમાં બેઠેલાં જનોને જળ ભમાવે, તેમ મારા સૈનિકો પોતાના બાહુબળે કરી પાંડવોને રૂંધશે, ત્યારેજ રથ તથા હસ્તિ આદિ મોટા સૈન્યવાળા, પોતાના શત્રુ એવા અમોને જોઇ તેઓ તથા કેશવ ભગવાન ગર્વ મૂકી દેશે. દુર્યોધનનાં વચન સાંભળી વિદુર બોલ્યા કે, નિશ્ચય બુદ્ધિવાળા બ્રાહ્મણ દમનેજ કલ્યાણકારક કહે છે, જે બ્રહ્મનિષ્ઠનો એ અનાદિ મુખ્ય ધર્મ છે. જે પુરૂષ દાંત થઇ એટલે ઇંદ્રિયોને નિયમમાં રાખી દાન, તપ, જ્ઞાન તથા વેદાધ્યયન સંપાદન કરે તેને તે દાનાદિ યથાર્થ ફળ આપે છે; ને દમ, ઉત્તમતા, પવિત્રતા તથા તેજની વૃદ્ધિ કરે છે; માટે દમને સ્વીકારવાથી વૃદ્ધિ પામેલા તેજવાળો પુરૂષ પાપ રહિત થઇ પરબ્રહ્મને પામે છે. જેમ ધનાદિની ચોરી કરનાર પુરૂષથી પ્રાણીયોને ભય થાય છે તેમજ અજિતેંદ્રિય, અદાંત પુરૂષથી ભય થાય છે; માટે તેમને ખરાબ કામથી રોકવા સારૂ બ્રહ્માએ ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા છે. બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસ એ ચારે આશ્રમ વિષે દમજ ઉત્તમ વ્રત છે; કારણ તેથી ક્ષમાદિ સદ્દગુણનો ઉદય થાય છે. દમથી ધૈર્ય, અહિંસા, સમતા, સત્યપણું, સરલતા, જિતેંદ્રિયપણું, ધૃતિ, કોમળતા, લજ્જા, ચપળતાનો ત્યાગ, કૃપણતા રહિતપણું, અક્રોધ, સંતોષ તથા શ્રદ્ધા એ ગુણનો ઉદય થાય છે, માટે

એથી સંપન્ન જે પુરૂષ હોય, તેનેજ દાંત જાણવો; ને તે પુરૂષ કામ લોભ, દર્પ, ક્રોધ, નિદ્રા, પોતાનાં વખાણુ કરવાં, માન, ઇર્ષ્યા તથા શોક એ દુર્ગણનું સેવન કરતો નથી. કપટ રહિતપણું, અશઠતા તથા શુદ્ધતા એ દાંત પુરૂષનાં મુખ્ય લક્ષણુ જાણવાં. વળી જે પુરૂષ આશા રહિત, થોડું ઇચ્છનાર, સ્ત્રીઆદિનું ધ્યાન ન કરનાર, તથા સમુદ્ર સરખો ગંભીર હોય તેને પણ દાંત જાણવો. શુભ આચરણવાળો, શીલ સંપન્ન, શુદ્ધ ચિત્તવાન, બ્રહ્મવેત્તા તથા પંડિત પુરૂષ આ લોકમાં જીવતાં લગી સન્માન પામી મૃત્યુ પામ્યા પછી પરમગતિને પામે છે. જે પુરૂષને કોઇપણ પ્રાણીથી ભય નથી, તેમ જેનો સર્વ પ્રાણીયોને ભય નથી, તેને મનુષ્યમાં ઉત્તમ જ્ઞાની જાણવો. જે સર્વ પ્રાણીનું હિત ચાહનાર તથા તેમની સાથે મિત્રાઇ રાખનાર હોય, તેનાથી કોઇ પણ મનુષ્ય ઉદ્વેગ પામતો નથી, ને તે પોતે સમુદ્ર સરખો ગંભીર તથા જ્ઞાને કરી સંતુષ્ટ શાંતિ પામે છે. વળી દૈવથી પ્રાપ્ત થયેલા ભોગે કરી સંતુષ્ટ તથા સદાચરણે કરી યુક્ત હોય તેને દાંત અને સુખી જાણવો. જે પુરૂષ સર્વ ઇંદ્રિયના વ્યાપારનો ત્યાગ કરી સંતુષ્ટ થઇ તથા જીતેંદ્રિય રહી કાળની ઇચ્છા રાખી લોકમાં ફરે, તે બ્રહ્મભાવને પામે. જેમ આકાશમાં વિચારનારા પક્ષિયોને સ્થાન ક્યાં છે તે જણાતું નથી, તેમ જ્ઞાને કરી તૃપ્ત મુનિયોનો માર્ગ પણ જણાતો નથી. જે પુરૂષ ઘરનો ત્યાગ કરી મોક્ષાશ્રમરૂપ સંન્યાસને શ્રેષ્ઠ માને છે, તેને પરલોકમાં તેજોમય શાશ્વત લોકની પ્રાપ્તિ થાય છે.

उत्सृज्यैव गृहान्यस्तु मोक्षमेवाभिमन्यते ।
लोकास्तेजोमयास्तस्य कल्पंते शाश्वतादिवि ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि विदुरवाक्ये गुर्जरभाषायां त्रिषष्टितमोऽध्यायः ॥ ६३ ॥

## અધ્યાય ૬૪ મો. સંપમાંજ જય છે.

विदुर उवाच—शकुनीनामिहार्थाय पाशं भूमावयोजयत् ।
कश्चिच्छाकुनिकस्तात पूर्वेषामिति शुश्रूम ॥ १ ॥

વિદુર કહે છે–હે પિતારૂપ જ્યેષ્ઠ બંધુ! પ્રાચીન પુરૂષોના મુખથી અમે જે આખ્યાયિકા સાંભળી છે, તે કહું તે સાંભળો. કોઈ એક પારધિ પક્ષિયોને પકડવા સારૂ પૃથ્વી ઉપર જાળ પાથરી પોતે દૂર ખસી ગયો, તેવામાં સાથે ફરનાર બે પક્ષી એકજ વખતે તેમાં બંધાઇ ગયાં, પણ બંધનરૂપ જાળને લઇ પછી આકાશમાં ઉડયાં; તે જોઇને પારધિ, જે જે માર્ગે આકાશમાં તે પક્ષિયો જતાં હતાં, તે તે માર્ગે તેઓને પકડવાના હર્ષથી પૃથ્વી ઉપર દોડવા લાગ્યો. તે જોઇ પોતાના નિત્ય કર્મથી પરવારેલા કોઈ મુનિ પારધિને પૂછવા લાગ્યા કે, હે મૃગને મારનાર પારધિ! આકાશમાં ગયેલાં પક્ષિયોની પાછળ તું પૃથ્વી ઉપર દોડયો જાય છે, તે જોઈ મને મોટું આશ્ચર્ય થાય છે. મુનિનાં વચન સાંભળી પારધિ બોલ્યો કે, હે મુનિ! એ બેઉ એકઠાં મળી ઉડયાં, તેથી મારો પાશ લઇ જાય છે, પણ જતાં જતાં જ્યારે તે બેઉ પરસ્પર લડશે, ત્યારે મારે વશ થશે. પારધિ મુનિને આમ કહેતો હતો તેવામાં મૃત્યુ જેને નજીક આવ્યું હતું એવાં, તે પક્ષિ માંહોમાંહી પરસ્પર એક બીજાને પકડી લડવા લાગ્યાં; તેથી કાળને વશ હોવાને લીધે દુર્બુદ્ધિવાળાં તે બેઉ પાશ સુદ્ધાં નીચે પૃથ્વી

ઉપર આવી પડ્યાં. તે જોઇને પારધિયે તેઓને ખબર ન પડે એ રીતે પાસે આવી પકડી લીધાં. હે ભરતર્ષભ ! એ રીતે પરસ્પર કજીયાથી જેમ પક્ષિયો શત્રુને વશ થયાં તેમજ જે જાતિલાઓ ધન વાસ્તે પરસ્પર કલહ કરે છે, તે શત્રુને વશ થાય છે. સંબંધિયોએ તો એક બીજાને સારૂં ભોજન કરાવવું, સારી વાતો કરવી, સારા પ્રશ્નો પૂછવા તથા અન્યોન્ય મેળાપ રાખવો, એ કર્તવ્ય છે, પણ કદી વિરોધ કરવો ઉચિત નથી. જે પુરૂષ પોતાનો વખત આવ્યે પરસ્પર વિરોધ ન કરતાં વૃદ્ધોને સેવે છે, તેને જેમ સિંહે રક્ષણ કરેલા જંગલને કોઇ પરાભવ પમાડી શકતું નથી, તેમ કોઇ પરાભવ પમાડી શકતું નથી. હે ભરતર્ષભ ! જે પુરૂષ ઘણું ધન સંપાદન કરી સદૈવ દીનની પેઠે વર્તે છે, તેની લક્ષ્મી શત્રુઓને હાથ જાય છે. હે ધૃતરાષ્ટ્ર ! જેમ ઇંધણાં જુદાં જુદાં હોય તો ધુંધવ્યા કરે, અને એકઠાં મળેલાં હોય તો પ્રજ્વલિત થઇ પાકાદિ કાર્ય સિદ્ધ કરે તેમ સંબંધિયો પણ એકઠા મળેલા હોય તો, ધારેલુ કાર્ય સિદ્ધ કરે. હે કૌરવો !પૂર્વે મેં બીજું પણ ગંધમાદન પર્વતને વિષે જોએલું વૃત્તાંત હું કહું, તે સાંભળી તમને જે સારૂં લાગે તે કરો.

પૂર્વે અમે મંત્ર યંત્રાદિ વિદ્યા તથા ઔષધિના ગુણ દોષ જાણવામાં કુશળ, દેવ સરખા બ્રાહ્મણો સહિત ભીલ લોકોને લઇને, ચોતરફથી લતાઓએ વિંટાયલા, પ્રકાશમાન ઔષધિવાળા અને સિદ્ધ તથા ગંધર્વ જેમાં વિહાર કરતા એવા ગંદમાદન નામના ઉત્તર ગિરિ ઉપર ગયા, ત્યાં જોયું તો પાણી વગરની તથા પડી જવાય એવી તેની વિષમ ટોચ ઉપર સર્પોએ રક્ષણ કરેલું કુબેરને અત્યંત પ્રિય તથા મધુર એવું સુવર્ણમાક્ષિક ઘડા જેટલું હતું. જેને સેવવાથી મનુષ્ય અમર થાય છે. ચક્ષુ રહિત ચક્ષુવાળો થાય તથા છે વૃદ્ધ હોય તે તરૂણ થાય છે. એ તેના ગુણ અમારી સાથે ઔષધિના ગુણદોષને જાણનાર બ્રાહ્મણો હતા તેમણે કહ્યા. હે મહિપતિ ! તે સાંભળી અમારી ભેગા આવેલા ભીલ લોકો, સર્પ સહિત ત્યાં તે પર્વતની ટોચ ઉપર સર્પોએ રક્ષા કરેલી સુવર્ણમાક્ષિકની આશાથી ગયા ને નાશ પામ્યા. તેમજ હે રાજન્ ! આ તમારો પુત્ર પણ એકલો પૃથ્વીના રાજ્યને ઇચ્છે છે, તે અસંત મોહથી સુખરૂપ મધુરતાને દેખે છે, પણ પોતાના નાશને દેખતો નથી. વળી આ તમારો પુત્ર દુર્યોધન સંગ્રામમાં અર્જુન સાથે યુદ્ધ કરવાનું મન કરે છે, પણ હું તો તેના સરખું પરાક્રમ કે તેજ આનું દેખતો નથી જે એકલા અર્જુને રથમાં બેસી સમગ્ર પૃથ્વી જીતી, વિરાટના ગોગ્રહ યુદ્ધ વિષે ભીષ્મ તથા દ્રોણ વિગેરે સારી રીતે યુદ્ધ કરનારાઓ પણ જેથી ત્રાસ પામી ગયા હતા, તેનું બળ તમારે હવે જોવું છે. કર્ણાદિ તમારા હુકમની વાટ જોઇ બેઠા છે. દ્રુપદ, મત્સ્ય રાજા તથા અત્યંત ક્રોધ પામેલો અર્જુન સંગ્રામમાં, વાયુયુક્ત અગ્નિની પેઠે તમારી સેનામાંના કોઇને પણ અવશેષ રહેવા દેશે નહી, માટે હે ધૃતરાષ્ટ્ર ! યુધિષ્ઠિર રાજાને ખોળામાં લ્યો, કારણ યુદ્ધ કરનાર બેઉનો યુદ્ધ વિષે કંઇ જય થતો નથ માટે વિચારો તો બેમાંથી એકનો નાશ થશે અને એ રીતે તમારોજ નાશ થશે.

अंके कुरुष्व राजानं धृतराष्ट्र युधिष्ठिरं ।
युद्ध्यतो र्हिद्वयोर्युद्धे नैकांतेन भवेज्जयः ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि विदुरवाक्ये गुर्जरभाषायां चतुःषष्टितमोऽध्यायः ॥ ६४ ॥

## અધ્યાય ૬૫ મો. ધૃતરાષ્ટ્ર ની શિખામણ.

**धृतराष्ट्र उवाच—दुर्योधनविजानीहि यत्त्वां वक्ष्यामि पुत्रक ।**
**उत्पथं मन्यसे मार्गमनभिज्ञ इवाध्वगः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર કહે છે–હે દુર્યોધન! હે પુત્ર! જેમ રસ્તો ન જાણનાર વટેમાર્ગુ આડા માર્ગને 'આ માર્ગ છે' એમ માને, તેમ તું આડા માર્ગને 'માર્ગ છે' એમ માને છે, તે એ કે, લોકને ધારણ કરનાર પંચ મહાભૂત સરખા પાંચ પાંડવોના તેજને હરણ કરવા ઇચ્છે છે; પણ હું તો એમ માનું છું કે, તું મુવા વગર પરમ ધર્મ વિષે રહેલા કુંતીના પુત્ર યુધિષ્ઠિરને જીતવા સમર્થ નથી. જેમ વૃક્ષ મહા વાયુનો તિરસ્કાર કરે, તેમ તું જેના સરખો બળ વિષે બીજો કોઇ પણ નથી તથા રણસંગ્રામમાં કાળરૂપ કુંતીના પુત્ર ભીમનો તિરસ્કાર કરે છે. જેમ પર્વત માત્રમાં મેરૂ શ્રેષ્ઠ છે તેમ શસ્ત્ર ધારણ કરનારાઓમાં ગાંડીવ ધનુષ ધારણ કરનાર અર્જુન શ્રેષ્ઠ છે, માટે તેની સામે સંગ્રામમાં કયો બુદ્ધિમાન પુરૂષ યુદ્ધ કરશે? ઇંદ્રની પેઠે શત્રુના મધ્યમાં બાણ મૂકનાર પાંચાળ દેશનો રાજા ધૃષ્ટદ્યુમ્ન, કોને માર્યા વગર મૂકશે? વળી અંધક તથા વૃષ્ણિ કુળમાં માનવા લાયક, કોઇથી પણ જેનું બળ સહન થઇ શકે નહી એવા અને પાંડવોના હિતમાં તત્પર સાત્યકિ તમારી સેનાનો નાશ કરશે. રે અધમ પુત્ર! જેના સરખો ત્રણ લોકમાં બીજો કોઇ પણ પુરૂષ નથી એવા તથા કમળ સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણ સામે બુદ્ધિમાન તો કોઇ યુદ્ધ કરશે નહિં. જે પોતાની સ્ત્રિયો, પોતાના જાતિલા, બાંધવ, આત્મા તથા પૃથ્વી કરતાં પણ અર્જુનને અધિક જાણે છે, કોઇથી સહન થાય નહી એવા, વાસુદેવ ભગવાન પાંડવની તરફ છે, માટે તેના સૈન્યને પૃથ્વી પણ સહન નહી કરી શકે, માટે હે તાત! આપણા અર્થની વાત કરનાર તથા હિત ઇચ્છનાર સત્પુરૂષોનાં વાક્યને અનુસર; અને શંતનુના પુત્ર વૃદ્ધ પિતામહ ભીષ્મનાં વાક્યને ગ્રહણ કર. વારંવાર બોલતો એવો હું તેનાં વચન પણ માન્ય કર; ને કૌરવનું રૂડું ઇચ્છનાર દ્રોણ, કૃપ, વિકર્ણ તથા મહારાજ બાહ્લિકના કહ્યા પ્રમાણે ચાલ, કારણ તે બધા ધર્મ જાણનાર તથા મારા સરખોજ તારે વિષે જેમને સ્નેહ છે એવા છે; માટે જે રીતે મને માને છે તે જ રીતે તેમને પણ તું માન. વળી વિરાટ નગરમાં ભાઇયો સહિત ગાયોને આગળ દોડતી મૂકીને ત્રાસ પામેલું તારૂં સૈન્ય વિખરાઈ ગયું હતું, અને બીજું પણ તે જ શહેરમાં અત્યંત આશ્ચર્યરૂપ અર્જુનનું કર્મ સંભળાય છે, જે ઘણા સાથે એકે યુદ્ધ કર્યું. આપણે જીતીશું નહી તે વિષે એ પણ નિશાની ખરેખરી છે. એ રીતે એકલા અર્જુને જ્યારે કર્યું હતું ત્યારે તે સર્વ મળીને મોટું પરાક્રમ કરે તેમાં શું કહેવું માટે સગા ભાઇયો સરખા તેમને જો, અને અર્ધું રાજ્ય આપી તેમની સંભાવના કર.

**अर्जुनस्तत्तथा कार्षीत् किं पुनः सर्व एव ते ।**
**सभ्रातॄनभिजानीहि वृत्यर्तं प्रतिपादय ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां पंचषष्टितमोऽध्यायः ॥ ६५ ॥**

## અધ્યાય ૬૬ મો. અર્જુને કહાવેલું કહેણ.

**વૈશંપાયન ઉવાચ—એવમુક્ત્વા મહાપ્રાજ્ઞો ધૃતરાષ્ટ્ર: સુયોધનં ।
પુનરેવ મહાભાગ: સંજયં પર્યપૃચ્છત ॥ ૧ ॥**

વૈશંપાયન કહે છે–હે જનમેજય! એ રીતે મોટા ભાગ્યવાળા મહાપ્રાજ્ઞ ધૃતરાષ્ટ્ર, દુર્યોધનને કહી ફરીથી સંજયને પૂછવા લાગ્યા કે, હે સંજય! વાસુદેવ ભગવાન કહી રહ્યા પછી; અર્જુને જે કહ્યું હોય તે પણ મને કહે. કારણ તેનાં વચન સાંભળવાનો મને ઘણો ઉત્સાહ છે. ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજય બોલ્યો કે હે ધૃતરાષ્ટ્ર! વાસુદેવનાં વચન સાંભળી તેમની સમક્ષ કોઇથી સહન થાય નહી એવા કુંતિના પુત્ર અર્જુને કહ્યું કે, હે સંજય! શંતનુના પુત્ર પિતામહ ભીષ્મ, ધૃતરાષ્ટ્ર, દ્રોણ, કૃપ, કર્ણ, ચિત્રસેન, અવંતિપુરીના રાજા વિંદ ને અનુવિંદ, દુર્મુખ, કોઇથી સહન થાય નહી એવો સિંધુ દેશનો જયદ્રથ રાજા ભૂરિશ્રવા, ભગદત્ત રાજા, જેરાસંધ રાજા તથા બીજાઓને પણ યુદ્ધમાં કૌરવોનું પ્રિય કરવા સારૂ તથા પાંડવરૂપી અગ્નિમાં હોમવાને દુર્યોધને બોલાવેલા છે તે બધાને ઘટતી રીતે મારાં વચનથી વંદન તથા કુશળ પૂછી, રાજાઓના મધ્યમાં, પાપ કરનારાઓમાં મુખ્ય, ક્રોધી દુર્બુધ, પાપરૂપ તથા અત્યંત લોભી અમાત્ય સહિત બેઠેલા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને આ મારૂં વચન સંભળાવજે, એમ મને કહી ભગવાન સામું જોઇ, અંતભાગમાં લાલ તેમજ વિસ્તીર્ણ નેત્રવાળા બુદ્ધિમાન અર્જુને કહ્યું કે, હે સંજય! મધુકુળમાં શ્રેષ્ઠ તથા મહાત્મા વાસુદેવનું વચન જે રીતે તેં સાંભળ્યું હોય તે જ રીતે મારૂં વચન સર્વ રાજાઓની વચમાં કહેજે, અને વળી કહેજે કે, બાણોના પરસ્પર અફળાવાથી થયેલા અગ્નિના ધુમાડાવાળા, અને રથની નેમિના શબ્દરૂપી મંત્રવાળા, સંગ્રામરૂપી યજ્ઞમાં અશ્વબળથી ચાલતા ધનુષરૂપી શરવાયે કરી કૌરવરૂપી પશુનો હોમ ન થાય, તે રીતે આદરથી બધા યત્ન કરજો. શત્રુને મારનાર યુધિષ્ઠિર રાજાનો ઇચ્છિત ભાગ જલદી આપો નહી તો, ઘોડા, હાથી તથા પાયદળ સહિત, તમોને તીક્ષ્ણ બાણોથી અમંગળરૂપ દક્ષિણદિશા પ્રત્યે મોકલી દઇશ. તે સાંભળી હે દેવ સરખી કાંતિવાળા! અર્જુનની આજ્ઞા માગી તથા ચાર ભુજાવાળા શ્રીકૃષ્ણને નમસ્કાર કરી, ઉતાવળો હું તમારી પાસે આવ્યો છું.

**તતોહમામંત્ર્ય તદા ધનંજયં ચતુર્ભુજં ચૈવ નમસ્ય સત્વર: ।
જવેન સંપ્રાપ્ત ઇહામરદ્યુતે તવાંતિકં પ્રાપયિતું વચો મહત્ ॥**

**ઇતિશ્રી મહાભારતે ઉદ્યોગપર્વણિ યાનસંધિપર્વણિ સંજયવાક્યે ગુર્જરભાષાયાં ષટ્ષષ્ટિતમોઽધ્યાય: ॥ ૬૬ ॥**

---

## અધ્યાય ૬૭ મો. સંજયની એકાંત શીખ.

**વૈશંપાયન ઉવાચ—દુર્યોધને ધાર્તરાષ્ટ્રે તદ્વચો નાભિનંદતિ ।
તૂષ્ણીં ભૂતેષુ સર્વેષુ સમુત્તસ્થુર્નરર્ષભા ॥ ૧ ॥**

વૈશંપાયન કહે છે–હે જનમેજય! સંજયનાં વચન સાંભળી દુર્યોધને તો કંઇ ગણકાર્યું નહીં, અને બીજા પણ કોઇ કંઇ બોલ્યા નહીં, એટલે બધા ઉઠી ચાલ્યા અને સભા બરખાસ્ત થઇ, તે વખતે મનુષ્ય વગરની સભામાં પુત્રને વશ થયેલો તેથી તેના જયની ઇચ્છા

રાખતો ધૃતરાષ્ટ્ર, પોતાનાઓનો, મધ્યસ્થોનો તથા પાંડવોનો શો નિશ્ચય છે, તે જાણવાની ઇચ્છાથી સંજયને પૂછવા લાગ્યો કે, હે ગવલ્ગના પુત્ર ! અહિં અમારી તથા પાંડવોની સેનામાં શું સારૂં છે અને શું ખરાબ છે ? આ સંગ્રામમાં યુદ્ધ કરવા કેટલા ઇચ્છતા નથી તે બધું તું સારી રીતે જાણે છે, વાસ્તે અમને અથ ઇતિ કહે. વળી તું ધર્મ અને અર્થમાં નિપુણ છે, તેમ સઉના નિશ્ચયને જાણે છે. ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, હે રાજન્ ! અહીં હું તમારી પાસે બીજા મનુષ્ય વગર કદી કંઇ પણ નહીં કહું, કારણ તેમ કહેવાથી તમોને મારી ઉપર દોષબુદ્ધિ થાય અને કોઇ વિવેકી મધ્યસ્થ હોય તો તેમ ન થાય. વ્રતવાળા પિતા વ્યાસજીને તથા તમારી સ્ત્રી ગાંધારીને અહિં બોલાવો એમ સંજયે કહ્યું, ત્યારે ધૃતરાષ્ટ્રે વિદુરને કહ્યું કે, એઉને અહિં બોલાવી લાવ. તે સાંભળી વિદુરજી તેમને લઇ આવ્યા, એટલે વ્યાસ તથા ગાંધારી બેઉ ત્યાં સભામાં આવ્યાં. તે વખતે મહાપ્રાજ્ઞ વ્યાસજી સંજયનું તથા ધૃતરાષ્ટ્રનું મત જાણી પાસે આવી કહેવા લાગ્યા કે, હે સંજય ! તું ધૃતરાષ્ટ્ર જેટલું પૂછે તે બધું કહે. વળી વાસુદેવ તથા અર્જુન વિષે રહેલું જે કંઇ સામર્થ્યાદિક જાણતો હોય તે પણ યથાર્થ કહે.

संपृच्छते धृतराष्ट्राय संजय आचक्ष्व सर्वं यावदेषोनुयुंक्ते ।
सर्वं यावद्वेत्थ तस्मिन्यथावद्या यातथ्यं वासुदेवेर्जुने च ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि व्यासगांधार्यागमने गुर्जरभाषायां सप्तषष्टितमोऽध्यायः ॥ ६७ ॥**

## અધ્યાય ૬૮ મો. કૃષ્ણાર્જુનનાં વખાણ.

**संजय उवाच—अर्जुनो वासुदेवश्च धन्विनौ परमार्चितौ ।**
**कामादन्यत्र संभूतौ सर्वभावाय संमतौ ॥ १ ॥**

સંજય કહે છે-ધનુષ ધારણ કરનાર, શ્રેષ્ઠ પુરૂષોએ પૂજા કરેલા, લોકના અનુગ્રહ વાસ્તે ઇચ્છાથી આવિર્ભાવ છે જેનો એવો અર્જુન તથા વાસુદેવ બેઉ સાક્ષાત્પરબ્રહ્મરૂપ છે; પાંચ હાથનો તો જેનો મધ્ય ભાગ છે, ઇચ્છિતરૂપ ધારણ કરનારૂં, કૌરવોના સંહારમાં ચતુર, તેજના પુંજથી શોભિતું તથા પાંડવોનું અત્યંત સંમત એવું જે શૂરવીર વાસુદેવનું ચક્ર નામનું આયુધ અકલિતરૂપે કરી વર્તે છે, તે ઉપરથી તેમનું સારાસાર બળ તમો જાણો. વળી જે મહા બળવાન માધવે ભયંકર રૂપવાળા નરકાસુર, શંબરાસુર, કંસ તથા શિશુપાળને, જાણે ક્રીડા કરતા હોય નહીં તેમ જીત્યા, માટે હું તો એમ જાણું છું કે, શ્રેષ્ઠરૂપ અને ઐશ્વર્યવાન પુરૂષોત્તમ સંકલ્પ માત્રે કરીનેજ પૃથ્વી, અંતરિક્ષ તથા સ્વર્ગને વશ કરે. હે રાજન્ ! પાંડવો સંબંધી સારાસાર બળ જાણવા વાસ્તે વારંવાર જે તું પૂછે છે, તે હું સંક્ષેપથી કહું છું સાંભળ. એક બાજું સમગ્ર જગત , અને એક બાજુ જનાર્દન ભગવાન, તેમાં ખરૂં જોતાં બળમાં સમગ્ર જગતથી વાસુદેવ અધિક છે કારણ જનાર્દન ભગવાન સંકલ્પ માત્રે કરી સમગ્ર જગતને બાળી ભસ્મ કરી નાંખે પણ સમગ્ર જગત કંઇ જનાર્દન ભગવાનને બાળી શકે નહીં. જે ઠેકાણે સત્ય, ધર્મ લજ્જા તથા સરલતા છે, તે ઠેકાણે ગોવિંદ ભગવાન રહે છે, ને જ્યાં તે રહે ત્યાં જય છે. જે સર્વના અંતરાત્મા જનાર્દન પુરૂષોત્તમ, પૃથ્વી, અંતરિક્ષ તથા

સ્વર્ગને ચલાયમાન કરે છે, તે ભગવાન પાંડવોને મિષે કરી લોકને મોહ પમાડતા હોય નહીં તેમ અધર્મમાં તત્પર તથા મૂઢ એવા તમારા પુત્રોને બાળવાને ઇચ્છે. કેશવ ભગવાન, કાળચક્ર, જગતચક્ર તથા યુગચક્રને પણ પોતાના આત્મયોગે કરી નિરંતર પ્રવર્તાવે છે. કાળ-મૃત્યુ તથા સ્થાવર જંગમાત્મક જગતના પણ તે એક ભગવાનજ ઇશ છે, એ હું તમોને સત્ય કહું છું. એ મહાયોગી હરિ ભગવાન સર્વ જગતના ઇશ્વર છે, તોપણ ધાન્યાદિકની વૃદ્ધિને ઇચ્છનાર ખેડૂત જેમ કર્મમાં પ્રવર્તે, તેમ પોતે કર્મ કરવા પ્રવર્તે છે. આ રીતે કેશવ ભગવાન માયા વડે લોકોને છેતરે છે માટે જે મનુષ્યો તેને શરણે જાય તે મોહ પામતા નથી.

**तेन वंचयते लोकान् मायायोगेन केशवः ।**
**येतमेव प्रपद्यंते न ते मुह्यंति मानवाः ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायामष्टषष्ठितमोऽध्यायः ॥ ६८ ॥**



## અધ્યાય ૬૯ મો. શ્રીકૃષ્ણની મહત્તા.

**धृतराष्ट्र उवाच—कथं त्वं माधवं वेत्थ सर्वलोकमहेश्वरं ।**
**कथमेनं न वेदाहं तन्माचक्ष्व संजय ॥ १॥**

ધૃતરાષ્ટ્ર કહે છે–હે સંજય! તું કયા સાધનથી માધવ ભગવાનને આ સર્વ લોકના મહેશ્વર છે એમ કહે છે, ને હું શાથી તેમને નથી જાણતો તે તું મને કહે? ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજય કહેવા લાગ્યો કે, હે રાજન્! તમારા પ્રશ્નનો ઉત્તર કહું તે સાંભળો. મારે વિષે જ્ઞાન છે, તેથી હું ભગવાનને જાણું છું. તમારે વિષે તે નથી તેથી તમે નથી જાણતા, કારણ જ્ઞાનહીન પુરૂષ પોતા વિષે રહેલા અજ્ઞાનથી કેશવ ભગવાનને નથી જાણતો. હે તાત! એ રીતે અજ્ઞાનને ટાળનારી વિદ્યાએ કરી, આકાશાદિક ભૂતોની ઉત્પત્તિ તથા લય કરનાર વિશ્વના કર્તા, નિત્ય સિદ્ધ તથા ત્રણે યુગમાં વતનાર, મધુસૂદન ભગવાનને હું જાણું છું. સંજયનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે, હે ગવલ્ગના પુત્ર! જે ભકિતથી ત્રણે યુગમાં વર્તમાન મધુસૂદન ભગવાનને તું જાણે છે, તે ભકિત કેવી રીતની છે તે કહે? ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, હે ધૃતરાષ્ટ્ર! તારૂં કલ્યાણ થાઓ, હું માયાને સેવતો નથી, ને ભગવાનને અર્પણ કર્યા વગર કોઇપણ ધર્મને આચરતો નથી; અને કામ ક્રોધનો ત્યાગ કરી શુદ્ધ ભાવને પ્રાપ્ત થાઉં છું, એવી ભકિતથી શાસ્ત્રદ્વારા ભગવાનને જાણું છું. સંજયનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્રે દુર્યોધનને કહ્યું કે, હે તાત! હે દુર્યોધન! સંજય આપણો હિતેચ્છુ છે તેથી તે સત્ય કહે છે, માટે ઋષિકેશ તથા જનાર્દન એવા કેશવ ભગવાનની પાસે જઇ શરણે થા. ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી દુર્યોધને કહ્યું કે દેવકીના પુત્ર કેશવ ભગવાન અર્જુન વિષે સખાપણું રાખે છે, વાસ્તે લોકને મારી નાખશે તોપણ, હવે હું એમની પાસે નહીં જાઉં. દુર્યોધનનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્રે પોતાની સ્ત્રી ગાંધારીને કહ્યું કે, હે ગાંધારી! દુર્બુદ્ધિવાળો, ઇર્ષ્યુ, ક્રમાની તથા સત્પુરૂષોનાં વચનને અતિક્રમણ કરનાર આ તારો પુત્ર નરકમાં જાય છે. ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી ગાંધારીએ દુર્યોધનને કહ્યું કે, હે ઐશ્વર્યની કામના કરનાર! હે દુષ્ટબુદ્ધિ! હે વૃદ્ધની આજ્ઞા ભંગ કરનાર! હે બાળ-

બુદ્ધિ ! ઐશ્વર્યને, જીવિતને, મને તથા પિતાને પણ મૂકી, દુષ્ટ બુદ્ધિવાળાને હર્ષ વધારતો, અને મને શોક પમાડતો, ભીમસેનથી જ્યારે તું મરણ પામીશ ત્યારે પિતાનાં વચન યાદ કરીશ. એ રીતે ગાંધારીએ દુર્યોધનને કહ્યા પછી વ્યાસજી ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યા કે, હે રાજન્ ! હે ધૃતરાષ્ટ્ર ! હું કહું તે સાંભળ. કલ્યાણમાં તારી યોજના કરે એવો તારો સંજય સરખો દૂત છે, તેથી તું શ્રીકૃષ્ણને પ્રિય છે. આ સંજય તે પુરાણપુરૂષ ઋષિકેશને જાણે છે, માટે તમોને મોટા ભયથી મૂકાવશે. હે વિચિત્રવીર્યના પુત્ર ! જે કેવળ પોતાના ધને કરી સંતુષ્ટ નથી થતા અને પારકા ધનને ઇચ્છે છે, કામાદિક પાશથી બંધાયલા છે તે મૂઢ પુરૂષો, આંધળાએ દોરેલા આંધળા જેમ પોતાના કર્મે કરી ખાડામાં પડે, તેમ યમરાજાને વશ થઇ વારંવાર નરકમાં પડે છે. જે માર્ગે વિદ્વાન પુરૂષો જાય છે, તે આ જ્ઞાન માર્ગજ એક બ્રહ્મને પમાડનાર છે. જેને જાણી પુરૂષ મૃત્યુને અતિક્રમણ કરે છે; માટે મોટા પુરૂષ અસન્માર્ગે કદી જતા નથી. વ્યાસજીનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્રે સંજયને પૂછ્યું કે, હે સંજય ! જેણે કરી ભગવાન પાસે જઇ ઉત્તમ સિદ્ધિ પમાય એવો નિર્ભય માર્ગ મને બતાવ. ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, જેણે મન નથી જીત્યું એવો પુરૂષ ઇંદ્રિયોને નિયમમાં રાખનાર જનાર્દન ભગવાનને જાણતો નથી. કારણ ઇંદ્રિયોનો નિગ્રહ કર્યા વિના પરમાત્માને જાણવાનો બીજો એકે ઉપાય નથી. બ્હેકી ગયેલી ઇંદ્રિયોની કામનાનો સાવધાનપણાથી ત્યાગ, અપ્રમાદ તથા અહિંસા, એ જ્ઞાન થવાનાં કારણ છે, એમાં સંશય નહીં. હે રાજન્ ! સાવધાન થઇ ઇંદ્રિયોને નિયમમાં રાખવા તત્પર થા, અને તારી બુદ્ધિ તત્વથી ભ્રષ્ટ ન થવા ચોતરફથી તેને નિયમમાં રાખ, વળી બ્રહ્મનિષ્ઠ પુરૂષો મન સહિત ઇંદ્રિયોના નિગ્રહને જ્ઞાન અને બુદ્ધિમાન પુરૂષો જે રસ્તે જાય તે જ માર્ગ રહે એમ કહે છે. હે રાજન્ ! અજીતેંદ્રિય મનુષ્યોને કેશવ ભગવાન પ્રાપ્ત થતા નથી, પણ શાસ્ત્ર જાણવાથી તથા ચિત્તવૃત્તિ રૂંધવાથી ઇશ્વર પોતાનું યથાર્થ સ્વરૂપ જણાવે છે.

**अप्राप्यः केशवो राजन्निंद्रियैरजितैर्नृभिः ।**
**आगमाधिगमाद्योगाद्वशीतत्वे प्रसीदति ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायामूनसप्ततितमोऽध्यायः ॥ ६९ ॥**



## અધ્યાય ૭૦ મો. શ્રીકૃષ્ણ નામાર્થ.

**धृतराष्ट्र उवाच—भूयो मे पुंडरीकाक्षं संजयाचक्ष्व पृच्छतः ।**
**नामकर्मार्थोवित्तात प्राप्नुयां पुरुषोत्तमं ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર કહે છે-હે સંજય, હે તાત ! હું પૂછું છું કે, ભગવાનનાં વાસુદેવાદિક નામ કેમ પડયાં તે કહે ? કારણ એનાં નામ કર્મના પ્રયોજનને જાણી, હું તે પુરૂષોત્તમને પામું. ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, હે ધૃતરાષ્ટ્ર ! વાસ્તવ તો કેશવ ભગવાન વાણીથી અગોચર છે, તથાપિ મેં જેટલું એમના નામનું શુભ વ્યાખ્યાન સાંભળ્યું છે તેટલું કહું છું. સમગ્ર જગતને તે આચ્છાદન કરે છે, એટલે માયાએ કરી ઢાંકી દે છે, તથા પ્રકાશમાન છે, તેથી વા સમગ્ર જગતને સ્તંભન કરનાર છે, તથા દ્યોતમાન છે માટે, વા સમગ્ર જગત

એને વિષે વસે છે, અને દિવ્ય છે વાસ્તે, અથવા સર્વ ઇંદ્રિયોરૂપી દેવતાઓ એને વિષે વસે છે; એ કારણથી કેશવ ભગવાન "વાસુદેવ" કહેવાય છે. સર્વ જગતમાં વ્યાપ્ત છે માટે "વિષ્ણુ" કહેવાય છે. હે ભારત! શાસ્ત્ર અને યુક્તિથી તત્વને જાણવારૂપ મૌન, કર્મ, ધ્યાન તથા ચિત્ત વૃત્તિનો રોધ, એટલાં સાધનવડે, પોતાની ઉપાધિરૂપ બુદ્ધિવૃત્તિને દૂર કરવાથી "માધવ" કહેવાય છે. મધુ દૈત્યને મારવાથી અથવા પૃથ્વીઆદિ ચોવીસ તત્વનું નામ મધુ છે, તેનો સંહાર કરવાથી, ભગવાનનું નામ "મધુહા" કહેવાય છે. કૃષ ધાતુનો સત્તારૂપ અર્થ થાય છે, અને ણકાર સુખનો વાચક છે, બેય ધાત્વર્થના યોગથી સદાનંદરૂપ વિષ્ણુનું નામ "કૃષ્ણ" પડયું છે. હૃદયરૂપી પુંડરીક એટલે કમળ તેને વિષે પોતે રહે છે, તોપણ તેના જરાનાશાદિક ધર્મનો સ્પર્શ નથી થતો, તેથી "પુંડરીકાક્ષ" કહેવાય છે. ચોરી કરનાર મનુષ્યોને પીડે છે, તેથી ભગવાન જનાર્દન કહેવાય છે. ત્રણે કાળમાં વિદ્યમાન હોવાથી સત્વર તથા સાત્વત કહેવાય છે. અને વેદથી જાણવામાં આવે છે, તેથી "વૃષભેક્ષણ" કહેવાય છે. સેનાને જીતનાર શ્રીકૃષ્ણ ઉત્પન્ન નથી થતા, તેથી "અજ" એવે નામે વિખ્યાત થયા છે. પોતે સ્વપ્રકાશ હોવાથી ઇંદ્રિયોના મધ્યમાં ઉત્કર્ષતાથી પ્રકાશે છે, તથા દમવાન છે તેથી "દામોદર" નામ પડેલું છે. સુખરૂપ તથા ઐશ્વર્યવાન હોવાથી "ઋષિકેશ" કહેવાય છે, બે હાથે કરી દ્યાવા પૃથ્વીને ધારણ કરે છે તેથી મહાબાહુ કહેવાય છે. ક્ષય ન થાય એટલે હંમેશ ઉર્ધ્વરૂપ રહે, અર્થાત્ સંસાર ધર્મ જેને સ્પર્શ નથી કરતા તેથી "અધોક્ષજ" નામે ઓળખાય છે. નર એટલે મનુષ્યોમાં રહ્યા છે, માટે નારાયણ છે. પોતે બધે ભરપુર છે ને સર્વ પોતા વિષે રહ્યું છે તથા ઉત્તમ છે વાસ્તે "પુરૂષોત્તમ" એ નામથી વિખ્યાત છે. કાર્ય તથા કારણનું ઉત્પત્તિ અને પ્રલય સ્થાન હોવાથી તથા હંમેશ સર્વ ચીજનું જ્ઞાન કાયમ રહેવાથી "સર્વ" એવું એનું નામ છે. શ્રીકૃષ્ણ સત્ય વિષે રહ્યા છે તથા સત્ય એને વિષે રહ્યું છે તથા સત્યથી પણ પોતે સત્ય છે તેથી "સત્ય" એ પણ ગોવિંદ ભગવાનનું નામ છે. તે જ દેવ ગતિ કરવાથી "વિષ્ણુ" કહેવાય છે, અને જય કરવાથી જિષ્ણુ નામ પડયું છે; હંમેશ પોતે વિદ્યમાન છે તેથી "અનંત" કહેવાય છે. ઇંદ્રિયોને જાણવાથી, "ગોવિંદ" એવું નામ પડયું છે, મિથ્યાભૂત જગતને પોતાની સત્તાથી સાચ સરખું કરીને મોહ કરે છે, એવા નિરંતર ધર્માચરણ કરનાર મધુસૂદન તથા મહાબાહુ અચ્યુત ભગવાન "કૌરવોનો ક્ષય મા થાઓ" એમ જાણી કૃપા કરવા સારૂ જરૂર અહિં આવશે.

एवं विधोधर्मनित्यो भगवान् मधुसूदनः ।
आगंताहि महाबाहुरानृशंस्यार्थमच्युतः ।

इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां सप्ततितमोऽध्यायः ॥ ७० ॥

## અધ્યાય ૭૧ મો. દૌત્ય માટે કૃષ્ણાગમ સૂચન.

धृतराष्ट्र उवाच—चक्षुष्मतां वै स्पृहयामि संजय द्रक्ष्यंति ये वासुदेवं समीपे ।
विभ्राजमानं वपुषापरेण प्रकाशमानं प्रदिशोदिशश्च ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય ! જેઓ ચેતનરૂપે શોભાયમાન અને દશે દિશાઓને પ્રકાશ કરતા વાસુદેવને સમીપમાં દેખશે, તે નેત્રવાળાઓના ભાગ્ય વાસ્તે હું તેને ઇચ્છું છું. વાસુદેવ ભગવાન અમારી સભામાં આવી, સંજયોનાં કલ્યાણ કરનારી, પૂજવા લાયક, ઐશ્વર્યને ઇચ્છતા પુરૂષોએ ગ્રહણ કરવા લાયક અને પ્રશંસા કરવા યોગ્ય પાંડવોની વાણી જ્યારે કહી દેખાડશે ત્યારે યાદવોમાં શ્રેષ્ઠ શૂરવીર, દ્વેષિઓના યશને ટાળતા, શત્રુઓને ક્ષોભ પમાડનાર તથા હણનાર, શત્રુઓના યશને નાશ કરનાર, એવા મહાત્મા વાસુદેવને કૌરવો દેખશે. શત્રુને હણનાર, સુંદર વાણીનો ઉચ્ચાર કરનાર, યાદવમાં શ્રેષ્ઠ તથા સર્વ કૌરવોને મોહ પમાડતા, આત્માને જાણનાર મુખ્ય નારાયણ, અત્યંત, સનાતન, યોગમુદ્રા સહિત, યતિયોને કળશની પેઠે કરગ્રાહ્ય, મર્યાદા પાળનાર, ગરૂડરૂપ રૂડાપક્ષવાળા, પ્રજાનો સંહાર કરનાર, જેને વિષે જગત રહ્યું છે, જેને હજારો મસ્તક છે, પુરાણ પુરૂષ, જેનો આદિ, મધ્ય તથા અંત નથી, અનંત કીર્ત્તિવાળા, કર્મજન્ય પુણ્યાદિકના ફળદાતા, જેનો જન્મ નથી, નિત્ય તથા પરના પણ પર એવા વાસુદેવને હું શરણે જાઉં છું. વળી ત્રિલોકીનું નિર્માણ કરનાર, દેવતા, અસુર, નાગ તથા રાક્ષસોના ઉત્પન્ન કરનાર, વિદ્વાંન રાજાઓમાં મુખ્ય એવા શ્રીકૃષ્ણને હું શરણે જાઉં છું.

**त्रैलोक्यनिर्माणकरं जनित्रं देवासुराणामथ नागरक्षसां ।**
**नराधिपानां विदुषां प्रधानमिंद्रानुजंतं शरणं प्रपद्ये ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायामेकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥**



## અધ્યાય ૭૨ મો. યુધિષ્ઠિરની કૃષ્ણને વિનંતિ.

**वैशंपायन उवाच—संजये प्रतियाते तु धर्मराजो युधिष्ठिरः ।**
**अभ्यभाषत दाशार्हमृषभं सर्वसात्वतां ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—સંજયના ગયા પછી ધર્મરાજ યુધિષ્ઠિર, સર્વ યાદવમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કે, હે મિત્રવત્સલ ! મિત્રોને સહાયતા કરવાનો જે વખત તે આ આવ્યો. અમને આપદ્‌થી ઉદ્ધાર કરે એવો, તમારા વગર બીજો કોઈ હું જોતો નથી. તેમ હે માધવ ! અમો પોતે નિર્ભય થઇ ફોગટ ગર્વવાળા અમાત્ય સહિત ધૃતરાષ્ટ્રના પુત્રની સામે ચઢાઇ કરીયે છીયે, તે પણ તમારા આશ્રયથી, હે શત્રુને દમન કરનાર ! જેમ સર્વ આપદ્ વિષે યાદવોની રક્ષા કરો છો, તેમ પાંડવોની પણ તમારે રક્ષા કરવી જોઇયે; માટે આ મોટા ભયથી અમારી રક્ષા કરો. યુધિષ્ઠિરનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે, હે મહાબાહો ! હે ભારત ! આ રહ્યો, હું સાંભળવા તૈયાર છું, જે ઇચ્છા હોય તે કહો; જેમ કહેશો તેમ હું બધું કરીશ. શ્રીકૃષ્ણનાં વચન સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે કૃષ્ણ ! પુત્ર સહિત ધૃતરાષ્ટ્રનું ધારેલું સંજયે જેમને કહ્યું તે બધું તમોએ સાંભળ્યું. તેણે જે કહ્યું તે જ ધૃતરાષ્ટ્રનો મત છે એમાં સંશય નહીં, કારણ ઉત્તમ દૂત સ્વામિનું કહેલુંજ યથાર્થ કહે, અન્યથા કહેતો નથી. હે કૃષ્ણ ! જેની આજ્ઞાથી અમે બાર વર્ષ પર્યંત વનમાં રહ્યા, અને એક વર્ષ છુપો વાસ કર્યો, પણ વિષમ બુદ્ધિથી ચાલનાર લોભી ધૃતરાષ્ટ્ર તો પાપિષ્ટ મનવડે

કરી રાજ્ય આપ્યા વગર અમારી સાથે શાંતિ કરવાને ઇચ્છે છે. હે કૃષ્ણ ! હે પ્રભો ! ચૌદમે વર્ષે કરેલા ઠરાવ પ્રમાણે અમારૂં રાજ્ય પાછું ગ્રહણ કરવા અમને ધૃતરાષ્ટ્ર કહેશે, એમ જાણી અમે કરેલો વહાડ બરાબર પાળ્યો એ વાત બ્રાહ્મણો જાણે છે. ઘણી ઇચ્છાવાળા ધૃતરાષ્ટ્ર રાજા પુત્રની ઇચ્છા પ્રમાણે ચાલી તથા તેને વશ થઇ એની આજ્ઞાને અનુસરે છે, પણ સ્વધર્મ જોતા નથી. હે જનાર્દન ! એ રીતે દુર્યોધનના મત પ્રમાણે ચાલનાર, પોતાનું પ્રિય આચરનાર ધૃતરાષ્ટ્ર લોભી થઇ અમારે વિષે ખરાબ રીતે વર્તે છે. હે માધવ ! એથી અધિક બીજું દુઃખ શું ? જે હું ત્યાં રહેલી માને તથા વિદુરાદિક મિત્રોને પણ પોષણ કરવા સમર્થ નથી થતો. હે મધુસૂદન ! કાશીરાજા, ચેદિરાજ, પાંચાળ તથા મત્સ્ય સહિત તમે જેના નાથ છો એવો હું તેણે, અવિસ્થળ, વૃકસ્થલ, માકંદી વારણાવત તથા પાંચમું બીજું કોઇ ગામ, એ રીતે જેમાં ભેગા નિવાસ કરી રહેવાય એવાં પાંચ ગામ માગ્યાં. વળી ભરત કુળમાં ઉત્પન્ન થયેલા ભીષ્માદિકનો નાશ માં થાઓ, કેમકે તેઓએ પણ અમારે વાસ્તે કહ્યું, તથાપિ દુષ્ટ બુદ્ધિવાળો ધૃતરાષ્ટ્રનો પુત્ર પોતા વિષે સ્વામિપણું માની તેમને પણ નથી ગાંઠતો, તેથી અધિક બીજું દુઃખ શું ? સત્કુળમાં ઉત્પન્ન થઇ પારકા ધનને ઇચ્છતા વૃદ્ધનો લોભ પ્રજ્ઞાને હણે અને હણાયેલી પ્રજ્ઞાથી લજ્જા નાશ પામે, ને નાશ પામેલી લજ્જા ધર્મનો બાધ કરે, અને બાધ થયેલો ધર્મ લક્ષ્મીને ટાળે, ને ટળેલી લક્ષ્મી પુરૂષને હણે, એટલે નિર્ધનપણું એ પુરૂષનો વધ જાણવો. હે કૃષ્ણ ! ફળ ફુલ રહિત વૃક્ષથી જેમ પક્ષિયો પાછાં વળે, તેમ નિર્ધન માણસ પાસેથી જાતિલાઓ, સગા તથા યાચકો પાછા વળે છે, માટે હે તાત ! મરેલા માણસ પાસેથી પ્રાણ જેમ પાછા વળે, તેમ પતીતની પેઠે મારી પાસેથી સંબંધી આદિ લઈ જે પાછા વળે છે એજ મરણ છે ! જે ઠેકાણે દરરોજ જમવાના ભોજનની સામગ્રી માત્ર આજ હોય તો પ્રાતઃકાલે ન હોય, એથી બીજી પાપિષ્ટ અવસ્થા કયી ? એમ શંબરે કહ્યું છે. " પરમ ધર્મનું કારણ પણ ધનજ છે, " એમ વિદ્વાન પુરૂષો કહે છે. યજ્ઞદાનાદિક બધું ધન વિષે રહ્યું છે, માટે લોકમાં જે ધનવાન છે તે જ જીવે છે ! અને નિર્ધન પુરૂષોને તો મરેલા સરખાજ જાણવા. જે પુરૂષો પોતાના બળનો આશ્રય કરી પારકાનું ધન હરે છે, તે પોતાના ધર્મ, અર્થ, કામને તથા પોતાને પણ હણે છે. એ નિર્ધનતારૂપ અવસ્થાને પામી કેટલાક પુરૂષો મરણને વરે છે, કેટલાક શહેરમાં રહેનારા કુગ્રામ વસવા સારૂ જતા રહે છે, કેટલાક વનમાં ભાગી જાય છે, કેટલાક સંન્યાસી થઇને ચાલી નિકળે છે. કેટલાક વિકળ બની જાય છે, કેટલાક શત્રુને વશ થાય છે તથા કેટલાક પારકાઓની ચાકરી કરે છે. એ રીતે ધનહીન થયેલા એ પુરૂષને મરણથી પણ આપદ્ અધિક લાગે છે, કારણ જે આપદ્ વિષે ધર્મ તથા કામનું નિમિત્ત એવી લક્ષ્મીનો નાશ થાય છે, અને દેહના સ્વભાવથી પ્રાપ્ત થયેલા નિમિત્ત વગરનાં ધર્મકામ સેવ્યા પછી સર્વ ઠેકાણે અનિવાર્ય એવા, ધર્મરૂપ મરણને સર્વ લોકોમાં કોઇ પણ અતિક્રમણ કરી શકતું નથી; એટલે તેમ થયેથી કોઇ રીતે દુઃખ થતું નથી, અને જીવિત પર્યંત ધર્મ કામ સેવાય છે. હે શ્રીકૃષ્ણ ! કલ્યાણરૂપ લક્ષ્મીને પામી, સુખથી વૃદ્ધિ પામેલા પુરૂષ, લક્ષ્મીહીન થયેથી જેવું દુઃખ પામે તેવા દુઃખને, જન્મથી નિર્ધન હોય તે નથી પામતો, અને તે પુરૂષ સંપત્કાળમાં પોતાની ખરાબ ચાલથી મોટા દુઃખને પ્રાપ્ત થાય છે, તોપણ ઇંદ્ર સહિત દેવતાઓને નિંદે, પણ પોતાના આત્માને નિંદે નહીં, ને એ પુરૂષની ખરાબ ચાલને ટાળવામાં શાસ્ત્રપણ સમર્થ થાય નહીં અને નોકરો ઉપર ચીડાઇ સગાઓને નિંદે, હંમેશ ક્રોધ કર્યા કરે તેથી

"આ કરવા લાયક છે ને આ કરવા લાયક નથી" એમ પણ જાણે નહીં, પછી તે મોહવશ થઇ ક્રૂર કર્મનું સેવન કરવા માંડે. તેથી પાપ કર્મે કરી વર્ણસંકર થાય, અને તે સંકરપણાથી નર્કે જાય, પાપ કર્મોની તે પરમ અવધિ છે. હે કૃષ્ણ! લક્ષ્મીવાન પુરૂષ જો જાગૃત ન થાય તો તે નરકમાં જાય, માટે તેને વિવેક છે તેજ જાગ્રણ છે, તેથી પ્રજ્ઞાચક્ષુ તરી જાય છે. પ્રજ્ઞાનો લાભ થયેથી પુરૂષ શાસ્ત્રોનેજ જુવે ત્યારે શાસ્ત્રનિષ્ઠ પાછો ધર્મનો વિચાર કરે. જે ધર્મનું અંગ લજ્જા છે, લજ્જાવાન પાપનો દ્વેષ કરે, અને તેને લક્ષ્મીપણું વધે, પછી જ્યાં સૂધી તે શ્રીમાન્ રહે ત્યાંસૂધી પુરૂષ જાણવો. નિરંતર ધર્મ પાળનાર, શાંત બુદ્ધિવાળા, નાના પ્રકારના કાર્યમાં તત્પર પુરૂષ અધર્મમાં બુદ્ધિ ન કરે, અને પાપમાં પ્રવર્તે પણ નહીં. નિર્લજ્જ વા અત્યંત મૂઢને સ્ત્રી પણ ન જાણવો, તેમ પુરૂષ પણ ન જાણવો, અને એને ધર્મ વિષે પણ અધિકાર નથી, અને તેને જેવો શૂદ્ર હોય તેવો જાણવો: લજ્જાવાન પુરૂષ દેવતાઓની રક્ષા કરે, પિતૃ તથા પોતાના આત્માની પણ રક્ષા કરે, તેણે કરી મોક્ષ પામે છે, પુણ્ય કર્મોની તે પરમ અવધિ છે. હે મધુસૂદન! આ બધું મારે વિષે પ્રત્યક્ષ તમે જોયું! જે રીતે હું રાજ્યથી ભ્રષ્ટ થયો, અને આવી રીતનો નિવાસ કરૂં છું, માટે હવે કોઇ ન્યાયે કરીને અમે લક્ષ્મીને મૂકીશું નહીં. લક્ષ્મી નિમિત્ત યત્ન કરતાં અમારો નાશ થશે તોપણ તે સારૂં. હે માધવ! અમારો પ્રથમ પક્ષ તો એ કે, અમે તથા તે પરસ્પર શાંત થઇ સરખી રીતે ભાગ વેંહેચી લક્ષ્મીને સમાન થઇ ભોગવિયે અને જે કૌરવોને મારી દેશોને અમે પામિયે, તેમાં ક્ષયનો જેમાં ઉદય છે એવા રૌદ્રકર્મોની પરમ અવધિ આવે. હે કૃષ્ણ! જે સંબંધી હોય, ન હોય, આર્ય ને શત્રુ હોય તેનો પણ ચાલતાં સૂધી વધ ન કરવો, ત્યારે સંબંધિ, આર્ય તથા બાંધવોનો તો વધ કેમજ કરવો ઘટે? તેમાં પણ અહિં તો અતિ મોટા, જાતિલા; સહાયભૂત તથા અમારા ગુરૂઓ છે તેથી તેમનો વધ તો અતિ પાપરૂપ છે, માટે યુદ્ધમાં શું સારૂં છે. આ ક્ષત્રિયોનો ધર્મ પાપરૂપ છે તથાપિ અમે ક્ષત્રબંધુ છીયે, માટે તે અધર્મરૂપ હો તથાપિ અમારો સ્વધર્મ તે જ છે, કારણ બીજી વૃત્તિ અમને નિંદિત છે. શૂદ્રો પારકી સેવા કરી જીવે, વૈશ્યો વ્યાપારથી જીવે, અમો પારકો વધ કરી જીવિયે તથા બ્રાહ્મણો ભિક્ષા માગી પોતાનો નિર્વાહ કરે. હે દાશાર્હ! ક્ષત્રિય ક્ષત્રિયને હણે, મત્સ્યથી મત્સ્ય જીવે, કુતરો કુતરાને બાઝે, એ રીતે કુળ પરંપરાએ કરી પ્રાપ્ત થયેલા ધર્મને તમે જુવો. હે કૃષ્ણ! યુદ્ધમાં નિરંતર કલહ રહેલો છે, યુદ્ધમાં વખતે પ્રાણ પણ જતા રહે છે તથાપિ નીતિરૂપ બળનો આશ્રય કરી હું યુદ્ધ કરીશ. હે યદૂત્તમ! તેમ કરવાથી જય પરાજય, જીવિત, મરણ તથા સુખ દુઃખ, એ વખત વગર કોઇપણ પ્રાણીને પોતાની ઇચ્છાથી મળતાં નથી. વળી કોઇ વખતે એકલો ઘણાને મારે એમ પણ થઇ જાય છે. ઘણા એકને પણ મારે. શૂરવીરને કુત્સિત પુરૂષ મારે, યશ વગરના યશસ્વીને મારે, તેમ બેઉનો જય પણ થાય નહીં, ને બેઉનો પરાજય પણ થાય નહીં, પરાજયના ભયથી પલાયન કરે તેને તો ક્ષય, દ્રવ્યાદિકનો નાશ તથા દીનતા એ ત્રણેય પ્રાપ્ત થાય માટે સર્વથી યુદ્ધ તો દુઃખરૂપ છે એમાં સંશય નહીં; કારણ પારકાને મારનાર પોતે કેમ ન હણાય? હે હૃષિકેશ! હણાયલાને તો જય તથા પરાજય બેઉ સમાન છે. હે કૃષ્ણ! યુદ્ધ કરતાં પરાજય થાય તો તે મરણજ થયું એમ જાણવું. વિજય થાય તોપણ ઇષ્ટ જનનો નાશ થવાથી તે પરાજય સરખોજ છે. હે કૃષ્ણ! છેવટ પારકા કેટલાક પુરૂષો પોતાના પુત્રાદિને હણે, ત્યારે યુદ્ધ સમાપ્ત થયા પછી, પોતાના ભાઇયો તથા પુત્રોને ન જોતાં તે જાતિ બળહીન જય કરનારને પોતાના જીવિત વિષે તથા બીજા કોઇ વિષે પ્રીતિ

રહેતી નથી. યુદ્ધમાં પણ જે લજ્જાવાન, ધીર, પારકા ઉપર દયાવાળા આર્ય પુરૂષો હોય તે જ મરણ પામે છે ને જે હલકા હોય તે તો બચી જાય છે. હે જનાર્દન ! આપણા બચી જાય ને શત્રુ માર્યા જાય તોપણ તે નિમિત્ત નિરંતર પશ્ચાત્તાપ તો થયાજ કરે. શત્રુનું રહેલું પુત્રાદિકરૂપ શેષ પણ કાળે કરી બળવાન થાય; એટલે પૂર્વનું વૈર યાદ કરી આપણું પણ કાંઇ શેષ પાછળ રહેવા દે નહીં. જેનો જય થાય તે પોતાની બડાઇને લીધે વૈર મૂકી બેસે પણ પરાજય પામેલો નિરંતર દુઃખ પામતો હોય તેથી કોઇ વખતે ઓચિંતો એવો યત્ન કરે કે, સર્વ શત્રુનો ઉચ્છેદ કરી નાખે કે જેથી પાછું ફરીથી તેની સાથે વૈર થાયજ નહીં. હે કૃષ્ણ ! હું તો એમ જાણું છું કે, જય તથા પરાજય બેઉને મૂકી જે અસંત શાંત થઇ રહે છે, તે જ સુખે કરી નિદ્રા કરે છે. બાકી બીજા સાથે વૈર બાંધનાર પુરૂષ સર્પવાળા ઘરમાં રહેનારની પેઠે અજંપાથી કદીપણ સુખે નિદ્રા કરતો નથી. શત્રુના બધા કુળને સંહારી નાખે તો જગતમાં તેની અપકીર્ત્તિ થાય, અને ઘણો કાળ વીતી જાય તો વૈર પાછું શાંત થાય નહીં; કેમકે થયેલા વૈરની વાત કરનાર પુરૂષો વિદ્યમાન હોય તથા વૈર બાંધનારના કુળમાં પણ કોઇ પુરૂષ વિદ્યમાન હોય, માટે હે કેશવ ! વૈર કરવાથી કંઇ વૈર શાંત થઇ જતું નથી, પણ ઉલટું ઘી હોમે અગ્નિ વધે તેમ વેર વધતું જાય છે. એક બીજાનું છિદ્ર હંમેશાં ખોળ્યા કરે, તેથી પોતાના વા શત્રુના નાશ વગર શાંતિ થતી નથી. પરસ્પર છિદ્ર ઇચ્છનારાઓને નાશરૂપ દોષ તો નિરંતર રહ્યોજ છે. હૃદયને બાધ કરનાર, બળવાન આધિ પણ નિરંતર રહ્યા કરે છે. પરસ્પર છિદ્ર જોવું છોડી દેવાથી વા મરણથીજ શાંતિ થાય તે વિના શાંતિ થતી નથી. હે મધુસૂદન ! શત્રુઓનાં મૂળ ઉખેડી નાખવાથી, નિષ્કંટક રાજ્યની પ્રાપ્તિ થાય તથાપિ તેમ કરવાથી અત્યંત ક્રૂર કહેવાય અને રાજ્યના ત્યાગથી શાંતિ થાય પણ તેતો રાજ્ય ન મળે તેથી વધ જાણવો, તેમ કરવાથી પણ શત્રુઓ આપણું છિદ્ર હાથ આવ્યે આપણને મારશે કે, જતા કરશે, એવો સંશય રહેવાથી તેમજ પોતાના નાશનો સંભવ છે તેથી રાજ્યનો ત્યાગ કરવો એ પણ યોગ્ય નથી. રાજ્યને તજવા પણ અમે નથી ઇચ્છતા, તેમ કુળક્ષયને પણ નથી ઇચ્છતા, માટે પ્રણિપતથી શાંતિ થાય તે જ સારૂં. સામ, દામ તથા ભેદે કરી રાજ્ય વાસ્તે યત્ન કરનાર પુરૂષોને તે ઉપાય ન ચાલતે યુદ્ધ કરવું પડે છે, પછી તે વખતે નપુંસકપણે બેસી રહેવું એ યોગ્ય નથી. વળી પરસ્પર સંતાપથી થતા દારૂણ યુદ્ધને શ્વાનોની લડાઇ સરખું પંડિતો લખે છે. હે કૃષ્ણ ! શ્વાન જેમ પરસ્પર પુંછડાં હલાવે તેમ સંગ્રામમાં એક બીજાઓની ધ્વજાઓ ચલાયમાન થાય છે, પરસ્પર છિદ્ર જોવાય છે; શ્વાન જેમ પરસ્પર ઘુરકે તેમ પરસ્પર નિંદા પ્રશંસારૂપ વાણી વપરાય છે, પૃથ્વીમાં આલોટી જવાય છે, દાંત દેખાડી શ્વાન જેમ ભસે છે, તેમ યુદ્ધમાં સિંહનાદ થાય છે. લડાઇ થતાં જે બળવાન શ્વાન હોય તે નિર્બળને જીતી તેનું માંસ ખાય છે. હે કૃષ્ણ ! મનુષ્યોમાં પણ એમજ છે એમાં કાંઇ પણ ફરક નથી. એ રીતે દુર્બળ વિષે બળવાન કરે એ ઉચિતજ છે, માટે યત્ન ન કરીએ તો રાજ્ય ન મળે, યુદ્ધ કરીએ તો કુળ ક્ષય થાય, નમીએ તો દુર્બળ કહેવાઇએ, માટે અમારે શું કરવું ? વળી હે જનાર્દન ! ધૃતરાષ્ટ્ર રાજા પિતાને ઠેકાણે છે, તેથી માન્ય તથા પૂજ્ય છે, માટે હંમેશ માનને લાયક છે, પણ હે માધવ ! પુત્ર વિષે ધૃતરાષ્ટ્રનો સ્નેહ બળવાન છે તેથી પુત્ર વશ થયેલા તે નમ્રતા નહી કરે. હે માધવ ! હે કૃષ્ણ ! આ વખતે ધર્મ તથા અર્થથી અમે હીન ન થઇએ એવી રીત તમે અમને કયી બતાવો છો ? હે પુરૂષોત્તમ ! હે મધુસૂદન ! આવા અર્થે

સંકટ વિષે તમારા વિના હું બીજા કોને પૂછું. હે કૃષ્ણ! અમારા પ્રિય, સર્વ કર્મની ગતિને તથા સર્વ નિશ્ચયને જાણનાર, તથા અમારા પ્રિયની કામનાવાળા, અમારે તમારા સરખા બીજા કોણ સગા છે?

વૈશંપાયન કહે છે–હે જનમેજય! એ રીતે યુધિષ્ઠિરે કહ્યું, તે સાંભળી જનાર્દન ભગવાન, ધર્મરાજાને કહેવા લાગ્યા કે, તમારે વાસ્તે હું જરૂર કૌરવોની સભામાં જઇશ, અને ત્યાં જઇ તમારો અર્થ સિદ્ધ થાય એમ જો શાંતિ કરી શકાશે તો મારો ફેરો સફળ થશે. તેમ થવાથી તૈયાર થયેલા કૌરવ, સૃંજય, પાંડવ, ધૃતરાષ્ટ્રના પુત્ર તથા બધી પૃથ્વી પણ મૃત્યુ પાશથી મુકાશે. શ્રીકૃષ્ણનાં વચન સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે કૃષ્ણ! તમે કૌરવો પ્રત્યે જે સલાહ કરવા જાઓ છો, એ મારો મત નથી, કારણ તમો સારી રીતે કહેશો તોપણ દુર્યોધન તમારા વચન પ્રમાણે કરશે નહી. હે કૃષ્ણ! મળેલા સર્વ ક્ષત્રિય રાજાઓ દુર્યોધનને વશ છે, તેમની વચમાં તમારૂં જવું મને રૂચતું નથી. હે માધવ! તમારો દ્રોહ થતો હોય તો, દ્રવ્ય, દેવપણું, સર્વ દેવતાનું ઇશ્વરપણું તથા સુખ પણ અમને આનંદ આપે નહી. યુધિષ્ઠિરનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે, હે મહારાજ! ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનના પાપિષ્ટપણાને હું જાણું છું; તથાપિ તેમ કરવાથી સર્વ લોકમાં રાજાઓ તરફથી આપણા ઉપર કહેવત નહી આવે. વળી જેમ કોપેલા સિંહને બીજા મૃગો પૂરા પડી શકે નહી તેમ સંગ્રામ માટે ભેગા થયેલા સર્વ રાજાઓ મને કોપેલાને પૂરા પડી શકશે નહી, અને કદી તમારો ગંબંધિ જાણી અયોગ્ય બંધનાદિ કર્મ કરવા પ્રવર્તે તો તેજ વખતે સર્વ કૌરવોને બાળી નાખું એવી મારી શક્તિ છે; માટે હે પાર્થ! મારૂં ત્યાં જવું કદી નિષ્ફળ થાય નહી, એમ તારે જાણવું, કદાચિત અર્થ પ્રાપ્તિ ન થાય પણ છેવટ આપણે માથે કોઇનું કહેણ તો નહી રહે; શ્રીકૃષ્ણનાં વચન સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે કૃષ્ણ! જો તમને તેમ રૂચતું હોય તો કૌરવો પાસે જાઓ, અને ધારેલું કામ કરી કુશળતાથી પાછા આવો. તમોને જોઇ હું સંતુષ્ટ થઇશ. હે પ્રભો! હે વિશ્વક્સેન! ભરતકુળમાં ઉત્પન્ન થયેલા કૌરવો પાસે જઇ તેમને શાંત થવા એવી રીતે વચનો કહેજો કે, જે રીતે અમે બધા ચિત્તમાંથી પરસ્પર દ્વેષ મૂકી આનંદથી એકઠા મળી રહીએ. અર્જુનના તમે મિત્ર છો, મારા ભાઇ તથા પ્રિય છો, ને તમારા સુહૃદપણા ઉપર કશું શંકા કરવા જેવું નથી; માટે ઐશ્વર્ય વાસ્તે કૌરવો પાસે પધારો. અમને, તેમને, તથા તેમના પુરૂષાર્થને આપ જાણો છો, તેમ યથાર્થ ભાષણ પણ કરી જાણો છો, માટે હે કૃષ્ણ! જે રીતે અમારૂં હિત થાય તે રીતે દુર્યોધનને કહેજો. હે કેશવ! અધર્મે કરી અર્ધ રાજ્ય લાયક અમોને ન ગણતાં પાંચ ગામ આપે, વા ફરીથી દ્યૂત રમી હારે તો પાછું બધું રાજ્ય આપે, એમાંથી જે હિતરૂપ વચન હોય તે તમે તેમને કહેજો.

यद्यधर्मेण संयुक्तमुपपद्येद्धितं वचः ।
तत्तत्केशव भाषेथा सांत्वं वा यदि वेतरत् ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि माधवयानपर्वणि युधिष्ठिरकृतकृष्णप्रेरणे गुर्जरभाषायां द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥

## અધ્યાય ૭૩ મો. દૌત્યમાં કૃષ્ણનો ઉત્સાહ.

**श्रीभगवानुवाच—संजयस्य श्रुतं वाक्यं भवतश्च श्रुतं मया ।**
**सर्वंजानाम्यभिप्रायं तेषां च भवतश्च यः ॥ १ ॥**

શ્રીકૃષ્ણ ભગવાન કહે છે-સંજયનું તથા તમારૂં વાક્ય સાંભળી તેમનો તથા તમારો સર્વ અભિપ્રાય જાણ્યો. તમારી બુદ્ધિમાં ધર્મ રહ્યો છે, અને તેમની બુદ્ધિમાં વૈર રહ્યું છે; તમે એમ પણ માનો છો કે, યુદ્ધ કર્યા વગર જે મળે, તે થોડું હોય તોયે ઘણું સારૂં. પણ હે વિશાંપતે! જ્યાં સુધી જીવવું ત્યાં સુધી બ્રહ્મચર્ય કે સંન્યાસસીપણું પાળવાનું ક્ષત્રિયોને કહ્યું નથી, અને સર્વ આશ્રમવાળા પણ એમ કહે છે કે, ક્ષત્રિયોએ ભિક્ષાચરણ કરવું નહિં. ક્ષત્રિયોનો સનાતન સ્વધર્મ તો સંગ્રામમાં જય મેળવવો, વા સામે થઇ મરણ પામવું એજ છે. અમને પાંચ ગામ આપો એમ દીન વચન કહેવાં, એ સારૂં નથી. હે શત્રુને તપાવનાર! હે મહાબાહો! હે યુધિષ્ઠિર! એ રીતે દીનતાનો આશ્રય કરી જીવિકા સાધવા સમર્થ થવાય નહીં; વાસ્તે પરાક્રમ કરી શત્રુને મારો. જેણે અતિ ગાઢો સ્નેહ કરેલો, ઘણો વખત એકઠા રહેલા, જેણે મિત્ર કરેલા, તથા જેણે સૈન્ય એકઠું કરેલું એવા ધૃતરાષ્ટ્રના પુત્રો, ભીષ્મ, દ્રોણ તથા કૃપાદિકવડે કરી પોતાને જબરા માને છે, તેથી તે તમારી સાથે સમતાથી વર્તે એવો કોઇ પણ ઉપાય છે નહિં. હે શત્રુને દમન કરનાર! જ્યાં સુધી મૃદુપણાથી તમો એમને સેવશો. ત્યાં સુધી એ તમોને રાજ્ય આપનાર નથી. હે શત્રુને દમન કરનાર! તમારે માટે કૃપાથી, દીનતાથી તથા ધર્માર્થ વાસ્તે પણ, ધૃતરાષ્ટ્રના પુત્રો તમારી કામના પૂરી કરવા સમર્થ નથી. હે પાંડવ! તમે કોપીન ધારણ કરી વનવાસાદિ દુષ્કર કર્મ કર્યાં, તોપણ તેમને પશ્ચાતાપ થયો નહી, એ પણ અશાંતિનો હેતુ જાણવો. પિતામહ ભીષ્મ, દ્રોણ, બુદ્ધિમાન વિદુર, બ્રાહ્મણો, સત્પુરૂષો, રાજાઓ, શહેરનાં મનુષ્ય તથા સર્વ મુખ્ય કૌરવોના સમક્ષ તેમનો અનાદર કરી, દાનશીલ, સરલ, ઇંદ્રિયોને નિયમમાં રાખનાર, ધર્મશીલ તથા પોતાને અનુસરનાર એવા તમોને દ્યૂત વિષે છળ કરી જેણે છેતર્યા, પણ તે ક્રૂર બુદ્ધિવાળો પોતાના એવા ખરાબ કામથી જરાએ લજ્જા પામતો નથી. હે રાજન્! હે ભારત! તેવા ખરાબ શીલ તથા ખરાબ આચારવાળા આગળ વિનય માં કરો, કારણ તે સર્વ લોકને હાથે મરવા લાયક છે, તો પછી તમારાથી મરવા લાયક હોય તેમાં શું? દ્યૂતમાં તમો હાર્યા તે વખતે જેણે કઠોર વાણીથી તમોને પીડા આપી, ને વળી ભાઇઓ સહિત પ્રસન્ન થઇ આવી રીતે ભાષણ કર્યું કે હવે અહિં કાંઇ પણ પાંડવોનું છે નહિં, અને એમનું નામ કે ગોત્ર પણ કંઇ અવશેષ રહ્યું નથી, વળી શૌર્યાદિ સ્વભાવથી નષ્ટ થઇને મારા જોતાં આ રખડતા પાંડવો બાર વર્ષમાં તો નાશ પામી જશે. દ્યૂત રમવાના પ્રસંગે અત્યંત દુષ્ટબુદ્ધિવાળા પાપી દુઃશાસને, અનાથની પેઠે રૂદન કરતી દ્રૌપદીના કેશ ઝાલી રાજ સભામાં તેને લઇ આવી, ભીષ્મ તથા દ્રોણની સમક્ષ વારંવાર હાસ્ય કરી એમ કહ્યું છે કે, 'આ ગાય છે' એટલે સર્વને ભોગવવા લાયક છે, તે વખતે ભયંકર પરાક્રમવાળા સર્વ ભાઇયોને તમોએ વાર્યા, તેથી ધર્મપાશથી બંધાએલા તે કંઇ પણ પ્રતિકાર કરી શકયા નહીં. વળી દુઃશાસન બીજી પણ કેટલીક કઠોર વાણી બોલ્યો હતો. તમે વનમાં ગયા પછી પણ જ્ઞાતિના મધ્યમાં તે પોતાનાં વખાણ કરતો હતો: ત્યારે સભામાં બીજા આવેલા હતા તે તમને નિરપરાધી જાણી ડસકાં ખાઇ ખાઇ રોતા હતા. બ્રાહ્મણો સહિત સર્વ

રાજાઓ તથા બીજા સભાસદો પણ, દુર્યોધનને નિંદતા હતા પણ "આ સારૂં કરે છે" એમ કોઇ કહેતા નહોતા. હે શત્રુનો નાશ કરનાર! હે રાજન્! કુલિન માણસ નિંદા કરતાં મરણ વધારે પસંદ કરે છે, કેમકે નિંદા જીવિતને વગોવનારી છે. હે મહારાજ! જ્યારથી સર્વ રાજાઓએ એની નિંદા કરી ત્યારથીજ તે નિર્લજ્જ મુવા જેવો છે. ચોતરફથી પાળ કરી ઉભાં રાખેલાં નિર્મૂળ વૃક્ષની પેઠે એવા ખરાબ ચરિત્રવાળો મહેનત વગર મરાય છે. દુર્બુદ્ધિવાળો ખરાબ માણસ સર્પની પેઠે સર્વ લોકને વધ કરવા યોગ્ય છે; માટે હે રાજન્! હે શત્રુને હણનાર! તમે પણ એને મારી નાખવાને વિચાર ન કરો. હે અનઘ! પિતાસ્થાનાપન્ન ધૃતરાષ્ટ્ર તથા ભીષ્મ વિષે તમે જે પ્રણીપત કરો છો, એ તમોને જરૂર યોગ્ય છે: અને મને પણ રૂચે છે. હે રાજન્! હું ત્યાં જઇને જે લોકોને દુર્યોધનના ખરાબ ગુણ વિષે સંશય હશે તે ટાળી નાખીશ. ત્યાં રાજાઓના મધ્યમાં સર્વ પુરૂષમાં રહેલા, સાધારણ તમારા ગુણ વર્ણન કરી દેખાડીશ અને એની જે ઉલટી ચાલ છે તે પણ કહી દેખાડીશ. એ રીતે ધર્માર્થયુક્ત હિતરૂપ મારાં વચનને દેશ દેશના સર્વ રાજાઓ સાંભળી તમારે વિષે એવો નિશ્ચય કરશે, કે, આ "સત્યશીલ તથા ધર્માત્મા છે," અને તેને નિંદશે. વળી એણે લોભથી જે આચરણ કર્યું છે, તે હું શહેર તથા દેશનાં મનુષ્યોની સમક્ષ તથા વૃદ્ધને બાળક સહિત ચારે વર્ણની વચમાં કહી દેખાડીશ અને તમારા તરફથી સભામાં શાંતિની યાચના કરીશ; એટલે તમને અધર્મ સ્પર્શ નહિ કરે; અને એકઠા મળેલા સર્વ રાજાઓ કૌરવોને તથા ધૃતરાષ્ટ્રને નિંદશે. બધા લોક તેનો ત્યાગ કરશે, એટલે બાકી શું રહેશે? એ રીતે નિંદિત કર્મથી દુર્યોધન મૂવા જેવો થશે, પછી જે બીજું કરવું હોય તે કરજો. તમારો અર્થ નહી બગડે તે રીતે સર્વ કૌરવો પ્રત્યે જઇ શાંતિ સાધવાનો યત્ન કરીશ, તેના મનનો બધો અભિપ્રાય લેઇશ. હે ભારત! ત્યાં જઈ કૌરવોની યુદ્ધ વિષે પ્રવૃત્તિ જોઇ તમારા જય વાસ્તે પાછો વળી આવીશ. શત્રુઓ સાથે તો હું સર્વથા યુદ્ધનેજ ઇચ્છું છું અને મને તો ચિહ્નન પણ બધાં તેવાં લાગે છે. સાયંકાળ થતાં મૃગ તથા પક્ષિયો મોટા હાથી ઘોડાને જે રીતે ભય થાય તેવા ઘોર શબ્દ કરે છે. તેમજ અગ્નિનાં પણ ભયંકરરૂપ તથા વર્ણો જોવામાં આવે છે, તેથી મનુષ્ય લોકનો ક્ષય કરનાર ભયંકર કાળ પાસે આવ્યો છે, તે વગર આમ ભાસે નહી. હે નરેંદ્ર! શસ્ત્રો, તોપો, કવચો, રથો, હસ્તિયો તથા ઘોડાઓને સજ્જ કરી, નિશ્ચય કરેલા તમારા સર્વ યોદ્ધાઓ, હસ્તિ, ઘોડા તથા રથ ઉપર સાવધાની માટે જે કાંઇ સામગ્રી તમારે સંપાદન કરવી હોય તે બધી કરો. કારણ તમારૂં સમૃદ્ધ રાજ્ય પૂર્વે દ્યૂત વિષે દુર્યોધને હરણ કરી લીધું છે, તે કોઇ રીતે પણ જીવતો હોતાં તમને પાછું આપનાર નથી.

दुर्योधनो नहालमयदातुं जीवंस्तवैतन्नृपते कथंचित् ।
यत्ते पुरस्तादभवत्समृद्धं द्यूते हृतं पांडवमुख्यराज्यं ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायां त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥

## અધ્યાય ૭૪ મો. ભીમસેનનો મત.

**भीम उवाच—यथा यथैव शांतिः स्यात् कुरूणां मधुसूदन ।**
**तथा तथैव भाषेथा मास्म युद्धेन भीषयेः ॥ १ ॥**

ભીમસેન કહે છે–હે મધુસૂદન ! જે જે રીતે કૌરવોને શાંતિ થાય તે તે રીતે ત્યાં ભાષણ કરજો, પણ યુદ્ધ કરીશું એમ કહી તેમને ભય દેખાડશો નહિ. કારણ ક્રોધી, કલ્યાણનો દ્વેષી તથા અત્યંત સ્તબ્ધ મતિવાળો દુર્યોધન છે. સામ ઉપાયથીજ તેને સમજાવજો; પણ ઉગ્રતાથી ના કહેશો. હે કૃષ્ણ ! સ્વભાવથી પાપબુદ્ધિવાળો, ચોર સરખું છે ચિત્ત જેનું, ઐશ્વર્યના મદે કરી મસ્ત થયેલો, પાંડવ સાથે વૈર કરનાર, તુચ્છ દૃષ્ટિવાળો, કઠોર વાણીયુક્ત, નિંદા કરનાર, કૂર પરાક્રમવાળો, મહાક્રોધી પાપરૂપ છળભેદ કરનાર, ને મરે તોપણ નમે નહી, તેમજ પોતાનો મત મૂકે નહી એવા સાથે શાંતિ થવી પરમ દુષ્કર છે એમ હું માનું છું. સગાઓથી પણ વિપરીત ચાલનાર, અધર્મી, અસત્યવાદી, અને પોતાના શુભેચ્છકનું કહ્યું નહી કરનાર, ક્રોધને વશ થવાથી દુષ્ટ સ્વભાવનો, તૃણથી ઢંકાઇ ગયેલા કૂપની પેઠે અનતિક્રમ્ય તેમ જેનું બળ, શીલ, સેના, સ્વભાવ તથા પરાક્રમ, કેવી રીતનાં છે તે બધું તમે યથાર્થ જાણો છો. હે મધુસૂદન ! પૂર્વે પુત્ર સહિત કૌરવો તથા અમે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા બધા પ્રસન્નતાથી બાંધવો સહિત ઇંદ્રાદિ દેવતાઓની પેઠે ખુશીથી રહેતા હતા, તે બધા હવે શિશિર ઋતુના અંતે અગ્નિથી જેમ વન બળે તેમ દુર્યોધનના ક્રોધથી નાશ પામીશું. હે મધુસૂદન ! જેમણે પોતાના સગોત્રી, મિત્ર તથા સાળા શ્વસુરાદિકનો નાશ કર્યો એવા આ અઢાર રાજાઓ વિખ્યાત છે તે સાંભળો. તેજે કરી પ્રકાશમાન સમૃદ્ધ અસુરોમાં ધર્મનો વિપરીત કાળ આવ્યો, ત્યારે કલિ નામનો રાજા ઉત્પન્ન થયો, હૈહયોમાં "મુદાવર્ત" નામે, નીપોમાં "જનમેજય" નામે, તાલજંઘોમાં "બહુલ" નામનો રાજા, કૃમિયોમાં "ઉદ્ધતવસુ," સુવીરો વિષે "અજબિંદુ," સુરાષ્ટ્રોમાં "રૂષર્દ્ધિક," બલીહોમાં "અર્કજ" ચીના લોકોમાં "ધાતમૂલક," વિદેહોમાં "હયગ્રીવ," મહૌજસોમાં "વસ્યુ," સુંદર વંશો વિષે "બાહુ," દીસાક્ષોમાં પુરૂરવા, ચેદિમત્સ્યોમાં "સહજ," પ્રવીરોમાં "વૃષધ્વજ," ચંદ્રવત્સોમાં "ધારણ," મુકુટોમાં "વિગાહન," નંદિવેગના મધ્યમાં "શમ," એ રીતે કુત્સિત પુરૂષોમાં અધમ એવા એ અઢાર રાજાઓ જગતના અંત વખતે પોતપોતાના કુળમાં ઉત્પન્ન થયા હતા. છેલ્લો કુળમાં અંગારારૂપ કાળે પ્રેરેલો આ પાપી દુર્યોધન પણ આપણો કૌરવોનો ક્ષય કરવા ઉત્પન્ન થયો લાગે છે; માટે હે ઉગ્ર પરાક્રમવાળા ! તેના ચિત્તને ઘણું રૂચે એવું ધર્માર્થ સહિત હિતરૂપ કોમળ વચન ધીરેથી કહેજો. ઉગ્ર વચન કહેશો માં. હે કૃષ્ણ ! અમે બધા દુર્યોધનની નીચે રહીશું, અને હલકા થઇ એને અનુસરીશું; પણ ભરતકુળનો નાશ કરીશું નહિ. હે વાસુદેવ ! કૌરવો સાથે અમારી જે રીતે સાંતવૃત્તિ થાય તે રીતે કરજો, પણ કૌરવોને કુળક્ષય કૃત દોષ સ્પર્શ થવા દેશો નહિ. હે કૃષ્ણ ! વૃદ્ધ પિતામહ ભીષ્મને તથા બીજા સભાસદોને પણ તમારે કહેવું કે, ભાઇયોને પરસ્પર સ્નેહ કાયમ રહો અને ધૃતરાષ્ટ્ર શાંતિને પામો, એમ હું કહું છું. તેમજ યુધિષ્ઠિર રાજાને શાંતિ રૂચે છે; અને અર્જુનને પણ યુદ્ધ કરવું ગમતું નથી, કારણ તેનામાં દયા ઘણી છે.

अहमेतद्ब्रवीम्येवं राजाचैवं प्रशंसति ।
अर्जुनो नैव युद्धार्थी भूयसी हि दयार्जुने ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि भीमवाक्ये गुर्जरभाषायां चतुःसप्ततितमोऽध्यायः ॥ ७४ ॥

## અધ્યાય ૭૫ મો. ભીમના સામભેદ વિરૂદ્ધ કૃષ્ણ.

**વૈશંપાયન ઉવાચ—एतच्छ्रुत्वा महाबाहुः केशवः प्रहसन्निव ।**
**अभूतपूर्वं भीमस्य मार्दवोपहितवचः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ રીતે પૂર્વે કોઇ દિવસે સાંભળેલાં નહીં એવાં કોમળતા યુક્ત ભીમનાં વચન સાંભળી મહાબાહુ કેશવ, બળરામના નાના ભાઇ તથા શૌરિ ભગવાન જાણે હસતા હોય નહી તેની પેઠે મુખ મલકાવી અગ્નિને વિષે શીતતાની પેઠે તથા પર્વત વિષે લઘુતાની પેઠે આશ્ચર્ય પામી દયામણા ભીમસેનને, વાયુ જેમ અગ્નિને પ્રદીપ્ત કરે, તેમ ક્રોધથી પ્રદીપ્ત કરતાં કહેવા લાગ્યા કે હે ભીમસેન! હે શત્રુને તપાવનાર! અન્યથા હંમેશ ક્રૂર બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્રના પુત્રોને મર્દન કરવા ઇચ્છતો તું જે યુદ્ધને ચાહે છે, તે માટે નિદ્રા પણ નથી કરતો ને જાગ્યા કરે છે, કદી સૂવે છે તો સમો સૂતો નથી, વાંકો સૂવે છે. તેમજ ક્રોધયુક્ત અશાંત વાણી હંમેશ બોલે છે. હે ભીમ! ક્રોધથી અગ્નિની પેઠે સંતપ્ત થઇ શ્વાસોચ્છ્વાસ કરે છે, અને ધુમાડા સહિત અગ્નિની પેઠે નથી શાંત મન જેનું એવો તું હંમેશ રહે છે. ભારથી પીડાયેલા દુર્બળની પેઠે એકાંતમાં શ્વાસોચ્છ્વાસ લેતાં શયન કરે છે, કેટલાક અજાણ્યા માણસો તો તને ઉન્મત્ત માને છે. હે ભીમ! વળી તું હસ્તિની પેઠે મૂળ સહિત વૃક્ષોને પગથી ભાગી કચરી પૃથ્વીને પીડતો મોટો અવાજ કરતો દોડે છે. હે પાંડવ! આ વનમાં બ્રાહ્મણ સમુદાય સાથે રમતો પણ નથી, ને કેવળ એકાંતમાં કાળક્ષેપ કરે છે. દિવસ રાત્રિ કદી ખુશી પણ થતો નથી, તેમ અકસ્માત કોઈ વખત હસે છે, અને કોઇ વખત વળી એકાંતમાં જાણે રોતો હોય નહી તેની પેઠે બે ઘુંટણની વચમાં મસ્તક રાખી ઘણી વખત નેત્ર મીંચી બેસી રહે છે. હે ભીમ! તેમ વારંવાર ભ્રકુટી ચઢાવી બે હોઠને ડસતો હોય નહી તેની પેઠે હંમેશ બધું ક્રોધથી જુવે છે. જેમ તેજનો ફેલાવો કરતો સૂર્ય પૂર્વમાં દેખાય છે ને અસ્ત થતો પશ્ચિમમાં જાય છે, અને વળી પાછો સવારમાં તેવો ને તેવો જણાય છે એ જેમ સત્ય છે, તેમજ હું કહું છું તે પણ બધું સત્ય છે, જુઠું નથી. ક્રોધી દુર્યોધનને ગદાથી હું મારી નાખીશ એ રીતે કહી ભાઇઓના મધ્યમાં આવીને તું સાચે સાચો ગદાનો સ્પર્શ કરે છે. તે તારી બુદ્ધિ હાલ શાંતિને ધારણ કરે છે માટે મને આશ્ચર્ય થાય છે, કે યુદ્ધની ઇચ્છા રાખનારાઓને તે વખત નજીક આવ્યે ચિત્ત ઉલટાં થઇ જતાં હશે, માટે જ તને આવે વખતે ભય પ્રાપ્ત થાય છે. તું સ્વપ્નમાં અને જાગ્રતમાં વિપરીત ચિન્હો જેવાં કે, પાડા ઉપર સ્વારી કરવી, ડાબી આંખનું ફરકવું વિગેરે જોવાથી લડાઇને બદલે શાંતિ ઇચ્છે છે? વળી નામરદ પોતા વિષે પુરૂષાતનને ન ઇચ્છે તેમ તને કાંઇ ઇચ્છા નથી, વા કાયરતાને લીધે તારૂં મન બાવરૂં બની ગયું છે? તારૂં હૃદય કંપે છે, અને મન મુઝાય છે, વા વાયુના દરદથી તું ગ્રસ્ત છે તેથી શાંતિ ઇચ્છે છે? વાયુના વેગથી ચલાયમાન થયેલા

શાલ્મલી વૃક્ષના ફળની પેઠે મનુષ્યનું ચિત્ત ચળાચળ તથા અનિત્ય છે. ગાયોની મનુષ્યનાં સરખી વાણીની પેઠે આ તારી વિકૃત થયેલી બુદ્ધિથી પાંડુપુત્રોનાં મન, નૌકા વગરના માણસ જેમ સમુદ્રમાં ડૂબે, તેમ દુઃખ સમુદ્રમાં ડૂબે છે. હે ભીમસેન! પર્વતના ડગવાની પેઠે આ રીતનું તારૂં અઘટિત વચન મને આશ્ચર્ય ઉપજાવે છે. હે ભારત! તારાં પોતાનાં કુળ, કર્મ તથા જન્મનો વિચાર કરી ઉભો થા ને ખેદ ન કરતાં સ્થિરતા રાખ. હે શત્રુને દમનાર! તારે ગ્લાનિ રાખવી નહિ કેમકે ક્ષત્રિયો પોતાના પરાક્રમ વગર મળેલી વસ્તુનો ઉપભોગ કરતા નથી.

न चैतदनुरूपंते यत्तेग्लानिररिंदम ।
यदोजसा न लभते क्षत्रियो न तदश्नुते ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि भीमोत्तेजककृष्ण-वाक्ये गुर्जरभाषायां पंचसप्ततितमोऽध्यायः ॥ ७५ ॥



## અધ્યાય ૭૬ મો. ભીમે કરેલું સ્વબલ વર્ણન.

वैशंपायन उवाच—तथोक्तो वासुदेवेन नित्यमन्युरमर्षणः ।
सदश्ववत्समाधावद्बभाषे तदनंतरं ॥ १ ॥

વૈશંપાયન કહે છે-હે જનમેજય! એ રીતે વાસુદેવ ભગવાને જેને કહ્યું હતું એવો નિરંતર ક્રોધાક્રાંત ભીમસેન પાની વાગવાથી ચાલાક ઘોડો જેમ ચમકે તેમ ચમકી પછી આવી રીતે કહેવા લાગ્યો કે-હે અચ્યુત! જુદી તરેહથી કરવાને ઇચ્છતા મને તમો બીજી તરેહથી માનો છો, પણ યુદ્ધ વિષે તો કર્યો છે અત્યંત ભાવ જેણે એવો સત્ય પરાક્રમ-વાળો હું છું. હે દાશાર્હ! ઘણો વખત ભેગા રહ્યા છો, તેથી મારી સત્યતાને તમે જાણો છો, અથવા નૌકા વગરના હ્રદયમાં તરતો પુરૂષ જેમ આ કેટલું ઉંડું પાણી છે તે જાણે નહી તેમ તમે પણ મને નથી જાણતા. અયોગ્ય વાણીએ કરી મારો તિરસ્કાર કરો છો. હે માધવ! "ભીમસેન છે" એમ જાણનાર કોઇપણ પુરૂષ જે રીતે તમે મને કહો છો, તે રીતે અયોગ્ય વાણી કહે નહિ, એ સત્ય છે. હે વૃષ્ણિનંદન! આ વચન હું ખરૂંજ કહું છું. યદ્યપિ પોતાનાં પરાક્રમની વા બીજાને ઉપમા અપાય નહી એવા પોતાના બળની પ્રશંસા કરવી એ સર્વથા આર્ય પુરૂષોનું કર્મ નથી, તથાપિ તમારા અતિ બોલવાથી પીડાયલો હું પોતાનું બળ જણાવું છું. હે કૃષ્ણ! જે વિષે આ પ્રજા રહી છે, એવી આ દ્યાવાભૂમિને જુવો, જે અનંત, નિરાધાર, અચળ તથા સર્વની માતારૂપ છે, તે દ્યાવાભૂમિ પણ ક્રોધ કરી એકદમ બે શિલાની પેઠે ઉપર હેઠળ બેઉ બાજુથી મને દબાવા આવે તો ચરાચર પ્રાણી સહિત એ દ્યાવાપૃથ્વીને પણ બે હાથે કરી હું થોભાવી રાખું. ભાલા શર જેવા મારા બાહુનો આ મધ્ય ભાગ જુવો. આના વચમાં આવીને જીવતો રહે એવો કોઇ પણ પુરૂષ હું દેખતો નથી. હિમવાન પર્વત, સમુદ્ર તથા વજ્ર ધારણ કરનાર ઇંદ્ર પોતે એ ત્રણેય બળથી મેં પરાભવ પમાડેલા પુરૂષનું રક્ષણ કરવા કોઈ સમર્થ નથી. યુદ્ધ કરવા યોગ્ય અને પાંડવો વિષે આતતાયિત્વ રાખનાર એટલે ઝેર દેનાર, આગ લગાડનાર, પારકી સ્ત્રી તથા જમીન હરનાર, ચાડી તથા ઘાત વગેરે કરનાર સામા ઉઘાડાં શસ્ત્ર લઇ લડવા આવેલા સમગ્ર ક્ષત્રિ-

યોને હું પગનાં તળાંથી ભૂતળ ઉપર કચરી નાખીશ. હે અચ્યુત! જે રીતે જીતીને મેં રાજાઓને વશ કર્યા છે, તે મારા પરાક્રમને તમે નથી જાણતા એમ નથી. હે જનાર્દન! ઉગતા સૂર્યની ક્રાંતિની પેઠે મને નહી જાણતા હો તો જેમાં હિંસા છે એવા મહા ભયંકર યુદ્ધને દિવસે જાણશો. તમે તથા સર્વ લોક પણ ગાઢ સંગ્રામ વિષે હસ્તિ, રથિયો, ઘોડેસ્વારો, તથા મનુષ્યોને ક્રોધથી હણતો અને ઉત્તમ ઉત્તમ યોદ્ધાઓને ખેંચતો મને જોશો. મારૂં મગજ ભમતું નથી, તેમ મારૂં મન કંપતું પણ નથી. હે મધુસૂદન! ક્રોધે ભરાયલા સર્વ લોકથી મને ભય નથી, અને યુદ્ધ ન કરવાનાં મેં જે વચન કહ્યાં તે તો કેવળ દયાથી, અને સૌહદપણાથી, તેમજ સર્વ કલેશ સહન કરવાના વિચારથી કહ્યાં છે કાંઇ અમારા ભરતકુળમાં ઉત્પન્ન થયેલા કૌરવોનો નાશ કરવા માટે નહી.

सर्वलोकादभिक्रुद्धान्नभयं विद्यते मम ।
किंतु सौहृदमेवैतत् कृपया मधुसूदन ॥
सर्वांस्तितिक्षे संक्लेशान् मास्मनो भरतानशन् ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि भीमसेनवाक्ये गुर्जरभाषायां षट्सप्ततितमोऽध्यायः ॥ ७६ ॥**

## અધ્યાય ૭૭ મો. કૃષ્ણ અને ભીમ સંવાદ.

**श्रीभगवानुवाच—भावंजिज्ञासमानोहं प्रणयादिदमब्रुवं ।
न चाक्षेपान्नपांडित्यान्नक्रोधान्नविवक्षया: ॥ १ ॥**

શ્રીકૃષ્ણ ભગવાન કહે છે–હે ભીમસેન! તારા મનનો ભાવ જાણવાની ઇચ્છા સંરૂ સ્નેહથી મેં આ રીતે કહ્યું કંઇ તિરસ્કારથી, પાંડિત્યથી, ક્રોધથી વા તું તારૂં સ્વરૂપ કહી દેખાડે તે સારૂ મેં તને એમ નથી કહ્યુ. તારા માહાત્મ્ય, બળ તથા કર્મોને હું જાણું છું, તેથી હું કાંઇ તને તિરસ્કાર નથી કરતો. હે પાંડવ! પોતા વિષે જેવી કુશળતા તું માને છે તેથી તારે વિષે હજાર ગણી હું માનું છું. હે ભીમ! સર્વ રાજા, બંધુ તથા સંબંધિયોએ પૂજા કરેલા જેવા કુળમાં તારો જન્મ છે, તેવોજ તું છે; તથાપિ હે વૃકોદર! મનુષ્યો જેમ પૂર્વે કરેલાં પુણ્ય પાપના ફળને પ્રાપ્ત થયા વગર અગાઉથી તે વિષે નિશ્ચય નથી કરી શકતા, તેમજ અગાઉથી જાણવાને ઇચ્છે તોપણ મનુષ્યોના બળાબળનો નિર્ણય નથી કરી શકતા; કારણ કોઇ વખતે શૂરવીરમાં પણ નપુંસકપણું દેખાઈ આવે છે. પુરૂષને અર્થ સિદ્ધિ વિષે ધર્મજ હેતુ છે, અને વિનાશ થવામાં પણ તે જ હેતુ છે, અને પુરૂષાર્થ તો કદાચિત્ ફળ દેનાર છે, એવો દોષદર્શિ પંડિતોએ જુદી રીતે કાર્ય કરવા નિશ્ચય કરેલો હોય છે; અને તેથી ઉલટા વાયુના વેગની પેઠે જુદી તરેહનાં કાર્યો થાય છે. સારી રીતે વિચાર કરેલું, રૂડી નીતિવાળું, ન્યાયથી સંપાદન કરેલું, મનુષ્યકર્મ દૈવની સાથે ટક્કર લે, તેમ ભોગ કરવા નહિ આરંભેલાં દુઃખાદિ દૈવકર્મ પણ પુરૂષાર્થવડે હણાય છે. જેમ શીત, ઉષ્ણ, વર્ષા, ક્ષુધા, તથા તૃષા ઇત્યાદિ પુરૂષાર્થે ટળે છે, તેમ પ્રારબ્ધ કર્મથી બીજું જે પોતે પુરૂષે કર્યું હોય તે પણ ફલીભૂત થાય છે, એજ પૌરૂષ ફળ દેનાર છે, તેનું લક્ષણ, હે પાંડવ! પૌરૂષ વિના એકલા

દૈવથી જીવિકા થાય નહી, એમ જાણી પ્રયત્ન કરવો એટલે દૈવ તે પૌરૂષ અને એ બેઉના સંબંધથી ફળ થાય છે એકથી નહી. નિશ્ચય કરનાર પુરૂષ કર્મને વિષે પ્રવર્તે, તેમાં કોઇ વખતે કાર્ય સિદ્ધિ થાય અથવા દૈવની પ્રતિકૂલતાથી ન થાય તો, તેથી હર્ષ શોક પામે નહી. હે ભીમસેન! તે વિષે મારે તો એટલુંજ કહેવાની ઇચ્છા છે કે, શત્રુ સાથે સંગ્રામમાં આપણીજ સિદ્ધિ થશે એમ જાણવું નહી, કદાચ એમ મનનો ભાવ ઉલટો થાય કે આપણે જીતીશું નહી તો પણ તેજરહિત થવું નહી. ખેદ, મૂર્છા તથા ગ્લાનિ પામવી નહી, એ વાત હું તને કહું છું. હે પાંડવ! આવતી કાલે ધૃતરાષ્ટ્રની પાસે જઇ જે રીતે તમારો અર્થ બગડે નહી તે રીતે શાંતિ સાધવાનો હું યત્ન કરીશ. કદી તે શાંતિ કરશે તો જગતમાં મને ઘણોજ યશ મળશે, અને તમારૂં કામ થશે, તેમજ તેઓનું પણ ઉત્તમ શ્રેય થશે. કૌરવો કદી યુદ્ધ વિષે અભિનિવેશ કરશે ને મારાં વચનને નહી માને તો યુદ્ધ રૂપી મહા ભયંકર કર્મ થશે. હે ભીમસેન! આ યુદ્ધમાં બધો ભાર તારે માથે રહ્યો છે, અને ધુંસરી અર્જુન ધારણ કરશે, અને ઇતર મનુષ્ય બધા વહેવા લાયક છે, અર્થાત્ આ સંગ્રામમાં રથસ્થાનાપન્ન અર્જુન છે, બાકી બીજા બધા રથમાં બેસનારા છે. સંગ્રામને પ્રસંગે મને યુદ્ધની આકાંક્ષા છે તોપણ અર્જુનની ઇચ્છાને લીધે હું તેના રથનો સારથિ થઇશ. હે વૃકોદર! પ્રથમ નપુંસક સરખી તારી વાણી સાંભળતાં તારી બુદ્ધિ વિષે શંકિત થઇને હું જે બોલ્યો તેથી તારૂં તેજ પ્રદીપ્ત થયું.

**तस्मादाशंकमानोहं वृकोदर मतिं तव ।**
**गदतः क्लीवया वाचा तेजस्ते समदीदिपं ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायां सप्तसप्ततितमोऽध्यायः ॥ ७७ ॥**

---

## અધ્યાય ૭૮ મો. અર્જુનનો અભિપ્રાય.

**अर्जुन उवाच—उक्तं युधिष्ठिरेणैव यावद्वाच्यं जनार्दन ।**
**तव वाक्यं तु मे श्रुत्वा प्रतिभाति परंतप ॥ १ ॥**

અર્જુન કહે છે–હે જનાર્દન! હે શત્રુને તપાવનાર! જેટલું કહેવું હતું તે બધું યુધિષ્ઠિરે કહ્યું, અને હે પ્રભો! તમારાં વચન સાંભળીને તો મને એમ લાગે છે કે ધૃતરાષ્ટ્રના લોભથી, વા અમારા દીનપણાથી અથવા કર્મ વિના કેવળ પુરૂષાર્થથી બળનો ઉદય થતો નથી, તેથી પુરૂષના પરાક્રમને નિષ્ફળ જાણી તમો આ કામમાં શાંતિ થવી કઠિન માનો છો, તેથી તમે એવાં વચન કહ્યાં તથાપિ તે તેમજ થશે એમ ન કહેવાય; કારણ કાંઇ કર્મ અસાધ્ય છે એમ બુદ્ધિમાન પુરૂષોએ જાણવું નહી. જે મનુષ્યોને ફળનો ઉદય થતો ન હોય, તેને વાસ્તે પણ યત્ન કર્યો હોય તો ફળે છે, વાસ્તે અમારો તથા કૌરવોનો નાશ કરનાર યુદ્ધને શું કરવા ઇચ્છો છો! હે પ્રભો! સારી રીતે સંપાદન કરેલું કર્મ સફળ થાય છે, વાસ્તે હે કૃષ્ણ! શત્રુઓ સાથે જે રીતે સંપ થાય તે રીતે કરો. હે શૂરવીર! જેમ દેવતા તથા અસુરોના મુખ્ય સંબંધી બ્રહ્મા છે તેમ પાંડવો તથા કૌરવોના મુખ્ય સંબંધી તમો છો માટે પાંડવો તથા કૌરવોનું કલ્યાણ થાય તે રીતે કરો. અમારૂં હિત કરવું તમોને દુષ્કર છે એમ હું નથી માનતો. હે જનાર્દન! હે ભગવાન! એ રીતે તમારે કરવું યોગ્ય છે,

માટે આશા છે કે, ત્યાં જતાંવાંતજ તમો તેમ કરશો. હે શૂરવીર! દુરાત્મા દુર્યોધન રાજા વિષે તમારે બીજું જે રીતે કરવાની ઇચ્છા હોય તો તે રીતે બધું કરજો. હે કૃષ્ણ! તેમની સાથે અમારી સલાહ થાઓ, વા તમારી ઇચ્છા હોય તે પ્રમાણે યુદ્ધ થાઓ; તમે વિચાર કર્યો હોય તેજ અમારે કર્તવ્ય છે. હે મધુસૂદન! ધર્મરાજ યુધિષ્ઠિરની લક્ષ્મી જોઇ જેનાથી સહન કરી શકાયું નહી તેમ તે લક્ષ્મી લઇ લેવાનો ધર્મયુક્ત ઉપાય પણ તેણે જોયો નહિ એટલે જુગારરૂપી અસત ઉપાયે કરી તેમની લક્ષ્મી હરણ કરી લીધી. દુષ્ટ બુદ્ધિવાળો દુર્યોધન બંધુ તથા પુત્ર સહિત વધ કરવા લાયક નથી એમ નહી એટલે વધ કરવાલાયકજ છે. દ્યૂત વાસ્તે બોલાવેલા યુધિષ્ઠિર પોતાનો પ્રાણ ત્યાગ નજીક આવ્યો તો પણ પાછા ન હઠયા, ત્યારે ક્ષત્રિય વિષે ઉત્પન્ન થયેલા ધનુષ ધારણ કરનાર દુર્યોધને અધર્મે કરી જીતેલા અમો વનમાં ચાલી નિકળ્યા, ત્યારથી મારે પણ દુર્યોધન મારવા લાયક થયો છે. હે કૃષ્ણ! મિત્ર વાસ્તે તમે જે કરવા ઇચ્છો છો તેમાં પણ કંઇ આશ્ચર્ય નથી, માટે જો આપણો ઉદ્યમ સામ ઉપાયથી સફળ થાય તો તે, નહી તો પછી યુદ્ધથી તેમને મારવા તે જ તમો સારૂં માનતા હો તો જલદી તેમ કરો, એમાં કાંઇ તમારે વિચારવું નહી અને પાપબુદ્ધિવાળા દુર્યોધને સભાના મધ્યમાં દ્રૌપદીને કલેશ પમાડી હતી તે તમે જાણો છો, તે પણ અમે સહન કર્યું. હે માધવ! જેમ ખારી જમીનમાં વાવેલું બીજ સારી રીતે ઉગે નહી, તેમ દુર્યોધન પાંડવો તરફ સારી રીતે વર્તે એમ મને લાગતું નથી. હે વાર્ષ્ણેય! પાંડવોનું જેમ હિત થાય તે જે કરવા યોગ્ય જણાય તે જલદી કરો, આપને યોગ્ય લાગે તે કરવામાં વિચાર શો?

**तस्माद्यन्मन्यसे युक्तं पांडवानां हितं च यत् ।**
**तथाशु कुरु वार्ष्णेय यन्नः कार्यमनंतरं ॥**

## इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वण्यर्जुनवाक्ये गुर्जरभाषायामष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥

## અધ્યાય ૭૯ મો. અર્જુન અને કૃષ્ણ વિચારણા.

**श्रीभगवानुवाच—एवमेतन्महाबाहो यथा वदसि पांडव ।**
**पांडवानां कुरूणां च प्रतिपत्स्ये निरामयं ॥ १ ॥**

શ્રીકૃષ્ણ ભગવાન કહે છે—હે મહાબાહો! હે પાંડવ! જે રીતે તમો કહો છો એજ રીતે તમારૂં તથા કૌરવોનું કુશળ થાય એમ હું કરીશ શમ તથા યુદ્ધ એ બેઉ કામમાંથી બધાનું કુશળ થાય તેવી શાંતિ કરવી એ મારા હાથમાં છે, કેમકે હું દૂત છું તોપણ દૈવની અનુકૂળતા જોઇએ. જેમ સારી રસાળ જમીનવાળું મહેનતથી શુદ્ધ કરેલું ક્ષેત્ર હોય પણ કદાચ વર્ષાદજ ન થાય તો તે ફળ ન આપે, જ્યાં વાવ્ય અથવા નદીના પાણીથી સિંચન થતું હોય ત્યાં તો પૌરૂષ ફળે છે, એમ કોઇ કહેતું હોય તો તેમ પણ નથી, કારણ ત્યાં પણ દૈવની ઇચ્છાથી પાણી સુકાઇ જાય, તો તેમ મહેનત કરવાથી પણ ફળ થતું નથી. દૈવ અનુકૂળ ન હોય તો કેવળ પૌરૂષ ફળ આપે નહીં, એમ પ્રાચીન મહાત્મા પુરૂષોએ બુદ્ધિથી નિશ્ચય કર્યો છે. એ રીતે લોકના હિતનું સાધન દૈવ તથા મનુષ્ય એ બેઉને હાથ છે, એકલા મનુષ્યથી બની શકતું નથી; માટે જેટલો પુરૂષાર્થ બનશે તેટલો હું કરીશ પણ દૈવકર્મ

મારાથી અન્યથા કરવા સમર્થ નહીં થવાય. તે દુર્બુદ્ધિવાળો દુર્યોધન પણ ધર્મ તથા લોક રીતિને પણ મૂકીને વિચારે છે, અને તેવું અનર્થરૂપ કર્મ કરવા છતાં પાછો તપાયમાન પણ નથી થતો. તેમ વળી એના મંત્રી શકુનિ, કર્ણ તથા તેના ભાઇ દુઃશાસન વગેરે એની પાપિષ્ટ બુદ્ધિને વધારે છે. પરિવાર સહિત પોતાનો વધ થયા વગર દુર્યોધન રાજ્ય આપી શાંતિને પામવાનો નથી. ધર્મરાજા યુધિષ્ઠિર પ્રણિપાત કરે છે, પણ રાજ્ય મૂકી દેવા નથી ઇચ્છતા, દુર્બુદ્ધિવાળો તે યાચના કર્યાથી રાજ્ય આપનાર નથી. હે ભારત! કૃપણતા દેખાડવી પડે એવું યુધિષ્ઠિરે જે કહ્યું છે તે તેને કહેવું હું નથી ધારતો, અને પરસ્પર શાંતિ થવા રૂપ પ્રયોજન જે ધર્મરાજે કહ્યું છે તે પણ બધું પાપરૂપ કૌરવ દુર્યોધન કરશે નહીં. તેમ કરવાથી સર્વ લોક વિષે એ વધ કરવા જોગ ઠરશે. મારે તથા બધા જગતને પણ એ હણવા લાયક થશે. કુમારપણામાં તમને સર્વને હંમેશ તે તિરસ્કાર કરતો હતો, અને વળી જે દુરાત્મા ક્રૂર બુદ્ધિવાળાએ તમારૂં રાજ્ય લઇ લીધું એવો તે પાપરૂપ છે. યુધિષ્ઠિરની લક્ષ્મી જોઇ તે ચળી ગયો છે. હે પાર્થ! તમારી સાથે મારો સ્નેહ છે તે તોડવા વારંવાર મને પણ ડગાવા યત્ન કર્યો પણ તેનો પાપરૂપ અભિપ્રાય મેં ગ્રહણ કર્યો નહીં. હે મહાબાહો! હે અર્જુન! એના ખરાબ મતને તથા એના અંતઃકરણને અને ધર્મરાજનું પ્રિય ઇચ્છતા મને તથા મારા પરમ મતને તું સારી રીતે જાણે છે, તેમ છતાં પણ અજાણની પેઠે હાલ કેમ શંકા કરે છે? હે પાર્થ! પૃથ્વીનો ભાર ઉતારવા દેવતાઓના અવતારરૂપ દિવ્યવિધાન પણ તું બધું જાણે છે, માટે દિવ્યવિધાન થઇ ગયું, હવે શત્રુઓ સાથે કેમ શાંતિ થાય. હે પાર્થ! વાણી તથા કર્મવડે મારાથી કરી શકાશે તે હું કરીશ, પણ શત્રુઓ સાથે શમ થવાની ઇચ્છા હવે હું નથી રાખતો. વિરાટના ગૌહરણ વિષે ગયા વર્ષમાં રસ્તામાં ભીષ્મે યાચના કરી પાંડવોને ભાગ આપ અને એમની સાથે સંધિ કર, એમ કહ્યું તોપણ દુર્યોધને માન્યું નહીં. થોડું રાજ્ય પાછું આપવામાં પણ તે સંતુષ્ટ થયો નહીં. તથાપિ સર્વથા ધર્મરાજની આજ્ઞા પ્રમાણે મારે કરવું યોગ્ય છે, એમ તે દુરાત્માનું પાપરૂપ કર્મ પણ વિચારવું જોઇએ.

**सर्वथा तु मया कार्यं धर्मराजस्य शासनं ।**
**विभाव्यं तस्य भूयश्च कर्मपापं दुरात्मनः ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णवाक्ये गुर्जरभाषायामूनाशीतितमोऽध्यायः ॥ ७९ ॥**



## અધ્યાય ૮૦ મો. દૌત્ય સંબંધી નકુલનો અભિપ્રાય.

**नकुल उवाच—उक्तं बहुविधं वाक्यं धर्मराजेन माधव ।**
**धर्मज्ञेन वदान्येन श्रुतं चैव हितत्त्वया ॥ १ ॥**

નકુળ કહે છે—હે માધવ! મધુર બોલનાર તથા ધર્મજ્ઞ એવા ધર્મરાજાએ ઘણી તરેહનાં વાક્ય કહ્યાં તે તમે સાંભળ્યાં. હે માધવ! રાજાનો મત જાણી ભીમસેને પણ સારી રીતે શમ થાય તેમ કહીને પછી પોતાનું બાહુબળ કહી દેખાડ્યું. હે શૂરવીર! અર્જુને જે કહ્યું તે પણ તમે સાંભળ્યું, અને તમારો પોતાનો મત પણ તમે વારંવાર કહી દેખાડ્યો. હે પુરૂષોત્તમ! એ રીતે બધા મત સાંભળીને એ બધાને અતિક્રમણ કરી તમને તે વખતે જે યો-

મ જણાય તે કરજો. હે કેશવ! હે શત્રુને દમન કરનાર! જેવાં જેવાં નિમિત્ત તેવા તેવા મતભેદ થાય છે, તથાપિ મનુષ્યોએ જે વખતે જે યોગ્ય હોય તે જ સદા કરવું જોઇએ; માટે તમે પણ ત્યાં પ્રસંગે જે યોગ્ય લાગે તે કરજો. હે પુરૂષસત્તમ! જગતમાં મનુષ્યોની બુદ્ધિ સદાકાળ કંઇ સરખી રહેતી નથી, તે કારણથી પહેલી વખત કરેલા વિચાર બીજી વખત બદલાઇ જતાં વાર લાગતી નથી. હે કૃષ્ણ! અમે જ્યારે વનવાસમાં હતા ત્યારે અમારી પોતાની બુદ્ધિ જુદી તરેહની હતી. છુપા રહ્યા હતા ત્યારે તેથી જુદી હતી અને આ વખતે પ્રસિદ્ધ થયા એટલે વળી એક બીજી રીતની મતિ થઇ. હે વાર્ષ્ણેય! હાલ અમને રાજ્ય માટે જેવો આદર છે તેવો વનવાસ કરતા હતા તે વખતે નહોતો. હે જનાર્દન! વનવાસથી નિવૃત્ત થયા, તે સાંભળી આ સાત અક્ષૌહિણી સેના તમારા પ્રસાદથી એકઠી થઇ આવી છે. અચિંત્ય બળ પરાક્રમવાળા, પુરૂષમાં સિંહરૂપ તથા શસ્ત્રધારી એવા આ યોદ્ધાઓને જોઇ, એવો કયો પુરૂષ હોય કે જે વ્યથા ન પામે? વળી તમે કૌરવોના મધ્યમાં આરંભે શાંતિવાળાં ને છેવટમાં ભય હોય એવાં વચન બોલજો, કે જેથી મંદબુદ્ધિવાળો દુર્યોધન ક્રોધ ન કરે. હે કેશવ! હે માધવ! યુધિષ્ઠિર, ભીમસેન, કોઇથી પરાજય પામે નહી એવો અર્જુન, સહદેવ, હું, તમે, બળરામ, મહા પરાક્રમી સાત્યકિ, પુત્ર સહિત વિરાટ, અમાત્ય સહિત દ્રુપદ, ધૃષ્ટ-દ્યુમ્ન, પરાક્રમી કાશિરાજ તથા ચેદિદેશનો પતિ ધૃષ્ટકેતુ, એટલા સાથે યુદ્ધમાં માંસ તથા રૂધિરનો ભરેલો કયો મનુષ્ય યુદ્ધ કરી શકનાર છે. હે મહાબાહો! તમો ગમન માત્રમાંજ કેવળ ધર્મરાજનો ઇષ્ટ અર્થ સાધશો એમાં સંશય નથી. હે નિષ્પાપ! વિદુર, ભીષ્મ, દ્રોણ તથા બાહ્લિક એટલા શ્રેય જાણવામાં સમર્થ છે માટે તેમને કહેશો એટલે તે ધૃતરાષ્ટ્ર રાજાને તથા પાપરૂપ આચરણવાળા અમાત્ય સહિત દુર્યોધનને પણ સમજાવશે. હે જનાર્દન! જ્યાં સાંભળનાર વિદુર અને કહેનાર તમો છો ત્યાં હાથમાંથી ગયેલી વાત પણ પાછી કેમ ઠેકાણે નહી આવે?

**श्रोता चार्थस्य विदुरस्त्वं च वक्ता जनार्दन ।**
**किमिवार्थनिवर्ततं स्थापयतां न वर्त्मनि ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि नकुलवाक्ये गुर्जरभाषायामशीतितमोऽध्यायः ॥ ८० ॥**



## અધ્યાય ૮૧ મો. સહદેવનો યુદ્ધ માટે મત.

**सहदेव उवाच—यदेतत्कथितं राजा धर्म एष सनातनः ।**
**यथा च युद्धमेवस्यात्तथा कार्यमरिंदम ॥ १ ॥**

સહદેવ કહે છે–હે શત્રુને દમન કરનાર! આ ધર્મરાજાએ કહ્યું એ સનાતન ધર્મ છે, તથાપિ જે રીતે યુદ્ધ થાય તેમ કરજો. હે દાશાર્હ! કૌરવો પાંડવો સાથે શાંતિ કરવાને ઇચ્છે તોપણ તમો તેમની સાથે યુદ્ધ થાય તેવી યોજના કરજો. હે કૃષ્ણ! સભામાં આણેલાં દ્રૌપદીને જોઇ દુર્યોધન માટે થયેલો ક્રોધ તેને માર્યા વગર શાંત થનાર નથી. હે કૃષ્ણ! કદી ભીમ, અર્જુન તથા ધર્મરાજ યુધિષ્ઠિર ધર્મિષ્ઠ થતા હોય તો થાઓ પણ હું તો ધર્મને મૂકી સંગ્રામમાં તેની સાથે યુદ્ધ કરવાને ઇચ્છું છું. એ રીતે સહદેવ બોલી રહ્યા પછી, સાત્-

કિએ પણ કહ્યું કે, હે મહાબાહો ! હે કૃષ્ણ ! મહા બુદ્ધિમાન સહદેવે " દુર્યોધનને મારશે તે પછી મારો ક્રોધ શાંત થશે " એમ કહ્યું એ સત્ય છે. ચીર તથા મૃગચર્મનાં વસ્ત્ર ધારણ કરનાર દુઃખી પાંડવોને વનમાં જોઇ તમને પણ ક્રોધ ઉત્પન્ન થયો હતો, એ શું ભૂલી ગયા? હે પુરૂષોત્તમ ! સંગ્રામમાં કઠિન, શૂરવીર માદ્રી પુત્ર સહદેવે જે વચન કહ્યાં તે સર્વ યોદ્ધાઓને માન્ય છે. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ રીતે મહા બુદ્ધિમાન સાત્યકિએ વાક્ય કહ્યાં; તેટલામાં ત્યાં ચોતરફ બેઠેલા યોદ્ધાઓનો અત્યંત ભયંકર સિંહના સરખો શબ્દ " યુદ્ધજ કરવું, યુદ્ધજ કરવું " એવો થઇ રહ્યો. ચોતરફથી યુદ્ધ કરવાની ઇચ્છા છે જેમને એવાં બધા શૂરવીરો સાત્યકિને હર્ષ પમાડતા તેનાં વચનને વખાણવા લાગ્યા.

**सर्वे हि सर्वशो वीरास्तद्वचः प्रत्यपूजयन् ।**
**साधु साध्विति शैनेयं हर्षयंतो युयुत्सवः ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि सहदेवसात्यकिवाक्ये गुर्जरभाषायामेकाशीतितमोऽध्यायः ॥ ८१ ॥**

## અધ્યાય ૮૨ મો. દ્રૌપદી કથન.

**વૈશંપાયન उवाच—राज्ञस्तु वचनं श्रुत्वा धर्मार्थसहितं हितं ।**
**कृष्णादाशार्हमासीनमब्रवीच्छोककर्शिता ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ધર્માર્થ સહિત હિતરૂપ રાજાનાં વચન સાંભળી શોકથી દુર્બળ થઇ ગયેલાં દ્રૌપદી બેઠેલા શ્રીકૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યાં કે અતિ કાળા અને લાંબા છે કેશ જેના એવાં દ્રુપદની કન્યા સહદેવને તથા મહારથિ સાત્યકિને વખાણી, ભીમસેને અત્યંત શાંત થયેલા જોઇ આંખમાં આંસુ આણી મનમાં ઘણો ખેદ પામી કહેવા લાગ્યાં કે, હે મહાબાહો ! હે ધર્મજ્ઞ ! હે મધુસૂદન ! જે રીતે છળ કરી અમાત્ય સહિત ધૃતરાષ્ટ્રના પુત્રે પાંડવોને રાજ્યભ્રષ્ટ કર્યા તે બધું તમે જાણો છો. હે જનાર્દન ! હે દાશાર્હ ! અને જે રીતે સંજયને યુધિષ્ઠિર રાજાએ એકાંતમાં પોતાનો વિચાર સંભળાવ્યો તે યુધિષ્ઠિરનો મત પણ તમે જાણ્યો. હે તાત ! હે મહાદ્યુતે ! તેમણે સંજયને જે કહ્યું તે બધું પણ તમે સાંભળ્યું. તેમનું કહેવું એવું હતું કે અવિસ્થળ, વૃકસ્થળ, માકંદી, વારણાવત તથા બીજું એક પાંચમું, એ રીતે પાંચ ગામ અમને આપે, એમ દુર્યોધનને તથા એના સંબંધિઓને કહેજો; પણ, હે દાશાર્હ ! હે કૃષ્ણ ! સંધિને ઇચ્છનાર યુધિષ્ઠિરનું વાક્ય સાંભળી દુર્યોધને તેમ કર્યું નહી માટે હે કૃષ્ણ ! રાજ્ય આપ્યા વગર કદી દુર્યોધન સંધિ કરવાને ઇચ્છે તો તેમ તમારે ત્યાં જઇને કરવું નહી. હે મહાબાહો ! સૃંજય સહિત પાંડવો, કોપેલા ભયંકર દુર્યોધનના સૈન્ય સામા ઉભા રહેવા સમર્થ થશે. હે મધુસૂદન ! તેમને વિષે સામ તથા દામે કરી કોઇ પણ અર્થ સિદ્ધ કરી શકાય એમ નથી: માટે તેમને વિષે તમારે દયા કરવી નહી. હે કૃષ્ણ ! સામ તથા દામે કરી જે શત્રુઓ શાંતિ પામે નહી તેમના વિષે, પોતાના જીવિતનું રક્ષણ કરનાર પુરૂષે દંડની યોજના કરવી. હે મહાબાહો ! સૃંજય તથા પાંડવો સહિત તમારે તેમને વિષે દંડ ઉપાય કરવો જોઇએ. હે કૃષ્ણ ! એમ કરવું પાંડવોને યોગ્ય છે, અને તેથી યશ છે, તથા ક્ષત્રિયોને તેથી સુખ થશે. હે દાશાર્હ ! સ્વધર્માચરણ કરનાર

ક્ષત્રિયે લોભી ક્ષત્રિય કે અક્ષત્રિય જે હોય તેને મારવો, પણ સર્વ પાપ વિષે રહેલો હોય તોય બ્રાહ્મણને ન મારવો; કારણ બ્રાહ્મણ સર્વ વર્ણના ગુરૂ ને પૂજ્ય છે. હે જનાર્દન! ના મારવા લાયકને મારવાથી દોષ લાગે છે; તેમજ મારવા લાયકને ન મારવાથી પણ દોષ લાગે છે, એમ ધર્મજ્ઞ પુરૂષો કહે છે. હે કૃષ્ણ! પાંડવ, દાશાર્હ, સંજય તથા સૈનિકો સહિત તમને એ દોષ જે રીતે સ્પર્શ ન કરે તે રીતે કરો. હે જનાર્દન! હે કેશવ! હે કૃષ્ણ! ફરીને વળી હું તમોને વિશ્વાસથી કહું છું કે, મારા સરખી સ્ત્રી પૃથ્વીમાં કોણ છે? દ્રુપદની કન્યા, વેદીના મધ્યમાંથી ઉત્પન્ન થયેલી, ધૃષ્ટદ્યુમ્નની બ્હેન, તમારી સખી, અજમીઢના કુળમાં પ્રાપ્ત થયેલી, મહાત્મા પાંડુ રાજાની પુત્રવધૂ અને તેજે કરી પાંચ ઈંદ્ર સરખા પાંચ પાંડવોની સ્ત્રી, ને શૂરવીર પાંચ પાંડવોવડે કરી મહારથિ પાંચ પુત્રો મારા વિષે ઉત્પન્ન થયેલા એવી હું છું. હે કૃષ્ણ! અભિમન્યુ જેમ તમારો ભાણેજ છે તેમ ધર્મથી તે પણ તમારા ભાણેજ છે. હે કેશવ! તે હું પાંડવ દેખે તે રીતે અને તમે વિદ્યમાન છતે કેશગ્રહને પ્રાપ્ત થઇ એટલે મારો ચોટલો તણાયો અને સભાની વચ્ચે ક્લેશ પામી. પાંચાળ રાજાઓ વૃષ્ણિયો તથા પાંડવો જીવતાં પાપિષ્ટોની દાસી થઇ હું સભામાં ઉભી, તે વખતે પાંડવો જોતા હતા તોપણ તેમણે ક્રોધ ન કર્યો તેમ કંઇ ચેષ્ટા પણ ન કરી ત્યારે "હે ગોવિંદ! મારી રક્ષા કરો કરો" એમ મનમાં તમારૂં મેં ચિંતન કર્યું, ત્યાં સમર્થ શ્વસુર ધૃતરાષ્ટ્રે મને એમ કહ્યું કે, હે પાંચાળિ! મારાથી તમે વર માગવા લાયક છો માટે વર માગો. ત્યારે હે કેશવ! મેં માગ્યું કે રથ તથા આયુધ સહિત પાંડવો દુર્યોધનના દાસ માં થાઓ. પાંડવો તેના તાબામાંથી વનવાસ કરવા નિકળ્યા. હે પુંડરીકાક્ષ! હે જનાર્દન! એવી તરેહનાં તેઓએ અમોને દુઃખ દીધાં છે તે તમો જાણો છો, માટે સ્વામી, જ્ઞાતિ તથા સંબંધી સહિત અમારો પક્ષ કરો. હે કૃષ્ણ! ભીષ્મ તથા ધૃતરાષ્ટ્રની હું ધર્મથી પુત્રવધૂ થાઉં તે મને બલાત્કારથી દુષ્ટોએ દાસી કરી. હે કૃષ્ણ! અર્જુનના ધનુષ ધરવાને તથા ભીમના બળને ધિક્કાર છે. નહિ તો એવું કામ કરી, દુર્યોધન બે ઘડી પણ કેમ જીવે? હે કૃષ્ણ! જો હું તમારે અનુગ્રહ કરવા લાયક હોઉં, અને મારા પર તમને દયા હોય તો ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર તમારે પૂર્ણ ક્રોધ કરવો.

વૈશંપાયન કહે છે—હે જનમેજય! સુંદર કટિપશ્ચાદ્ ભાગવાળી, હસ્તિ સરખી છે ગતિ જેની એવી વેણીરૂપે દુઃશાસને ખેંચેલા કોમળ, કુટિલ અગ્રભાગવાળા કેશથી સારા દેખાવવાળી અત્યંત નીલા, સર્વ સુગંધિ દ્રવ્યે સુવાસિત, સર્વ લક્ષણ સંપન્ન મોટા સર્પ સરખી કાંતિવાળા પોતાના કેશપાશને ડાબા હાથે પકડી કમળ સરખાં નેત્રવાળી દ્રૌપદી શ્રીકૃષ્ણની પાસે જઇ આંખમાં આંસુ આણી આવાં વચન કહેવા લાગ્યાં કે, હે પુંડરીકાક્ષ! દુઃશાસનના હાથે ખેંચાયલો આ કેશપાશ જુવો, તેણે કેવો ખેંચ્યો છે માટે સામાની સાથે સંધિને ઇચ્છતા તમોએ સર્વ કાર્ય વિષે આ પણ યાદ રાખ્યા કરવું. હે કૃષ્ણ! કદી ભીમ તથા અર્જુન કૃપણતાને લીધે સંધિની ઇચ્છા રાખતા હોય તો, મહારથિ યોદ્ધાઓ સહિત વૃદ્ધ એવો મારો પિતા યુદ્ધ કરશે. વળી હે મધુસૂદન! અભિમન્યુને આગળ કરી મહા પરાક્રમી મારા પાંચ પુત્રો કૌરવો સાથે યુદ્ધ કરશે. હે કૃષ્ણ! જ્યાં સુધી પાપરૂપ દુઃશાસનનો હાથ સારી રીતે કપાઇ ગયેલો તથા રજથી ભરેલો હું ન જોઉં, ત્યાં સુધી મારા હૃદયને કેમ શાંતિ વળે? પ્રદીપ્ત અગ્નિની પેઠે હૃદયમાં ક્રોધ રાખી વાટ જોતાં મને તેર વર્ષ તો વીતી ગયાં. હે શત્રુને ભય કરનાર! હે કૃષ્ણ! તમે આ વખતે ધર્મ વિચારવા જાઓ છો ખરા, પણ તેમની વાણીરૂપી શલ્યથી પીડા પામતું મારૂં હૃદય ચિરાઇ જાય છે.

વિશાળ નેત્રવાળી દ્રૌપદી એટલાં વચન કહી અશ્રુથી રૂંધાયલા કંઠે ગદ્ગદ્ સ્વરે કંપાયમાન થઈ નેત્રમાંથી પડતાં ઉષ્ણ જળે કરી સ્તનને ભિંજાવતી અત્યંત રોવા લાગી. તે વખતે મહાબાહુ કેશવ ભગવાન તેને સાંત્વના કરી કહેવા લાગ્યા કે, હે દ્રૌપદિ! થોડા વખતમાં તું કૌરવોની સ્ત્રિયોને રોતી દેખીશ! હે ભીરૂ! જેમની ઉપર તું ગુસ્સે છે, તેમની સ્ત્રિયો પોતાના બંધુઓ મરવાથી, જે રીતે તું રૂવે છે તે જ રીતે થોડા વખતમાં રોશે. હું પોતે યુધિષ્ઠિરની આજ્ઞાથી દૈવ ઇચ્છાવડે ભીમ, અર્જુન, નકુળ તથા સહદેવ સહિત તે કામ કરીશ. કાળે કરી પાકી રહેલા ધૃતરાષ્ટ્રના પુત્રો જો મારાં વચન નહીં સાંભળે તો નાશ પામી પૃથ્વીપર શયન કરશે અને કૂતરાં તથા શિયાળિયાં તેમને ખાશે. હે દ્રૌપદિ! હિમવાન પર્વત ચલાયમાન થાય, પૃથ્વી સો બાજુથી ફાટી જાય, કદી નક્ષત્ર સહિત સ્વર્ગ પડે, પણ મારૂં વચન ફોકટ જાય નહીં. હે દ્રૌપદિ! આ હું સત્ય પ્રતિજ્ઞા કરૂં છું, માટે હવે રડશો માં, અને શત્રુ રહિત થયેલા એવા લક્ષ્મીયુક્ત પતિને થોડા વખતમાં જોશો.

**सत्यं ते प्रतिजानामि कृष्णे बाष्पो निगृह्यतां ।**
**हतामित्रान् श्रियायुक्तानचिराद्द्रक्ष्यसे पतीन् ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि द्रौपदीकृष्णसंवादे गुर्जरभाषायां द्व्यशीतितमोऽध्यायः ॥ ८२ ॥**

## અધ્યાય ૮૩ મો. શ્રીકૃષ્ણ સંધિ વિગ્રહક.

**अर्जुन उवाच—कुरूणामद्य सर्वेषां भवान्सुहृदनुत्तमः ।**
**संबंधीदयितो नित्यमुभयोः पक्षयोरपि ॥ १ ॥**

અર્જુન કહે છે—હાલ સર્વ કૌરવોના તમે ઉત્તમ સગા છો, તેમ નિરંતર બેઉ પક્ષના સંબંધી તથા પ્રિય પણ છો. હે કેશવ! પાંડવોએ ધૃતરાષ્ટ્રના પુત્રોનું કુશળ કરવું જોઇએ વાસ્તે તમે સમર્થ શાંતિ કરવા લાયક છો. હે શત્રુને હણનાર! હે પુંડરીકાક્ષ! અહિંથી જઇ તમે દુર્યોધન સાથે સંપ થાય એવું સંભવિત બોલજો. કદી ધર્માર્થયુક્ત હિતકારક કલ્યાણરૂપ વચન તમો કહેશો તોપણ બાળબુદ્ધિવાળો તે ગ્રહણ નહીં કરે અને મૃત્યુને વશ થશે. અર્જુનનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે, ધર્મયુક્ત તથા આપણું જેમાં હિત છે, અને કૌરવોનું પણ જેથી અનામય થાય તે જ કરવા સારૂ હું ધૃતરાષ્ટ્ર પાસે જાઉં છું. વૈશંપાયન કહે છે-હે જનમેજય! વળતી રાત્રિ વીત્યા પછી નિર્મળ આકાશમાં સૂર્યોદય થયો ત્યારે જન્મ નક્ષત્રથી આઠમા મુહૂર્તમાં, કાર્તિક માસ વિષે રેવતી નક્ષત્રમાં, તથા શરદઋતુનો અંત અને હેમંતનો છે આરંભ જેમાં એવો સમૃદ્ધ ધાન્યથી સુખરૂપ કાળ આવ્યો ત્યારે બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ ભગવાન ઋષિયોની વાણી, જેમ ઇંદ્ર સાંભળે, તેમ વિખ્યાત બ્રાહ્મણોની મંગળરૂપ પવિત્ર શબ્દવાળી સત્યવાણી સાંભળતાં પોતે મંગળ સ્નાન કરી પવિત્ર થઇ, અલંકાર ધારણ કરી, પોતાનું પૂર્વ દિવસનું આન્હિક કર્મ કરી, સૂર્ય તથા અગ્નિની ઉપાસના કરી, બળદના વાંસાનો સ્પર્શ કરી, બ્રાહ્મણોને પ્રણામ કરી, અગ્નિની પ્રદક્ષિણા કરી, શકુન માટે મંગળરૂપ વસ્તુ જોઇ, પાંડવનું વચન યાદ કરી, શિનિના પૌત્ર સાત્યકિને આમ કહેવા લાગ્યા કે, શકુનિ સહિત દુર્યોધન દુષ્ટબુદ્ધિવાળો છે, માટે મારા રથ વિષે શંખ, ચક્ર, ગદા, ભાથાઓ, સાંગ્યો તથા બીજાં પણ સર્વ

આયુધો મૂકો, કેમકે કદી શત્રુઓ દુર્બળ હોય તોપણ બળવાને તેનાથી ગાફલ રહેવું નહીં. શ્રીકૃષ્ણનાં વચન સાંભળી, તેમનો મત જાણી આગળ ચાલનારા નોકરો રથ જોડવા વાસ્તે ચક્ર, ગદા ઇત્યાદિ શસ્ત્રો લઇ રથમાં ગોઠવવા લાગ્યા. પછી કાલાગ્નિ સરખો તથા આકાશમાં રહેલા સૂર્ય સરખો પ્રદીપ્ત, સૂર્ય તથા ચંદ્ર સરખા પ્રકાશમાન બે ચક્રથી શોભિતો, અર્ધચંદ્ર, મત્સ્યાકૃતિ મૃગ પક્ષિ ઇત્યાદિ ચિત્રથી ચિત્રેલો નાના પ્રકારના પુષ્પથી વિચિત્ર પ્રકારનો, ચોતરફ મણિ તથા રત્નથી જડિત્ર, તરૂણ સૂર્ય સરખી કાંતિવાળો, અતિ સુંદર છે દેખાવ જેનો, મણિ તથા હેમથી વિચિત્ર પ્રકારનાં છે અંગ જેનાં, રૂડી પતાકાવાળો, સારા છે ઉપસ્કર જેમાં, વિંટેલું છે વ્યાઘ્રચર્મ જેમાં, કોઇથી ધર્ષણ થાય નહિ એવો, શત્રુના યશને હણનાર યાદવોને આનંદ કરનાર મોટો રથ, તેમણે સર્વ સંપત્તિથી શોભિતા, નવરાવેલા, શૈબ્ય, સુગ્રીવ, મેઘ, પુષ્પ તથા બલાહક નામના અશ્વ સાથે જોડી તૈયાર કર્યો. શ્રીકૃષ્ણના મહિમાને વધારનાર મોટા શબ્દવાળા, તે રથ ઉપર ગરૂડનું છે ચિન્હ જેમાં એવી ધ્વજા ચઢાવી મેઘ તથા નગારાં સરખો જેનો શબ્દ છે એવા મેરૂ પર્વતના શિખર સરખા શોભાયમાન રથ પ્રત્યે ઇચ્છા પ્રમાણે ચાલનાર વિમાનમાં જેમ બેસે, તેમ શ્રીકૃષ્ણ, વિરાજમાન થયા. પછી પુરૂષોત્તમ ભગવાન, સાત્યકિને પોતાની પાસે રથમાં બેસાડી, રથના શબ્દે કરી પૃથ્વી તથા આકાશને શબ્દાયમાન કરતા પ્રયાણ કરવા લાગ્યા. તે વખતે વાદળાં વગરનો નિર્મળ સમય થયો, ને પવિત્ર વાયુ વાવા લાગ્યો, તેમ રજ પણ ક્યાંય ઉડતી ન હતી, અને મંગળરૂપ મૃગ તથા પક્ષિયો જમણી બાજુ સામાં આવવા લાગ્યાં. બીજાં સારસ, હંસ તથા ઘણી પાંખોવાળાં પક્ષિયો પણ મંગળરૂપ અર્થ દેનાર, પોતાના શબ્દે કરી વાસુદેવના પ્રયાણ વિષે તેમને અનુસરવા લાગ્યાં. મંત્રાહુતિ તથા મોટા કુંડ વિષે હોમ કરેલો અગ્નિ પણ ધૂમાડા વગરનો થઇ જમણી બાજુ છે શિખા જેની એવો મંગળરૂપ થયો. વસિષ્ઠ, વામદેવ, ભૂરીદ્યુમ્ન, ગય, ક્રથ, શુક્ર, નારદ, વાલ્મિક, મરૂત, કુશિક, ભૃગુ તથા બીજા કેટલાક દેવર્ષિ બ્રહ્મર્ષિ એકઠા મળી, યદુકુળને સુખ દેનાર શ્રીકૃષ્ણની પ્રદક્ષિણા કરવા લાગ્યા. એ રીતે મોટા ભાગ્યવાળા, મહર્ષિ ગણ તથા સત્પુરૂષોએ જેની પૂજા કરી છે એવા શ્રીકૃષ્ણ, કૌરવો તરફ જવા લાગ્યા. તે વખતે કુંતિપુત્ર યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, માદ્રીપુત્ર નકુળ, તથા સહદેવ, પરાક્રમી ચેકિતાન, ચેદિ દેશનો અધિપતિ ધૃષ્ટકેતુ, દ્રુપદ, કાશીરાજ, મહારથિ શીખંડિ, પુત્ર સહિત ધૃષ્ટદ્યુમ્ન, કેકયો સહિત વિરાટ, એટલા ક્ષત્રિયો કાર્ય સિદ્ધ થવા વાસ્તે ક્ષત્રિયમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણને વળાવવા ચાલ્યા. તેજસ્વી કુંતિના પુત્ર ધર્મરાજ યુધિષ્ઠિર પણ ગોવિંદ ભગવાનની પાછળ ગયા. રાજાઓની આગળ તે આ રીતે વચન કહેવા લાગ્યા કે, આ કામ, ભય, લોભ, તથા અર્થ વાસ્તે અન્યાયને અનુસારે કરવાનું નથી. સ્થિર બુદ્ધિવાળા, લોભ રહિત, ધર્મજ્ઞ, ધૈર્યવાન, સર્વ ભૂતોમાં ચતુર, સર્વ પ્રાણિયોના નિયંતા, દેવના દેવ સનાતન છે એમ કહી સર્વ ગુણ સંપન્ન શ્રીવત્સ નામના ચિન્હને ધારણ કરનાર શ્રીકૃષ્ણને સારી રીતે મળી એવો સંદેશો કહેવા લાગ્યા કે, હે જનાર્દન! જે અબળાએ બાળપણમાં અમને વૃદ્ધિ પમાડ્યા, ઉપવાસ તથા તપ ઉપર છે શીલ જેનું, હંમેશ જે અમારા કલ્યાણમાં, દેવતા અતિથિની પૂજામાં તથા વડિલોની સેવામાં તત્પર, વાત્સલ્યયુક્ત, પ્રિય છે પુત્ર જેને, અમોને જે પ્રિય, હે શત્રુને નાશ કરનાર! વળી દુર્યોધનના ભયથી જે અમારૂં રક્ષણ કરતી હતી, અને જેમ સમુદ્રમાંથી નાવ ઉતાર પામે તેમ મોટા મૃત્યુરૂપી ભયથી જે અમારો ઉદ્ધાર કરતી હતી; હે માધવ! અમારે વાસ્તે જેણે નિરંતર દુઃખ ભોગવ્યાં તે દુઃખ પામવા લાયક નહીં એવી

અમારી માતાને કુશળ પૂછજો. પુત્ર શોકે કરી વ્યાપ્ત થયેલી તેની અત્યંત આશ્વાસના કરજો. અમારૂં નામ લઇ પ્રણામ કરી તમે તેને મળજો. હે શત્રુને દમન કરનાર! વિવાહ થયા પછી સાસરા સંબંધિ દુઃખ અને તિરસ્કારને જોઈ, દુઃખને લાયક નહિ એવી તે દુઃખજ ભોગવે છે. હે કૃષ્ણ! હે શત્રુને દમન કરનાર! જ્યારે કદી દુઃખ ટળવાનો વખત આવશે ત્યારે કલેશ પામેલી માને હું સુખ આપીશ. જે વખતે અમે ચાલ્યા તે વખતે તે પાછળ દોડતી હતી, કૃપણ પુત્રની ઇચ્છા રાખનારી, રૂદન કરતી એવી એને મૂકી અમે વનમાં ગયા. હે કેશવ! હે આનર્તસત્કૃત! પુત્રની આધિથી અત્યંત પીડાયલી, તે દુઃખથી મરણ ન પામી હોય, ને જો જીવતી હોય તો મારાં વચનથી તેને પ્રણામ કરજો. કુરૂ કુળમાં મુખ્ય ધૃતરાષ્ટ્ર, અવસ્થાએ વૃદ્ધ બીજા રાજાઓ, ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્ય ઇત્યાદિને પણ મારાં વચનથી અભિવંદન કરજો. મહારાજ બાહ્લિક, અશ્વત્થામા, સોમદત્ત તથા સર્વ ભરત પ્રત્યે વચનથી મારા યથાયોગ્ય કહેજો. હે મધુસૂદન! કૌરવોના વિચાર ધારણ કરનારા, મહાપ્રાજ્ઞ, અગાધ બુદ્ધિવાળા ધર્મજ્ઞ વિદુરને મળજો. એ રીતે ત્યાં રાજાઓના મધ્યમાં, યુધિષ્ઠિર રાજા કેશવ ભગવાનને કહી, પ્રદક્ષિણા કરી તેમની આજ્ઞાથી પાછા પોતાના ઘર તરફ આવવા લાગ્યા. પાછા વળતી વખતે અર્જુન પુરૂષમાં શ્રેષ્ઠ, સામા શૂરવીરને હણનાર, કોઇથી પરાજય પામેલા નહીં એવા પોતાના મિત્ર દાશાર્હ શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કે—હે સમર્થ! હે ગોવિંદ! પૂર્વે આપણે વિચાર કરવા બેઠા હતા તે વખતે બધા રાજા જાણે તેમ અર્ધ રાજ્ય તે આપે એવો નિશ્ચય કરેલો છે, તે રીતે તિરસ્કાર કર્યા વગર જો તે કબૂલ કરે તો મારૂં પણ પ્રિય થાય અને તે પણ મોટા ભયથી મૂકાય, અને હે જનાર્દન! ઉપાયને ન જાણનાર ધૃતરાષ્ટ્રનો પુત્ર એથી જો ઉલટું કરશે તો નિશ્ચય ક્ષત્રિયોનો હું નાશ કરીશ.

વૈશંપાયન કહે છે—હે જનમેજય! અર્જુને કહ્યું તે સાંભળી ભીમસેન અત્યંત પ્રસન્ન થયા, ક્રોધવશ થઇ વારંવાર કંપવા લાગ્યા, અને હર્ષથી પ્રફુલ્લિત થયું છે મન જેનું એવા ભીમસેન મોટા શબ્દ કરવા લાગ્યા. જે શબ્દ સાંભળી બીજા ધનુષ ધારણ કરનાર કંપવા લાગ્યા. ત્યાં ઉભેલા હાથી, ઘોડા ઇત્યાદિ સર્વ વાહનોનાં મળ મૂત્ર છૂટી ગયાં. એ રીતે કેશવ ભગવાનને પોતાનો નિશ્ચય કહી, તેમને મળીને તેમની આજ્ઞાથી અર્જુન પાછા ઘર તરફ વળ્યા, તેમજ બીજા સર્વ રાજાઓ પણ પાછા વળ્યા. પછી સૈન્ય સુગ્રીવાદિક અશ્વ જોડ્યા છે જેના રથ વિષે એવા જનાર્દન ભગવાન પ્રસન્ન થઇ જલદીથી કૌરવના શહેર તરફ ગયા. વાસુદેવ ભગવાનના તે ઘોડા દારૂક સારથિની હાંકવાની યુક્તિથી માર્ગને જાણે આક્રમણ કરી જતા હોય નહીં, અને આકાશને ગળી જતા હોય નહીં તેની પેઠે અતિ વેગથી ચાલવા લાગ્યા; એટલામાં મહાબાહુ કેશવ ભગવાન રસ્તામાં બેઉ બાજુ ઉભેલા બ્રહ્મતેજ સંપન્ન ઘણાક ઋષિયોને જોઇ જલદી રથ ઉપરથી નીચે ઉતરી પ્રણામ સહિત તેમની પૂજા કરી પૂછવા લાગ્યા કે, લોકમાં કુશળ છે? સારી રીતે ધર્મ આચરણ કરો છો? ત્રણે વર્ણો બ્રાહ્મણોની આજ્ઞા પ્રમાણે વર્તે છે? વળી મધુસૂદન ભગવાન તેમનો સત્કાર કરી પૂછવા લાગ્યા કે, હે ભગવત્‌રૂપ! હે સિદ્ધ પુરૂષો! તમે ક્યાં હતા, અને ક્યાં જાઓ છો? અને તમારે શું કામ છે? મને શી આજ્ઞા છે અને તમો શા કામે ભૂતળ ઉપર પધાર્યા છો? ભગવાનનાં વચન સાંભળી ઋષિયોમાં મુખ્ય ઇંદ્ર તથા બલિરાજાના સખા જમદગ્નિના પુત્ર ગોવિંદ ભગવાનની પાસે આવી તેમને મળી કહેવા લાગ્યા કે, હે મહામને! હે દાશાર્હ! પવિત્ર કર્મ કરનાર, દેવર્ષિઓ, બહુશ્રુત બ્રાહ્મણો, તપસ્વી રાજર્ષિઓ પૂર્વે થઇ ગયેલા સુર-

અસુરના સંગ્રામને જોનારા, અમે સર્વ, ચોતરફથી એકઠા થયેલા સર્વ ક્ષત્રિયોને, સભાસદોને તમોને, સત્યને વગેરે બધાને જોવા સારૂ જઇએ છિયે. હે માધવ! હે શત્રુને તપાવનાર! કૌરવો તથા રાજાના મધ્યમાં ધર્મ તથા અર્થ સહિત ઉચ્ચારણ કરેલી તમારી વાણી સાંભળવાને ઇચ્છિયે છિયે. હે યાદવશાર્દૂલ! હે માધવ! ભીષ્મ, દ્રોણાદિક મહામતિ વિદુર તથા તમે પણ સભામાં આવશો, અને ત્યાં સભામાં દિવ્ય સત્ય તથા હિતરૂપ વચન બોલશો, તથા તેઓ પણ બોલશે, તે બધું સાંભળવાની અમને ઇચ્છા છે. હે મહાબાહો! તમને જણાવીને અમે જઇએ છિયે, ફરીથી ત્યાં તમોને મળીશું. હે શૂરવીર! નિર્વિઘ્નતાથી જાઓ, ત્યાં સભાના મધ્યમાં દિવ્ય આસન ઉપર બળ તથા તેજ સહિત બેઠેલા તમોને અમે જોઇશું.

**याह्यविघ्नेन वै वीर द्रक्ष्यामस्त्वां सभागतं ।**
**आसीनमासने दिव्ये बलतेजः समाहितं ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णप्रस्थाने गुर्जरभाषायां त्र्यशीतितमोऽध्यायः ॥ ८३ ॥**

## અધ્યાય ૮૪ મો. વૃકસ્થળે કૃષ્ણનો પડાવ.

**वैशंपायन उवाच—प्रयांतं देवकीपुत्रं परवीररुजोदश ।**
**महारथामहाबाहुमन्वयुः शस्त्रपाणयः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! હે રાજન્! હે શત્રુને તપાવનાર! કૌરવની રાજધાનીએ જતા મહાબાહુ દેવકી પુત્રની પાછળ શત્રુના શૂરવીરને હણનાર, હાથમાં શસ્ત્ર ધરનાર એવા દશ મહારથિ યોદ્ધાઓ હજાર પાયદળ, હજાર ઘોડેસ્વાર તથા બીજા સેંકડો નોકરો પણ ગયા. કેટલીક ભોજનની સામગ્રી પણ યુધિષ્ઠિરે મોકલી. જનમેજયે પૂછ્યું કે—હે વૈશંપાયન! દશાર્હ કુળમાં ઉત્પન્ન થયેલા મહાત્મા મધુસૂદન ભગવાન કેવી રીતે ત્યાં ગયા, અને ત્યાં જતાં મહાત્માને રસ્તામાં શું શું નિમિત્ત થયાં તે કહો? વૈશંપાયન કહે છે—હે જનમેજય! મહાત્માના પ્રયાણ દરમિયાન થયેલા બધા ઉત્પાત, શુકન તથા અપશુકન હું તને કહું તે સાંભળ. વાદળ વગર વિજળી સહિત વજ્ર સરખો શબ્દ થવા લાગ્યો, અને વગર અંધારે વર્ષાદ વરસવા લાગ્યો, સિંધુ નદ છે સાતમો જેમાં એવી પૂર્વ વહેનારી મહા નદીઓ ઉલટી વહેવા લાગી. સર્વ દિશાઓ વિપરીત થઇ ગઇ તેથી કયી દિશા કેણી તરફ છે એમ જણાતું નહોતું. હે રાજન્! પોતાની મેળે અગ્નિ પ્રજ્વલિત થવા લાગ્યો, પૃથ્વી કંપવા લાગી, જળાશયોમાંથી તથા ભરેલાં ઘડાઓમાંથી જળ સ્ત્રવવા લાગ્યું અને આ સર્વ જગત અંધકારથી વ્યાપ્ત થઇ ગયું. હે રાજન્! ધૂળ તો એટલી બધી ઉડવા લાગી કે જેથી દિશાઓ જાણવામાં આવતી નહોતી. હે રાજન્! અદર્શરૂપે આકાશમાં મોટો ગેબી શબ્દ થવા લાગ્યો, તેથી સર્વ દેશમાં મોટું આશ્ચર્ય ઉત્પન્ન થયું. વજ્ર સરખા શબ્દવાળો કઠોર નૈઋત કોણનો વાયુ વૃક્ષ ગણોને પાડી હસ્તિનાપુરને મંથન કરતો હતો. હે ભારત! જે જે ઠેકાણે માર્ગમાં, વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ વરતતા હતા તે તે સ્થાનકે સુખરૂપ વાયુ વાતો હતો; અને બધું અનુકૂળ જણાતું હતું. પુષ્પ તથા કમળની વૃષ્ટિ થતી હતી. દર્ભ તથા કાંટા વગરનો રસ્તો સરસ માલૂમ પડતો હતો. વળી ત્યાં રસ્તામાં બ્રાહ્મણો મધુપર્ક તથા ધનથી

પૂજા કરી સ્તુતિ કરતા હતા. માર્ગમાં સર્વ ભૂતના હિતમાં તત્પર મહાત્મા શ્રીકૃષ્ણુને સ્ત્રિયો પાસે આવી વનમાં સુગંધિ પુષ્પે વધાવતી હતી. હે ભરતર્ષભ! શ્રીકૃષ્ણુ સર્વ ધાન્યયુક્ત, સુખરૂપ પરમ પવિત્ર શાલના ક્ષેત્ર પ્રત્યે આવ્યા. પછી ઘણાક પશુને જોતાં હૃદય પ્રસન્ન થાય એવાં મનોહર ગામ, શહેર તથા વિવિધ પ્રકારના દેશોને અતિક્રમણુ કરવા લાગ્યા. નિરંતર પ્રસન્ન, રૂડા મનવાળા, ભારતોએ જેમની રક્ષા કરેલી છે એવા શત્રુચક્રથી નિર્ભય, દુઃખને ન જાણુનાર ગામનાં મનુષ્યો, શ્રીકૃષ્ણુના દર્શનની ઇચ્છા સારૂ માર્ગમાં આવી ટોળે થઇ ઉભાં રહ્યાં હતાં. તે બધાં વૃદ્ધિ પામેલા અગ્નિ સરખા તેજસ્વી, પૂજા કરવા લાયક પાસે પધારેલા પ્રભુની રૂડી રીતે પૂજા કરવા લાગ્યાં. એ રીતે શત્રુના શૂરવીરને હણુનાર કેશવ ભગવાન વૃકસ્થળ નામને ગામ આવ્યા. તે વેળા સૂર્યનાં કિરણો આછાં થઇ આકાશ લાલ બન્યું. સાયંકાળે ભગવાન રથમાંથી નીચે ઉતરી યથાવિધિ શૌચ કરી રથ છોડવાની આજ્ઞા આપી, પોતે સંધ્યાવંદન કરવા લાગ્યા. દારૂક નામના સારથિએ પણુ ઘોડાઓને છોડી ઘટતી રીતે તેમની ચાકરી કરી, ચોકડું આદિ ઉતારી સર્વ ઉપસ્કર છોડી તેમને છુટા મૂકયા. પછી મધુસૂદન ભગવાન, તે બધું જોઇ આવી રીતે કહેવા લાગ્યા કે, યુધિષ્ઠિરના કાર્ય વાસ્તે આ રાત્રિ અહિંજ ગાળીશું. ભગવાનનાં વચન સાંભળી, તેમનો મત જાણી ચાકર માણસોએ ત્યાંજ પડાવ કીધો, અને ક્ષણુમાત્રમાં રસવાળાં ગુણુકારી અન્ન તૈયાર કર્યાં. હે નૃપ! તે ગામમાં આર્યકુલિન, લજ્જાવાન, બ્રાહ્મણુની વૃત્તિને પાળનાર જે કારભારી બ્રાહ્મણો હતા તે, શત્રુને દમન કરનાર મહાત્મા ઋષિકેશ ભગવાનની પાસે આવી ઘટતી રીતે આશિર્વાદ પુરઃસર મંગળ દ્રવ્યયુક્ત તેમની પૂજા કરવા લાગ્યા. તે બ્રાહ્મણોએ સર્વ લોકને પૂજ્ય એવા ભગવાનની સેવા કરી તેમને અનુકૂળ ઘર નિવેદન કર્યાં, ત્યારે " તે તમે પાછાં રાખો " એમ ભગવાને તેમને કહી, ઘટતી રીતે તેમનો સત્કાર કરી, તેમના ઘર પ્રત્યે જઇ, પાછા તેઓ સહિત પોતે ઉતારે પધાર્યા. પછી કેશવ ભગવાન, સુંદર અન્ન બ્રાહ્મણોને જમાડી પોતે પણુ જમ્યા. પછી તે સર્વ બ્રાહ્મણો સહિત સુખે કરી રાત્રિ ત્યાં રહ્યા.

**सुमिष्टं भोजयित्वा च ब्राह्मणांस्तत्र केशवः ।**
**भुक्त्वा च सहतैः सर्वैरवसत्तां क्षपां सुखं ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णप्रयाणे गुर्जरभाषायां चतुरशीतितमोऽध्यायः ॥ ८४ ॥**

---

## અધ્યાય ૮૫ મો. ધૃતરાષ્ટ્રે કૃષ્ણુ સંમાન માટે કરાવેલી ગોઠવણુ.

**वैशंपायन उवाच—तथादूतैः समाज्ञाय प्रयांतं मधुसूदनं ।**
**धृतराष्ट्रोब्रवीद्भीष्ममर्चयित्वा महाभुजं ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ રીતે મધુસૂદન ભગવાનને દૂતદ્વારા આવતા જાણી ધૃતરાષ્ટ્ર રાજા સત્કારથી મહાબાહુ ભીષ્મને તેમજ દ્રોણુ, સંજય, મહામતિ વિદુર તથા અમાત્ય સહિત દુર્યોધનને આમ કહેવા લાગ્યા કે, હે કુરુનંદન! એક મોટું આશ્ચર્ય સંભળાય છે, ઘર ઘર વિષે સ્ત્રિઓ, બાળક તથા વૃદ્ધો તેમજ બીજા પણુ કેટલાક, તેમને જોવા સારૂ આવેલા તે સૌ ચૌટામાં ને સભાઓમાં જૂદી જૂદી વાણીથી કહે છે કે પરાક્રમી શ્રીકૃષ્ણુ

પાંડવ વાસ્તે અહિં આવશે. મધુસૂદન ભગવાન આપણને સર્વથા માન્ય તથા પૂજ્ય છે. વળી તે પ્રાણી માત્રના ઇશ્વર હોવાથી લોકોનો નિર્વાહ કરનાર છે. માધવ ભગવાન વિષે ધૈર્ય, વીર્ય, પ્રજ્ઞા તથા ઇંદ્રિયો સંબંધી બળ પણ રહ્યું છે. મનુષ્યમાં એ શ્રેષ્ઠ છે માટે આપણે પણ તેમને માન આપવું એ સનાતન ધર્મ છે. ભગવાન પૂજા કરવાથી સુખ આપનાર થાય છે, અન્યથા થતા નથી. શત્રુને દમન કરનાર દાશાર્હ ભગવાન, કરેલા ઉપચારથી જો પ્રસન્ન થશે તો સર્વ રાજાઓના મધ્યમાં આપણા બધા મનોરથ પૂરા કરશે. વાસ્તે હે શત્રુને તપાવનાર! તેની પૂજા વાસ્તે જરૂર આજ બધી તૈયારી કરજો. હે મહાબાહો! સર્વકામ જેમાં સંપૂર્ણ છે એવી સભા રસ્તામાં કરાવ અને હે ગાંધારી પુત્ર! તેમની જે રીતે તારા વિષે પ્રીતિ થાય તે રીતે કર. હે ભીષ્મ! હું ઠીક કહું છું કે નહીં, તમને કેમ લાગે છે? ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી ભીષ્માદિકે વખાણ કરી કહ્યું કે "તમે ઘણું સારૂં કહો છો." દુર્યોધન રાજાએ એ રીતનો સર્વનો મત જાણી, સભા તથા રમણીક રહેવાનાં ઠેકાણાં રચવાનો હુકમ આપવાથી દેશદેશમાં તેના નોકરોએ સર્વ રત્નથી પૂર્ણ એવી અનેક ઉતારા બનાવ્યા. વિવિધ પ્રકારના ગુણ સંપન્ન એવાં વિચિત્ર પ્રકારનાં આસનો બનાવ્યાં. ત્યાં કેટલીક સ્ત્રિયો સુગંધિ પદાર્થો, અલંકાર, સૂક્ષ્મ વસ્ત્ર, ગુણકારી અન્નપાન, વિવિધ પ્રકારના ભોજ્ય પદાર્થો, સુવાસિત માળાઓ, ઇત્યાદિ વસ્તુઓ દુર્યોધન રાજાએ ત્યાં રાખવી. અને વૃકસ્થળ ગામમાં પણ વિશેષ નિવાસ કરવા વાસ્તે અનેક રત્નથી મનોહર વાસ સભા કરાવી. મનુષ્યથી ન બને એવું દેવતા લાયક એ બધું કરાવ્યા પછી, દુર્યોધન રાજાએ ધૃતરાષ્ટ્રને કહ્યું કે દાશાર્હ કુળમાં ઉત્પન્ન થયેલા કેશવ ભગવાન તે બધી સભા તથા વિવિધ પ્રકારનાં રત્નોને જોયા વગર પોતે કૌરવોના ધામે આવ્યા.

ताः सभाः केशवः सर्वा रत्नानि विविधानि च ।
असमीक्ष्यैव दाशार्ह उपायात्कुरुसद्मतत् ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मार्गेसभानिर्माणे गुर्जरभाषायां पंचाशीतितमोऽध्यायः ॥ ८५ ॥**

## અધ્યાય ૮૬ મો. કૃષ્ણના ઉતારા માટે ગોઠવણ.

**धृतराष्ट्र उवाच—उपप्लव्यादिह क्षत्तरुपायातो जनार्दनः ।**
**वृकस्थले निवसति स च प्रातरिहैष्यति ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર કહે છે—હે વિદુર! ઉપ્લવ્ય નામના ગામથી કૃષ્ણ ભગવાન આ તરફ આવે છે, હાલ વૃકસ્થળમાં છે, તે પ્રાતઃકાળે અહિં આવશે. સર્વ આહુકના અધિપતિ સર્વ યાદવોમાં અગ્રેસર, મોટા મનવાળા, મહાપરાક્રમી મોટા બળવાન, યાદવના સમૃદ્ધ દેશનું રક્ષણ તથા પોષણ કરનાર ત્રણ લોકના પિતા જે બ્રહ્મા, તેના પણ પિતા એવા જનાર્દન માધવ ભગવાન છે. આદિત્ય વસુ તથા રૂદ્ર દેવતા જેમ બૃહસ્પતિની બુદ્ધિને અનુસરે, તેમ રૂડા મનવાળા વૃષ્ણિ અંધક ઇત્યાદિ જે યાદવો છે તે શ્રીકૃષ્ણની બુદ્ધિને અનુસરે છે. હે ધર્મજ્ઞ! તે મહાત્મા દાશાર્હ ભગવાનની પૂજા તારી સમક્ષ હું જે રીતે કરીશ, તે રીતે કહું તે સાંભળ. એક વર્ણવાળા અત્યંત સારા અંગથી શોભિતા કાબુલી ચાર ઘોડાયુક્ત સુવર્ણના

સોળ રથ, નિરંતર મદ ઝરતા, હળ સરખા દાંતવાળા, પ્રહાર કરનાર એક એક સાથે આઠ આઠ નોકર સહિત આઠ હસ્તિયો, સુવર્ણ સરખી કાંતિવાળા, સુંદર નાની ઉંમરની સો સો દાસ દાસી હું તેમને આપીશ. તેમજ સુખરૂપ છે સ્પર્શ જેનો એવા પહાડી જમીનમાં રહેનારાએએ આપેલા ઉનના અઢાર હજાર તો શાલ દુશાલા આપીશ. વળી ચીન દેશમાં થયેલાં હજારો મૃગચર્મો જેટલાં એમને જોઇતાં હશે તેટલાં આપીશ. તેજવાળો જે આ મણિ રાત્રિદિવસ શોભે છે, તે પણ આપીશ કારણ કેશવ ભગવાન તેને લાયક છે. એક દિવસમાં જે વાહનની ચૌદ યોજન ચાલ છે, તે પણ ખચરીયુક્ત તેમને આપીશ, અને એનાં જેટલાં વાહન, અને જેટલા પુરૂષ તેમની ભેગા છે, તેથી આઠ ગણું ભોજ્ય પદાર્થ હું તેમને આપીશ. દુર્યોધન વિના મારા પુત્ર તથા પાત્રો સુંદર રથમાં બેસી શણગારીને દાશાર્હ ભગવાનના સામા જશે, અને મંગળરૂપ શણગારેલી હજારો વારાંગનાઓ પગથી ચાલી તે મોટા ભાગ્યશાળી કેશવ ભગવાનની સામે જશે. શહેરમાંથી પણ કેટલીક કન્યાઓ મંગળ દ્રવ્ય સહિત જનાર્દન ભગવાનને ખુલ્લી રીતે જોવા જશે. જેમ સૂર્યને બધી પ્રજા જુવે તેમ સ્ત્રી, પુરૂષ તથા બાળ સહિત આખું શહેર તે મહાત્મા મધુસૂદન ભગવાનને જોશે. સર્વ દિશાઓમાં મોટા ધ્વજ તથા પતાકાઓ રાખી દ્યો. રસ્તાઓ વળાવીને ખૂબ પાણીનો છંટકાવ કરો. વળી દુઃશાસનનું ઘર દુર્યોધનના ઘરથી સારૂં છે માટે તે આજ સ્વચ્છ તથા શોભિતું કરો, કારણ એ ઘર રૂડા આકારવાળા મહેલોથી દીપતું તથા સર્વ ઋતુના ગુણે કરી યુક્ત, અમૂલ્ય મંગળરૂપ તથા રમણીય છે. આ મારા તથા દુર્યોધનના ઘરમાં જે રત્ન છે તેમાંથી જે ભગવાનને યોગ્ય હોય, તે તેમને આપવામાં સંશય રાખો નહીં.

सर्वमस्मिन् गृहे रत्नं मम दुर्योधनस्य च ।
यद्यदर्हति वार्ष्णेयस्तत्तद्देयमसंशयं ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां षडशीतितमोऽध्यायः ॥ ८६ ॥

## અધ્યાય ૮૭ મો. વિદુરનો ઉપાલંભ.

विदुर उवाच—राजन्बहुमतश्चासि त्रैलोक्यस्यापि सत्तमः ।
संभावितश्च लोकस्य संमतश्चासि भारत ॥ १ ॥

વિદુર કહે છે—હે રાજન્! હે ભારત! તમે બહુ સંમત છો, ત્રૈલોક્યમાં સત્તમ છો, લોકના માનીતા છો, છેલ્લી અવસ્થામાં રહેલા તમો જે કહો છો તે શાસ્ત્ર આધારથી તથા રૂડા તર્કથી કહો છો આપ વૃદ્ધનું મન ઘણું સ્થિર છે. હે રાજન્! ચંદ્ર વિષે જેમ રેખા, સૂર્ય વિષે જેમ કાંતિ, સમુદ્ર વિષે જેમ મોટી લેહેર સ્વભાવિક છે, તેમ તમારે વિષે ધર્મ રહ્યો છે એમ પ્રજાએ નિશ્ચય કરેલો છે. હે પાર્થિવ! તમારા ગુણના સમુદાયથી હમેશ સર્વ લોક પ્રસન્ન રહે છે. હે રાજન્! ગુણોના રક્ષણ સારૂ અમો બાંધવો સહિત યત્ન કરો. સરલતાને પ્રાપ્ત થાઓ, પણ બાળ બુદ્ધિથી પુત્ર, પૌત્ર, સુહૃદ તથા પ્રિયને નાશ માં પમાડો. હે રાજન્! અતિથિ શ્રીકૃષ્ણને જે ઘણું આપવાનું તમે ઇચ્છો છો તે અને બીજું તથા સમગ્ર પૃથ્વી પણ દાશાર્હ ભગવાનને આપવાને યોગ્ય છે. તથાપિ તમે કંઇ ધર્મને ઉદ્દેશી તથા

તેને વાસ્તે શ્રીકૃષ્ણને આપવાને નથી ઇચ્છતા એ હું સોગન ખાઇને ખરૂં કહું છું. હે ચતુર! તમે કેવળ ઇંદ્રજાલ વિદ્યાની પેઠે તેમને છેતરવાનું કરો છો. હે રાજન્! તમારો મત છાનો છે તોપણ બાહ્ય કર્મથી હું જાણું છું. હે રાજન્! પાંચ પાંડવો પાંચ નાનાં ગામડાં ઇચ્છે છે તે તો તેમને આપવા ચાહાતા નથી, ત્યારે સંધિ કેવી રીતે કરશો? તમે તો ધનથી મહાબાહુ શ્રીકૃષ્ણને તમારી તરફ ખેંચી લેવાને તથા એ ઉપાયે કરી શલ્યની પેઠે પાંડવથી જુદા પાડવાને ઇચ્છો છો પણ ધને કરીને, ઉદ્યમે કરીને વા પાંડવની નિંદાએ કરીને અર્જુન થકી શ્રીકૃષ્ણને જુદા કરવા તમે સમર્થ થઇ શકો એમ નથી; એ હું તમને યથાર્થ કહું છું. કૃષ્ણનું માહાત્મ્ય, એનું દૃઢ ભક્તિપણું તથા એને પ્રાણ સરખો અર્જુન અત્યાજ્ય છે, એ હું જાણું છું. પાણીના ભરેલા કુંભમાંથી પગ ધોવરાવવા તથા કુશળ પ્રશ્ન પૂછવો એ શિવાય જનાર્દન ભગવાન બીજું કંઇ પણ અંગીકાર નહીં કરે. માન આપવા લાયક મહાત્મા ભગવાનને જે શમરૂપ આતિથ્ય પ્રિય છે તે તમે કરો. હે રાજન્! સઉના કલ્યાણની ઇચ્છાથી કેશવ ભગવાન કૌરવો પ્રત્યે આવે છે. જે વાસ્તે તે આવે છે, તે એમને આપો. હે રાજેંદ્ર! તમોને, દુર્યોધનને તથા પાંડવોને શમ થાય એમ દાશાર્હ ભગવાન ઇચ્છે છે; વાસ્તે એમનાં વચન પ્રમાણે તમે કરો. હે રાજન્! તમે પિતા છો, ને તે પુત્રો છે, તમો વૃદ્ધ છો ને તે બાળક છે માટે પાંડવો વિષે તમે પિતાની પેઠે વરતો, તે તો તમારી તરફ પુત્રની પેઠે વર્તે છે.

**पितासि राजन्पुत्रास्ते वृद्धस्त्वं शिशवः परे ।**
**वर्तस्व पितृवत्तेषु वर्तते ते हि पुत्रवत् ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि विदुरवाक्ये गुर्जरभाषायां सप्ताशीतितमोऽध्यायः ॥ ८७ ॥**

## અધ્યાય ૮૮ મો. સત્કાર ન કરવો.

**वैशंपायन उवाच—यदाह विदुरः कृष्णे सर्वंतत्सत्यमच्युते ।**
**अनुरक्तो ह्यसंहार्यः पार्थान्प्रति जनार्दनः ॥ १ ॥**

દુર્યોધન કહે છે—અચ્યુત એવા શ્રીકૃષ્ણ વિષે જે વિદુર કહે છે તે બધું સત્ય છે. પાંડવો પ્રત્યે જનાર્દન ભગવાન અનુરક્ત છે તેથી આપણે આપણી તરફ ખેંચી શકીયે એમ નથી. સત્કારપૂર્વક નાના પ્રકારનું જે જે ધન જનાર્દનને આપણે આપવું ધારેલું છે તે કદી પણ આપવું નહીં. હે રાજન્! કેશવ ભગવાન એમ સત્કાર કરવા લાયક છે ખરા, પરંતુ આ દેશકાળ સત્કાર કરવા જેવો નથી; કારણ આ વખતે સત્કાર કરીશું તો અધોક્ષજ ભગવાન એમ માનશે કે આ બધું તેઓ ભયથી કરે છે. હે વિશાંપતે! જે કરવાથી ક્ષત્રિયનું અપમાન થતું હોય, તે કામ પંડિત પુરૂષે ન કરવું એમ મેં નિશ્ચય કર્યો છે. તે વિશાળ નેત્રવાળા શ્રીકૃષ્ણ માત્ર આ લોક વિષે અત્યંત પૂજનીય છે એટલુંજ નહીં પરંતુ તે ત્રણ લોકને પણ પૂજ્ય છે, એ હું સારી રીતે જાણું છું, તથાપિ હે પ્રભો! તેમને હવે આપવું નહીં એજ ઉચિત છે, કારણ આરંભેલો કજિયો માત્ર આતિથ્ય કરવાથી શાંત થવાનો નથી. વૈશંપાયન કહે છે–હે જનમેજય! દુર્યોધનનાં વચન સાંભળી કૌરવોના પિતામહ ભીષ્મ,

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि धृतराष्ट्रगृहप्रवेशपूर्वकं श्रीकृष्णस्याविदुरगृहप्रवेशे गुर्जरभाषायामेकोननवतितमोऽध्यायः ॥ ८९ ॥



## અધ્યાય ૯૦ મો. કૃષ્ણનું કુંતીજીને મળવું.

वैशंपायन उवाच—अथोपगम्य विदुरमपराह्णे जनार्दनः ।
पितृष्वसारं स पृथामभ्यगच्छदरिंदमः ॥ १ ॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય! વિદુરને મળી પછી અપરાન્હ વખતે શત્રુને દમન કરનાર જનાર્દન ભગવાન પોતાના પિતાની બ્હેન કુંતિ પાસે ગયા. કુંતિ પ્રસન્ન સૂર્ય સરખી કાંતિવાળા શ્રીકૃષ્ણને મળવા આવતા જોઈ તેમનો કંઠ ઝાલી પુત્રોને સંભારતી આક્રોશ કરવા લાગી અને બળવાન પુત્રોના મધ્યમાં તેમની સંગાથે રહેનાર ગોવિંદ ભગવાનને ઘણે દહાડે જોઇ આંખમાંથી આંસુ પાડયાં. યોદ્ધાઓના પતિ શ્રીકૃષ્ણને તેમણે અશ્રુથી ગદ્ગદ કંઠ થઇ, સુકાઇ ગયેલા મુખથી કહેવા માંડયું કે, જેઓ બાલપણાથી વડિલોની સેવામાં તત્પર, એક બીજાના શુભેચ્છુ, સમાન ચિત્તવાળા, માનવા લાયક, ક્રોધ હર્ષને જીતવાવાળા, બ્રહ્મણ્ય, સત્યવાદી અને મનુષ્યમાં રહેવા યોગ્ય પાંડવોને કૌરવોએ છળથી રાજ્યભ્રષ્ટ કર્યા એટલે તેઓ રાજ તથા ભોગનો ત્યાગ કરી મને રોતી મૂકી, મૂળ સહિત મારા હૃદયને ખેંચી મનુષ્ય વગરના વનમાં ગયા. હે કેશવ! વનમાં જવા લાયક નહી, પિતા વગરના, હંમેશ લાડ લડાવેલા બાળક મહાત્મા પાંડવો માબાપને ન જોતાં સિંહ, વ્યાઘ્ર તથા હસ્તિવાળા મહાવનમાં કેમ નિવાસ કરી શકયા હશે? હે કેશવ! જેઓ બાળપણથી આરંભીને શંખ, નગારાં, મૃદંગ તથા વાંસળી, ઇત્યાદિ વાજિંત્રનો, હાથી ઘોડાનો તથા રથની નેમિનો શબ્દ સાંભળી જાગૃત થતા હતા; તેમજ શંખ, ઢોલ, વેણુ તથા વીણાના નાદમાં અનુરાગી દેવને શબ્દે કરી પૂજાયલા, વસ્ત્ર, રત્ન તથા અલંકારથી બ્રાહ્મણોને પૂજનાર, અને જેઓને મહાત્મા બ્રાહ્મણોએ પોતાની મંગળવાણિયુક્ત સ્તુતિથી વખાણેલા, હે જનાર્દન! હે મધુસૂદન! જે મહેલના અગ્રભાગમાં રાંકવ જાતના મૃગનાં કોમળ ચર્મ વિષે સૂતા, એવા તેમને મહા વનમાં શિકારી જનાવરોના શબ્દ સાંભળી નિદ્રા કેમ આવી હશે? વળી જે સ્ત્રિયોનાં મધુર ગીતથી તથા બંદિજન માગધ સૂત ઇત્યાદિકની સ્તુતિથી જાગનારા, તે મહા વનમાં શિકારી પશુઓના શબ્દે કરી કેમ જાગતા હશે? લજ્જાવાન, સત્ય છે ધૈર્ય જેનું, ઇંદ્રિયોને નિયમમાં રાખનાર, પ્રાણિમાત્ર ઉપર દયા કરનાર, કામ તથા દ્વેષને વશ કરી સત્પુરૂષના માર્ગને અનુસરનાર, અંબરીષ, માંધાતા, યયાતિ, નહુષ, ભરત, દિલિપ, ઉશીનરનો પુત્ર શિબિ, ઇત્યાદિ પ્રાચીન રાજર્ષિયોના, દુઃખે કરી ખેંચાય એવા ધર્મરૂપ ધુંસરાને ધારણ કરનાર, શીલવૃત્ત સંપન્ન, ધર્મજ્ઞ, સત્ય પ્રતિજ્ઞાવાળા, સર્વ ગુણ સંપન્ન, ત્રણલોકના રાજા થવા લાયક, જેનો કોઇ શત્રુ ઉત્પન્ન થયો નથી એવા ધર્માત્મા, શુદ્ધ સુવર્ણ સરખી કાંતિવાળા, કૌરવ વિષે ધર્મશાસ્ત્રવડે શ્રેષ્ઠ, જેનું દર્શન પ્રિય છે એવા મોટા ભુજવાળા યુધિષ્ઠિર કેવી રીતે વર્તે છે? દશ હજાર હાથી જેટલો સમર્થ, વાયુ સરખા વેગવાળો, મહાબળવાન, ક્રોધયુક્ત, ભાઇનું પ્રિય કરનાર, તથા પ્રિય, હે મધુસૂદન! જ્ઞાતિ સહિત કીચકને મારનાર, શૂરવીર અને ક્રોધ વશ હિડિંબાસુર તથા બકાસુરને હણનાર, પરાક્રમ વિષે ઇંદ્ર સરખો, બળ વિષે વાયુ સરખો, ક્રોધ

કરવામાં મહાદેવજી સમાન, પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ, શત્રુને તપાવનાર, ઘણા તેજવાળો, અતિ પરાક્રમી, શ્રેષ્ઠ, જીત્યો છે આત્મા જેણે એવો, દર્શનમાત્રથી ભય ઉપજાવનાર ભીમસેન ભાઈની આજ્ઞામાં રહી હાલ કેવી રીતે વર્તે છે ? હે કેશવ ! જેના એક હાથમાં ભાલો છે એવો બળવાન પાંડુનો વચલો પુત્ર અર્જુન, હજાર હાથવાળા થઈ ગયેલા અર્જુન સાથે પોતે બે હાથવાળો છતાં સ્પર્ધા કરે છે, જે એકીવારે વેગથી પાંચસો બાણ ફેંકે છે. બાણ તથા અસ્ત્રવિદ્યા વિષે સહસ્રાર્જુન સરખો, તેજે કરી સૂર્ય સરખો, ઇંદ્રિયોનું દમન કરવામાં મહર્ષિ સરખો ક્ષમાએ કરી પૃથ્વી સમાન, પરાક્રમ વિષે ઇંદ્ર સરખો, મહાપ્રદિપ્ત વિખ્યાત એવું કૌરવોનું અધિરાજ્ય જેણે પરાક્રમે કરી સર્વ રાજાઓના મધ્યમાં હરણ કરી લીધું હતું એવો અને જેના બાહુબળનું સર્વ પાંડવો સેવન કરે છે. હે મધુસૂદન ! જેમ દેવતાઓનો આશ્રય ઇંદ્ર, તેમ પાંડવોનો આશ્રય, સર્વ રથિયોમાં શ્રેષ્ઠ, સત્ય પરાક્રમવાળો, સંગ્રામમાં જેની સન્મુખ જઈ કોઈ પણ જીવે નહી એવો અર્જુન, હે અચ્યુત ! જે સર્વ પ્રાણિયોને જીતનાર જીષ્ણુ અને જેને કોઈ જીતી શકે નહી એવો તમારો ભાઈ તથા મિત્ર અર્જુન હાલ કેવી રીતે વર્તે છે ? સર્વ પ્રાણી વિષે દયાવાન, લજ્જાવાન, મહાસ્ત્ર જાણનાર, કોમળ, સુકુમાર અંગવાળો, ધર્મિષ્ઠ, મને પ્રિય, મોટા ધનુષવાળો, શૂરવીર, સંગ્રામ વિષે શોભિતો, ભાઈયોની સેવા કરનાર, ધર્માર્થમાં કુશળ, યુવાવસ્થાવાળો, ભાઈયોની વૃદ્ધિ કરનાર, મારી સેવા કરનાર, અને જે મહાત્માના વૃત્તને ભાઈયો પણ વખાણે છે, એવો માદ્રીપુત્ર સહદેવ કેવી રીતે વર્તે છે તે મને કહો ? સુકુમાર અંગવાળો, તરૂણ, રૂપાળો, દર્શન કરવા લાયક, સર્વ ભાઈયોને પ્રાણ સમાન પ્રિય, વિચિત્ર પ્રકારનું યુદ્ધ કરનાર, મોટા ધનુષવાળો, સુખથી વૃદ્ધિ પામેલો તથા દુઃખને યોગ્ય નહી એવો મહારથિ બળવાન મારો પુત્ર નકુળ કુશળ છે ? અને એને હું ફરી પાછો દેખીશ ? હે શૂરવીર ! એક નિમિષ માત્ર પણ નકુળ વગર મને ધૈર્ય રહે નહી તે હું તેના વગર હાલ જીવું છું. હે જનાર્દન ! હે અચ્યુત ! મને સર્વ પુત્રથી અત્યંત પ્રિય, કુલિન, રૂપસંપન્ન, સર્વ ગુણે કરી સંયુકત, પોતાના પુત્રને દૂર રાખીને પતિ સમીપે રહેનારી સત્ય ભાષણ કરનારી, પાંડવોને અનુસરનારી, સારા સંબંધિવાળી તથા સર્વ કામ છે પરિપૂર્ણ જેને એવી સમર્થ કલ્યાણરૂપ વધૂ દ્રૌપદી કેવી રીતે વર્તે છે ? હે કૃષ્ણ ! શૂરવીર, અગ્નિ સરખા પ્રકાશમાન, શત્રુઓને પ્રહાર કરનાર તથા મહા ધનુષ ધારણ કરનાર પોતાના પાંચ પતિ સાથે રહેલી અને તેઓના દુઃખમાં ભાગ લેનારી દ્રૌપદી પોતાના પુત્રના વિયોગરૂપ વ્યાધિગ્રસ્ત તથા સત્યવાદીને મેં ચૌદ વર્ષ થયાં દીઠી નથી. અરે, મનુષ્ય પુણ્ય કર્મે કરી સુખ નથી પામતાં શું ? કારણ દ્રૌપદી પુણ્યશીલ છતાં અવિનાશી સુખ પામતી નથી. હે અચ્યુત ! મને દ્રૌપદી કરતાં યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવ પ્રિય નથી; કેમકે કૌરવની સભામાં આવેલી મેં તેને જોઈ, એ ઉપરાંત મને મોટું દુઃખ પૂર્વે કદી થયું નથી ! દુઃખ કે સ્ત્રી ધર્મવાળી શ્વશુરરૂપ ધૃતરાષ્ટ્રાદિની સમિપે પ્રાપ્ત થયેલી, ક્રોધ તથા લોભમાં વર્તનાર અનાર્ય દુઃશાસને સભામાં ખેંચી લાવેલી અને એક વસ્ત્ર ધારણ કરેલી દ્રૌપદીને સર્વ કૌરવોએ જોઈ તે સમયે ત્યાં મહારાજ ધૃતરાષ્ટ્ર, બાહ્લિક, કૃપાચાર્ય, સોમદત્ત તથા અન્ય કૌરવો બેઠા હોવા છતાં કંઈ બોલી શકયા નહી, પણ હું સૌ કરતાં કેવળ વિદુરનેજ ધન્ય માનું છું. મનુષ્યમાં શ્રેષ્ઠ આચરણે કરીને આર્ય થાય છે, પણ ધન તથા વિદ્યાએ કરીને થતા નથી ! હે શ્રીકૃષ્ણ ! મહા બુદ્ધિમાન, ગંભીર તથા મહાત્મા વિદુરજીમાં શ્રેષ્ઠ શીલ છે એજ તેમનું ભૂષણ છે. જે આખા જગતમાં સર્વોપરી છે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય! પોતાના પુત્રના વિયોગથી થતા શોકે કરી પીડાયુક્ત તથા શ્રીકૃષ્ણના આવવાથી હર્ષ પામેલી કુંતી, પોતાને થયેલાં અનેક પ્રકારનાં સર્વ દુઃખ કહેવા લાગી કે, હે શત્રુને દમન કરનાર શ્રીકૃષ્ણ! મારા પુત્રાદિને પૂર્વે થઇ ગયેલા કુરૂકુળમાંના રાજાઓએ જે આચરણ કર્યું તે સુખ આપનાર છે કે પાસાએ કરી દ્યૂત રમવું તથા મૃગ હિંસા કરવી એ સુખ આપનાર છે? ધૃતરાષ્ટ્રના પુત્રાએ સભામાં કુરૂકુળમાંના મહત્પુરૂષોની સાંનિધ્ય દ્રૌપદીને અત્યંત કિલષ્ટ કરી એને અયોગ્ય કર્યું, મારા પુત્રાને વનમાં કાઢયા તથા તેઓનું જવું એ મને બાળે છે, કેમકે થયેલાં અનેક પ્રકારનાં દુઃખ મને સાંભરે છે! હે માધવ! બાળકોને અજ્ઞાતવાસ કરવો તથા કૌરવોએ મારા પુત્રાને હરણ કરેલું રાજ્ય પાછું ન આપવું એ પુત્રા સહિત મને શું મોટો કલેશ નહી?! હે શ્રીકૃષ્ણ! દુર્યોધને અમને ચૌદ વર્ષ થયાં દુઃખમાં રૂંધ્યાં છે, પણ જેમ પુણ્યનું ફળ સુખ તે ભોગવવાથી તેનો નાશ થાય છે, તેમ પાપકર્મનું ફળ દુઃખ છે, તો તે ભોગવવાથી શું તેનો નાશ થતો નથી? અર્થાત્ દુઃખનો નાશ થઇ અમને સુખ મળશે, માટે હમણાંનાં દુઃખથી અમે ભય પામતાં નથી. હે શ્રીકૃષ્ણ! મને મારા પુત્રામાં તથા ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રામાં વિશેષ નથી, એ મારા સત્યપણાએ કરી સમૃદ્ધિયુકત તથા થનાર યુદ્ધથી મુકત થયેલા પાંડવો સહિત તમને જોઇશ; કારણ સર્વ વૃત્તાંત તેવુંજ છે, માટે શત્રુઓ જીતવા સમર્થ નથી. હું મારા આત્માની તથા દુર્યોધનની નિંદા કરતી નથી, કેવળ મારા પિતાનીજ નિંદા કરૂં છું, કેમકે જેમ શ્રેષ્ઠ પુરૂષ શ્રદ્ધાએ કરી દ્રવ્ય આપે તેમ તેણે પોતાના સખા કુંતિ ભોજરાજાને પુત્રીરૂપે મને આપી. એ પ્રમાણે મારા પિતાએ મારો ત્યાગ કર્યો, તેમજ મારા શ્વશુરરૂપ ભીષ્માદિએ પણ ત્યાગ કર્યો છે; માટે હું અત્યંત દુઃખયુકત છું, તો હવે મને જીવવાનું શું ફળ રહ્યું? અરે, જ્યારે અર્જુનનો જન્મ થયો ને હજી જનનશૌચ હતું તેવામાં સ્પષ્ટ શબ્દવાળી આકાશવાણી થઇ કે, આ તારો પુત્ર સર્વ પૃથ્વીને જીતશે, ને તેનો યશ સ્વર્ગમાં પહોંચશે તથા યુદ્ધમાં કૌરવોને જીતી રાજ્ય પામી પોતાના ભાઈ યુધિષ્ઠિરને ત્રણ અશ્વમેધ યજ્ઞ કરાવશે ચિંતા ન કર, પણ હું તેની નિંદા કરતી નથી, કેવળ કૃષ્ણરૂપ ધર્મને નમસ્કાર કરૂં છું; કેમકે સર્વ પ્રજાનું ધારણ કરનાર તે જ છે. હે ગોવિંદ! જો ધર્મ સત્ય હશે તથા જેવી રીતે આકાશવાણીએ કહ્યું છે તેવી રીતે થનાર હશે, તો તમે સર્વ વસ્તુ સંપાદન કરશો. હે માધવ! જેવો મને વિધવાપણું, દ્રવ્યનો નાશ તથા વૈરથી ઉત્પન્ન થતો શોક બાળતો નથી, તે કરતાં પણ અધિક પુત્રના વિયોગવાળા સંસારથી થતો શોક બાળે છે; કેમકે સર્વ શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ ગાંડિવ ધનુષ્ય ધારણ કરનાર અર્જુનને હું દેખતી નથી, તેથી મારા હૃદયને શાંતિ થતી નથી! હે ગોવિંદ! હું આજ ચૌદ વર્ષ થયાં યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવને દેખતી નથી. અરે! મનુષ્યો નાશ પામેલાઓનું શ્રાદ્ધ કરે છે, અર્થાત્ મારે મન મારા પુત્રા તથા તેઓને મન હું નાશ પામ્યા સરખાંજ છીએ. હે લક્ષ્મીપતિ ભગવાન! ધર્માત્મા યુધિષ્ઠિર રાજાને આવી રીતે કહેજો કે, તું રાજ્યની માગણી કરવા સારૂ વિષ્ટિ કરાવે છે એથી તારા ક્ષત્રિય ધર્મનો નાશ થાય છે, માટે હે પુત્ર! તું એમ કર માં, કેમકે તેમ કરવાથી કૌરવો રાજ્યનો વિભાગ આપે તેવા નથી. અરે! જે સ્ત્રી પારકા આશ્રયે વર્તે છે, તેને ધિક્કાર છે, કારણ કૃપણતાથી પોતાની વૃત્તિ કરવી એ મોટી અપ્રતિષ્ઠા છે. હે વાસુદેવ! અર્જુનને તથા નિત્ય યુદ્ધ કરવામાં તત્પર એવા ભીમસેનને કહેવું કે જે માટે ક્ષત્રિય ઉત્પન્ન થાય છે, તે કરવાનો હમણાં તમને સમય આવ્યો છે, તેને જો જગતમાં

પ્રસિદ્ધ તમે મિથ્યા કરી નૃશંસપણાનું આચરણ કરશો તો તમારો સદાને માટે ત્યાગ કરી સુખ જોઇશ નહી; કારણ સમય આવ્યે પોતાનું જીવિત ત્યાગ કરવું એ પણ યોગ્ય છે. હે અચ્યુત ! ક્ષત્રિય ધર્મવાન માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવને પણ મારા કહેવા પ્રમાણે કહેજો કે, જીવવા કરતાં પરાક્રમે કરી પ્રાપ્ત થતાં સુખને ઇચ્છો, કેમકે પૂર્વે ક્ષત્રિય ધર્મે કરી જીવતા એવા પુરૂષોને પરાક્રમે કરીનેજ સર્વ અર્થ પ્રાપ્ત થયેલ છે. હે પુરૂષોત્તમ ! મનુષ્યનું મનજ સંતોષ આપનાર છે; માટે તમે જઇને સર્વ શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ અર્જુનને કહેજો કે, તું દ્રૌપદીની પદવીનું આચરણ કર. હે યાદવ ! તમે કાળની પેઠે ક્રોધ પામેલા ભીમસેન તથા અર્જુનને જાણો છો; જે દેવતાઓને પણ પરગતિની પ્રાપ્તિ કરે એવા છે, માટેજ દ્રૌપદીનું કૌરવની સભામાં જવું થયું તે તથા દુઃશાસન અને કર્ણ જે નહી કહેવાં ઘટે એવાં વાક્ય બોલ્યા તે જ તેઓની મોટી અવજ્ઞા છે ! અરે, દુર્યોધને કુરૂ મુખ્યોને જોતાં મનસ્વી ભીમસેનની સામે ધસારો કર્યો, તેનું જે ફળ–તેને જરૂર તે જોશે; કારણ વૃકોદર જે દિવસથી વૈર થયું છે, તે દિવસથી શાંતિ પામતો નથી. અરે, ભીમસેનમાંથી વૈરભાવ ઘણો કાળ થયો હોય તોપણ જાય નહી, જ્યારે શત્રુનો નાશ કરે ત્યારેજ જાય એમ છે. મને રાજ્યનું હરણ, પુત્રોનું દ્યૂતમાં હારી જવું તથા તેઓનું વનમાં જવું થયું એ કંઇ દુઃખનું કારણ નથી; કેવળ એક વસ્ત્રભર સભામાં આણેલી દ્રૌપદિયે દુષ્ટોનાં અનેક અયોગ્ય વાક્ય સાંભળ્યાં એજ દુઃખનું કારણ છે ! અરે, સ્ત્રી ધર્મવાળી તથા ક્ષત્રિય ધર્મમાં પ્રીતિમાન સર્વ સ્ત્રિયોમાં શ્રેષ્ઠ દ્રૌપદી, જ્યારે કૌરવની સભામાં ગઇ, ત્યારે ધણીવાળી છતાં નધણીયાતી થઇ ! હે મધુસૂદન ! પુત્ર સહિત હું તેના તમે, બળરામ તથા પ્રદ્યુમ્ન સહાયક છતાં અને શત્રુ જેના પરાક્રમને સહન ન કરી શકે એવા ભીમસેન તથા યુદ્ધમાંથી બ્હીને પાછો નહી હઠનાર અર્જુન જીવતાં આવાં દુઃખ ભોગવું છું.

વૈશંપાયન કહે છે–હે જનમેજય ! એ પ્રમાણે કુંતિએ કહ્યું ત્યારે અર્જુનના સખા વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ, પોતાના પુત્રના શોકયુક્ત એવી તેને આશ્વાસના કરતાં કહેવા લાગ્યા કે, હે ફોઇ ! જગતમાં તમારા જેવી સ્ત્રી કોણ છે ? કેમકે શૂર યાદવનાં પુત્રી તથા અજમીઢના કુળમાં વધૂરૂપે પ્રાપ્ત થયેલાં તમે મહા કુળવાન, જેમ જળ એક હ્રદમાંથી બીજા હ્રદમાં જાય, તેમ એક કુળમાંથી બીજા કુળમાં પ્રાપ્ત થયેલ, પરમ કલ્યાણ સ્વામિથી માન પામેલાં, શૂરવીર પુત્રને જન્મ આપનાર, શૂરવીર પતિનાં સ્ત્રી તથા સર્વ શ્રેષ્ઠ ગુણે કરી પ્રસિદ્ધ એવાં તમે સુખ અથવા દુઃખને સમાન માની સહન કરવા યોગ્ય છો. હે કુંતિ ! પાંડવો નિદ્રા, તંદ્રા, ક્રોધ, હર્ષ, ક્ષુધા, તૃષા, ટાઢ તથા આપદને જીતીને, શૂરવીર પુરૂષના સુખમાંજ કુશળ છે. ત્યાગ કરી છે સુખેચ્છા જેણે એવા તથા વીર પુરૂષનાં સુખજ જેને પ્રિય છે એવા મોટા હર્ષવાળા મહા બળવાન પાંડવો અલ્પ સુખથી સંતોષ પામે તેમ નથી. ધીર પુરૂષો રાજ્ય અથવા વનવાસ તથા ઉત્તમ કલેશ અથવા ઉત્તમ ભોગ ભોગવે છે. સંસારનાં સુખજ જેને પ્રિય છે એવા પુરૂષ અલ્પ ઐશ્વર્યને સેવે છે; માટે વીર એવા તમારા પુત્ર પાંડવો રાજ્ય, વનવાસ, કલેશ અથવા ઉત્તમ ભોગની ઇચ્છા રાખી હર્ષયુક્ત છે; કારણ દુઃખ છે એ એને સુખ આપનાર છે અને અલ્પ ઐશ્વર્ય છે એ એને દુઃખ આપનાર છે. એમ બુદ્ધિમાનોએ કહ્યું છે. હે કુંતાજી ! દ્રૌપદી સહિત પાંડવોએ તમને દંડવત પ્રણામ તથા પોતાનું નિરોગ કુશળપણું કહેવરાવ્યું છે. તમે થોડા દિવસમાં રોગ વગરના, સર્વ અર્થ સિદ્ધ થયો હશે જેનો એવા, સર્વ લોકના ઇશ્વર, શત્રુ જેના નાશ પામ્યા હશે એવા

તથા રાજ્ય સમૃદ્ધિવાળા તમારા પુત્ર પાંડવોને જોશો. વૈશંપાયન કહે છે-હે જનમેજય! એ પ્રમાણે આશ્વાસના કરેલી તથા પુત્રના દુઃખથી ગ્રસ્ત કુંતિ, પોતાને અબુદ્ધિથી થયેલા શોકને શમાવી શ્રીકૃષ્ણને કહેવા લાગી કે, હે મધુસૂદન! મારા પુત્ર જે જે ઇચ્છે તે તમે માનો તે તે તમે ક્લેશ રહિત થઇ ધર્મનો લોપ ન થાય તેમ કરો; કારણ પોતાના મિત્રોને વિષે બુદ્ધિ તથા પરાક્રમની વ્યવસ્થા કરાવનાર તમારો મહિમા હું જાણું છું. વળી કુળમાંનો જે ધર્મ, સત્ય, મહાન તપ, રક્ષા કરનાર, તથા મહદ્બ્રહ્મ તમે છો, માટે જેવી રીતે કહો છો, તેવીજ રીતે સત્ય થશે. વૈશંપાયન કહે છે-હે રાજન્! મહાબાહુ ગોવિંદ શ્રીકૃષ્ણ, કુંતીની પ્રદક્ષિણા કરી તથા તેની રજા લઇને, દુર્યોધનના ગૃહ પ્રત્યે ગયા.

**तामभ्यमंत्र्य च गोविंदः कृत्वा चापिप्रदक्षिणं ।**
**प्रातिष्ठत महाबाहुर्दुर्योधनगृहान्प्रति ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कृष्णकुंतिसंवादे गुर्जरभाषायां नवतितमोऽध्यायः ॥ ९० ॥**

## અધ્યાય ૯૧ મો. દુર્યોધનની સભામાં કૃષ્ણગમન.

**वैशंपायन उवाच**—दुर्योधनगृहं शौरिरभ्यगच्छदरिंदमः ।
लक्ष्म्यपरमया युक्तं पुरंदरगृहोपमं ॥ १ ॥

વૈશંપાયન કહે છે-હે જનમેજય! શત્રુને દમન કરનાર શ્રીકૃષ્ણ, ઉત્તમ સમૃદ્ધિવાળા ઇંદ્રના ગૃહ સરખા તથા વિચિત્ર આસનવાળા દુર્યોધનના ગૃહ પ્રત્યે ગયા. ત્રણ દરવાજાને ઉલંઘન કરીને દ્વારપાળે નહી નિવારણ કરેલા શ્રીકૃષ્ણ, સજળ મેઘ સરખા વર્ણવાળા, પર્વત સરખા ઉંચા તથા શોભાએ કરી દેદિપ્યમાન પ્રાસાદ ઉપર ચઢયા. તેમણે હજારો રાજાઓ તથા કુરૂકુળના પુરૂષોથી વિંટાયલો આસન ઉપર બેઠેલો મહાબાહુ ધૃતરાષ્ટ્ર રાજાનો પુત્ર દુર્યોધન જોયો. તેની પાસે બેઠેલા દુઃશાસન, કર્ણ તથા શકુનિને પણ જોયા. હે રાજન્! આવતા શ્રીકૃષ્ણને જોઇને અમાત્યો સહિત દુર્યોધન તેમનું સન્માન કરતાં આસન ઉપરથી ઉભો થયો. પછી શ્રીકૃષ્ણ પ્રધાન સહિત દુર્યોધનને મળીને, બીજા રાજાઓને યથાયોગ્ય મળ્યા. ત્યાંજ સુંદર આસ્તરણથી બીછાવેલા સુવર્ણના પર્યંક ઉપર બેઠા. દુર્યોધને શ્રીકૃષ્ણને ગાય, મધુપર્ક તથા જળથી પૂજન કરીને ગૃહ તથા રાજ્ય નિવેદન કર્યાં. તે સમયે પરિપૂર્ણ સૂર્ય સરખા પ્રકાશમાન તથા પર્યંક ઉપર વિરાજમાન શ્રીકૃષ્ણની કૌરવો સહિત સર્વ રાજાઓ ઉપાસના કરવા લાગ્યા. પછી દુર્યોધન રાજાએ શ્રીકૃષ્ણને ભોજન કરવાનું આમંત્રણ કર્યું નહી ત્યારે દુર્યોધને કર્ણને બોલાવી કૌરવોની સભામાં શ્રીકૃષ્ણને શઠતાથી ભરેલાં અને સાંભળવામાં સુંદર લાગે એવાં વાક્યથી કહ્યું કે, હે જનાર્દન! અમે તમારે માટે તૈયાર કરેલાં અન્ન, પાન કરવાના પદાર્થ, વસ્ત્ર તથા શય્યાઓને તમે કેમ ગ્રહણ કરતા નથી, કેમકે અમારા તથા પાંડવોને સહાય કરનાર, હિત ઇચ્છનાર તથા ધૃતરાષ્ટ્ર રાજાના અતિ પ્રિય સંબંધી અને ધર્મ તથા અર્થને તત્વથી જાણનાર તમે છો; તોપણ અમે નિવેદન કરેલા પદાર્થોને ગ્રહણ કરતા નથી તેનું કારણ હું સાંભળવા ઇચ્છું છું. વૈશંપાયન કહે છે-હે જનમેજય! એ પ્રમાણે દુર્યોધને કહ્યું ત્યારે મોટા મનવાળા શ્રીકૃષ્ણ પોતાનો હાથ લાંબો કરી મેઘ

સરખા શબ્દથી નિર્ભય સ્પષ્ટાક્ષર યુક્ત વચનથી બોલ્યા કે, હે ભારત! જે દૂત જે કામ સારૂ આવ્યો હોય ને તે કામ કરી કૃતાર્થ થયો હોય તેજ પૂજાદિ સત્કાર ગ્રહણ કરે; માટે હું જ્યારે કૃતાર્થ થઇશ, ત્યારે પ્રધાનો સહિત તમારી પૂજાનો સત્કાર કરીશ. એ પ્રમાણે શ્રી કૃષ્ણનું બોલવું સાંભળી દુર્યોધન બોલ્યો કે, તમારે અમોને અપમાન આપવું યોગ્ય નથી. હે મધુસૂદન! તમે કૃતાર્થ થયા હો અથવા તેવા ન થયા હો, તોપણ અમે તમારૂં પૂજન કરવાનો મોટો યત્ન કરીયે છીયે પણ હાલ અમારો ઉપાય નથી. હે પુરૂષોત્તમ! અમે પ્રસન્નતાથી કરેલી પૂજાને તમે માન્ય કરતા નથી તેનું કારણ અમે કંઇ સમજતા નથી, કેમકે અમારે તથા તમારે કંઇ પણ વૈર અથવા વિગ્રહ થયેલ નથી માટે તેનો વિચાર કરો ને આવી રીતે બોલવું તમને યોગ્ય નથી.

વૈશંપાયન કહે છે–હે જનમેજય! એ પ્રમાણે દુર્યોધને કહ્યું ત્યારે જનાર્દન શ્રીકૃષ્ણ હસીને, પ્રધાન સહિત તેની સામું જોઇ બોલ્યા કે, હે દુર્યોધન! હું કદીપણ કામ ક્રોધ, દ્વેષ, કપટ, લોભ તથા અર્થના કારણથી ધર્મનો ત્યાગ કરૂં એવો નથી. હે રાજન્! પ્રીતિનાં તથા આપત્તિનાં અન્ન મને પ્રસન્ન કરે તેમ નથી કેમકે હું આપત્તિપણાને પામેલો નથી. હે રાજન્! તમે તમારા પ્રિયપણામાં વર્તનારા તથા પોતાના ગુણે કરી જગતમાં પ્રસિદ્ધિ પામેલા પોતાના ભાઇ પાંડવોનો જન્મથીજ ફોકટ દ્વેષ કરો છો, તે તમને યોગ્ય નથી, કેમકે તેઓ ધર્મમાંજ રહ્યા છે, તેમને કંઇ પણ કહેવાને કોણ યોગ્ય છે?! અરે! જે પુરૂષ પાંડવોનો દ્વેષ કરે છે, તે મારોજ દ્વેષ કરે છે અને જે તેની અનુકૂળતામાં વર્તે છે, તે મારી પણ અનુકૂળતામાં વર્તે છે; માટે ધર્મચારી તેઓ સાથે મારૂં એકપણું છે, એમ તમારે સમજવું. કામ તથા ક્રોધમાંજ વર્તનાર જે પુરૂષ ગુણવાન પુરૂષનો દ્વેષ કરવા ઇચ્છે છે અથવા કરે છે, તે પુરૂષમાં અધમ પુરૂષ કહેવાય છે. હે દુર્યોધન! જે અજીતાત્મા તથા અજીત ક્રોધી પુરૂષ, શ્રેષ્ઠ ગુણવાન પોતાના સંબંધિયોને મોહ તથા લોભને વશ થઇ અવળી દૃષ્ટિથી જુવે છે, તે સમૃદ્ધિ યુક્ત ઘણો કાળ નભતો નથી, ને જે પુરૂષ પોતાને પ્રિય ન હોય પણ તે જો ગુણવાન હોય તો તેને પ્રિય કરી પોતાને વશ કરે છે જેથી મોટા યશને પામે છે: દુષ્ટોએ તૈયાર કરેલું અન્ન મારે ભોજન કરવું નહી, કેવળ એક વિદુરજીના અન્નનુંજ ભોજન કરવું એવી મારી ઇચ્છા છે. હે જનમેજય! એ પ્રમાણે ક્રોધયુક્ત થયેલા દુર્યોધનને કહીને શ્રીકૃષ્ણ, તેના શ્વેત વર્ણવાળા ભવનથી ઉઠી–નીકળી રહેવા સારૂ વિદુરજીને ઘેર ગયા. દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, ભીષ્મ, બાહ્લિક, તથા કેટલાક કૌરવો વિદુરજીના ગૃહમાં બિરાજમાન શ્રીકૃષ્ણની પાસે ગયા ને કહેવા લાગ્યા કે, હે યદુકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ! અમે તમને નિવાસ કરવા સારૂ રત્ન જડિત ગૃહ આપીએ. ત્યારે મોટા તેજસ્વી શ્રીકૃષ્ણે, તેઓને કહ્યું કે, તમે સૌએ આ વાક્ય કહેવારૂપે મારો સત્કાર કર્યો માટે હવે પોતપોતાના ગૃહ પ્રત્યે જાઓ. હે રાજન્! શ્રીકૃષ્ણનાં વચન સાંભળી સર્વ કૌરવો ગયા. ત્યાર પછી વિદુરજીએ પ્રયત્નથી તેમનું યથેચ્છ પૂજન કરી શ્રેષ્ઠ ગુણવાન પવિત્ર અનેક પ્રકારનાં અન્ન લાવી નિવેદન કર્યાં. શ્રીકૃષ્ણે તે અન્ને કરી પ્રથમ બ્રાહ્મણોને તૃપ્ત કર્યાં તથા વેદ જાણનારાઓને અનેક દ્રવ્ય આપ્યાં. ત્યારપછી જેમ ઇંદ્ર દેવતાઓ સહિત ભોજન કરે, તેમ શ્રીકૃષ્ણે પોતાના સાથીઓ સહિત ગુણવાન તથા પવિત્ર એવા વિદુરજીના અન્નનું ભોજન કર્યું.

ततोऽनुयायिभिः सार्धं मरुद्भिरिव वासवः ।
विदुरान्नानि बुभुजे शुचीनि गुणवंति च ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णदुर्योधनसंवादे गुर्जरभाषायामेकनवतितमोऽध्यायः ॥ ९१ ॥

## અધ્યાય ૯૨ મો. કૃષ્ણ ને વિદુર સંવાદ.

**वैशंपायन उवाच—तं भुक्तवंतमाश्वस्तं निशायां विदुरो ब्रवीत् ।**
**नेदं सम्यग्व्यवसितं केशवागमनं तव ॥ १ ॥**

વૈશંપાયન કહે છે–હે જનમેજય! પછી રાત્રિને વિષે ભોજન કરી નિવૃત્તિ પામેલા શ્રીકૃષ્ણને વિદુરજીએ કહ્યું કે, હે કેશવ! આ તમારૂં આવવું કંઇ વિચારપૂર્વક નથી; કેમકે પોતાની મતલબ તથા ધર્મથી ઉલટો ચાલનાર મંદ, ક્રોધી કોઇનું પણ માન નહી રાખનાર, પોતે માન ઇચ્છનાર, વૃદ્ધોની આજ્ઞાને ઉલ્લંઘન કરનાર, ધર્મશાસ્ત્રથી ઉલટો ચાલનાર, મૂઢ દુષ્ટાત્માવાન, અત્યંત વૈર જેમાં ભરાઇ ગયું છે એવો તથા કલ્યાણને નહી ઇચ્છતો ધૃતરાષ્ટ્ર રાજાનો પુત્ર દુર્યોધન છે. વળી કામી, 'હું બુદ્ધિમાન છું.' એમ માનનાર, મિત્રનો દ્રોહ કરનાર, વિશ્વાસ રહિત, કોઇનું પણ નહી માનનાર, કોઇએ કરેલા ઉપકારને નહી જાણનાર, ધર્મ રહિત, ખોટું બોલવું જેને પ્રિય છે એવો, મૂઢ, દુષ્ટ બુદ્ધિમાન, અજિતેંદ્રિય, કરવાના કાર્યને વિષે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનાર, સર્વને વિષે ભરૂસા વગરનો તથા બીજા પણ અનેક દોષયુક્ત દુર્યોધન છે; માટે તમે એને એના કલ્યાણનાં વાકય કહેશો તો પણ તે દ્વેષને લીધે માન્ય કરશે નહી. હે શ્રીકૃષ્ણ! દુર્યોધનને ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ, અશ્વત્થામા તથા જયદ્રથ યુદ્ધમાં સર્વને જીતી મને સ્થિર રાજ્ય અપાવશે એવી આશા છે; માટે સલાહ કરવામાં મન કરતો નથી. હે જનાર્દન! કર્ણ સહિત ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રોને ભીષ્મ, તથા દ્રોણાચાર્ય જેમાં મુખ્ય છે એવા પોતાના પક્ષમાં આવેલા રાજાઓની સામું જોવાને કોઇ સમર્થ નથી એવો નિશ્ચય છે. હે અચ્યુત! અબુદ્ધિમાન દુર્યોધન મોટું સૈન્ય એકઠું કરીને, રાજારૂપ પોતાના દેહને કૃતાર્થ માને છે. વળી દુર્બુદ્ધિવાળા દુર્યોધનને એકલો કર્ણ સર્વ શત્રુને જીતશે એવો નિશ્ચય છે, માટે તે કદી પણ શમતાને પામશે નહી. હે કેશવ! ધૃતરાષ્ટ્રના સર્વ પુત્ર તથા પાંડવોને ભ્રાતૃભાવ રહે એમ ઇચ્છનાર, તથા તેમને શમતા કરવામાં પ્રયત્નવાન એવા તમારો તો વિચાર સારો છે, પણ આપણે પાંડવોને યથાયોગ્ય કંઇપણ આપવું નહિ એવા નિશ્ચયવાળા કૌરવો છે; તો તેમને તમે કંઇ પણ સલાહનાં વાકય કહેશો તે ફોકટ જશે. હે મધુસૂદન! જ્યાં સારાં કહેલાં તથા કટુ કહેલાં વાકય સમાન હોય, ત્યાં બુદ્ધિમાન પુરૂષે કંઇ પણ બોલવું નહી કારણ તે બહેરાની પાસે ગાયન કરવા સરખું થાય છે. હે માધવ! કંઇપણ નહી જાણનાર, મૂઢ તથા મર્યાદા વગરના કૌરવો પાસે તમારે કંઇપણ બોલવું, જેમ બ્રાહ્મણને ચાંડાળ સાથે બોલવું યોગ્ય નથી તેમ યોગ્ય નથી; કેમકે બળનો અભિમાની મૂઢ દુર્યોધન તમારા કહેવા પ્રમાણે કરશે નહી. તમારાં વાકય ફોકટ જશે. હે શ્રીકૃષ્ણ! પાપચિત્તવાળા સર્વ એકઠા થયા છે, તો તમારે તેની પાસે જવું એ મને રૂચતું નથી. વળી દુર્બુદ્ધિવાળા, અશિષ્ટ તથા દુષ્ટચિત્તવાળા ઘણાઓની સાથે તમારે ઉલટાં વચન બોલવાં એ મને રૂચતું નથી. વૃદ્ધ પુરૂષની સેવા વગરનો, ઘણી સમૃદ્ધિના ગર્વથી મોહિત, અવસ્થાએ કરી મોહિત તથા ક્રોધયુક્ત હોવાથી દુર્યોધન તેના કલ્યાણરૂપ તમારાં વાકય

ગ્રહણ કરશે નહી. હે માધવ ! તમે કદી બળ દેખાડતાં યુધિષ્ઠિરના બળનાં વચન કહેશો, તોપણ દુર્યોધન માન્ય કરશે નહી, કારણ તેને તમારામાં કેવળ પાંડવના પક્ષમાં છે એવી મોટી શંકા છે. હે જનાર્દન ! આ અમારા રાજ્યને દેવતા સહિત ઇંદ્ર પણ લેવા સમર્થ નથી એવા નિશ્ચયવાળા તથા કામ અને ક્રોધથી ભરેલા સર્વ કોરવો એકઠા મળ્યા છે, માટે તમારું વાક્ય સમર્થ હશે તોપણ અસમર્થ ગણાશે. હસ્તિ, રથ, અશ્વ પ્યાદાની સેનામાં રહેવાથી ભય વગરનો મૂઢ દુર્યોધન, મેં સમગ્ર પૃથ્વી જીતી છે એમ માને છે, ને શત્રુ વગરનું મારૂં રાજ્ય છે એમ કહે છે; પણ પ્રાપ્ત થયેલો રાજ્યરૂપ અર્થ તમ સરખાના વૈરથી ગુંથાએલો છે, તોપણ નહી ગુંથાએલો માને છે. હે શ્રીકૃષ્ણ ! આ સમગ્ર પૃથ્વી કાળે કરી એકને મળે છે, વળી પાછી ફરીને બીજાને પણ મળે છે, તોપણ પોતાની નીચેના તેનું પાલન કરનારાઓ સહિત કેટલાક રાજાઓ મળીને દુર્યોધન માટે પાંડવો સાથે યુદ્ધ કરવા આવેલા છે. પૂર્વે તમારી સાથે વૈર કરેલા તથા તમે જેમનાં પરાક્રમને નિર્બળ કરેલાં એવા કર્ણ સહિત તેઓએ તમારે લીધે ઉદ્વેગતાયુક્ત થઇ કૌરવોનો આશ્રય કર્યો છે. હે દાશાર્હવીર ! દુર્યોધન સહિત તેઓ મરવું કબૂલ રાખી પાંડવો સાથે યુદ્ધ કરવું એવા ઉત્સાહવાળા છે. તેમની મધ્યમાં તમારે જવું, એ મારો મત નથી. હે શત્રુને દમન કરનાર શ્રીકૃષ્ણ ! દુષ્ટ ચિત્તવાળા ઘણા શત્રુઓ મળેલા છે તેની મધ્યે તમે કેમ જશો ? તમે દેવતાઓને પણ અસહ્ય છો, કારણ તમારા પ્રભાવ, બુદ્ધિ તથા પરાક્રમને હું જાણું છું; તોપણ મને પાંડવોમાં જેવી પ્રીતિ છે, તેવીજ પ્રીતિ તમારામાં છે, માટે પ્રેમ તથા સ્નેહથી કહું છું. હે પુષ્કરાક્ષ ! તમારા દર્શનથી ઉત્પન્ન થયેલી મને જે પ્રીતિ છે તે મારે તમને શું કહેવું, કારણ તમે દેહધારી સર્વના અંતરાત્મા છો.

**या मे प्रीतिः पुष्कराक्ष त्वद्दर्शनसमुद्भवा ।**
**साकिमाख्यायते तुभ्य मंतरात्मासि देहिनां ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णविदुरसंवादे गुर्जरभाषायां द्विनवतितमोऽध्यायः ॥ ९२ ॥**

## અધ્યાય ૯૩ મો. શ્રીકૃષ્ણે વિદુરને કહેલાં વચન.

**भगवानुवाच—यथा ब्रूयान्महाप्राज्ञो यथा ब्रूयाद्विचक्षणः ।**
**यथा वाच्यस्त्वद्विधेन भवतामद्विधः सुहृत् ॥ १ ॥**

ભગવાન કહે છે–હે વિદુરજી ! તમે જેવી રીતે મોટા બુદ્ધિમાન તથા વિચક્ષણ પુરૂષ કહે તેવી રીતે તમ સરખાએ કહેવું ઘટે તેવી રીતે માતાપિતાની પેઠે, મારા સરખા સંબંધીને ધર્મ તથા અર્થયુક્ત યથાયોગ્ય સત્ય વાક્ય કહ્યાં. હે વિદુરજી ! હું તમને મારા આવવાનું કારણ કહું તે તમે સાવધ થઇને સાંભળો. હે મહાબુદ્ધિમાન ! દુર્યોધનનું દુષ્ટાત્માપણું તથા સર્વ રાજાઓની વૈરતા જાણીને હું આજ કૌરવો પાસે આવ્યો છું; કારણ જે પુરૂષ અશ્વ, રથ, હસ્તિ તથા પદાતિ સહિત વિસ્તારવાળી પૃથ્વીને મૃત્યુના પાશથી મુક્ત કરે, તેને ઉત્તમ ધર્મની પ્રાપ્તિ થાય છે. પુરૂષ પોતાની શક્તિ પ્રમાણે ધર્મના કામનો ઉદ્યોગ કરે, અને કદી તે સિદ્ધ ન થાય તોપણ તેને તે ધર્મની પ્રાપ્તિ થાય છે, એમાં મને સંશય નથી. મનુષ્ય મનમાં પાપ કર્મ કરવાનું ચિંતવન કરે પણ તેમ કરે નહી તો તેને તેનું ફળ મળતું નથી,

એમ ધર્મ જાણનાર પુરૂષ જાણે છે. હે વિદુરજી ! હું કપટ રહિત થઈને, યુદ્ધમાં નાશ પામનારૂં કુરૂકુળના તથા સૃંજયના કુળના પુરૂષોને સલાહ થાય તેવી રીતે યત્ન કરીશ. કૌરવોને કર્ણ તથા દુર્યોધને ઉપજાવેલી મોટી આપત્તિ પ્રાપ્ત થઇ છે; કેમકે સર્વ તેમને અનુસરી રહેલા છે. હે શ્રેષ્ઠ ! જે મિત્ર પુરૂષ પોતાના મિત્રને દુઃખથી કલેશ પામતી વેળાએ આવીને પોતાની શકિત પ્રમાણે ઉપાય કરી છોડાવે નહી, તેને બુદ્ધિમાન પુરૂષો નૃશંસ કહે છે. જે પુરૂષ પોતાના મિત્રને તેના શત્રુએ કેશથી ગ્રહણ કર્યો હોય તેથી તથા નહી કરવાનાં કાર્ય કરતો હોય તેથી પોતાના બળ પ્રમાણે ઉપાય કરી નિવર્ત કરે તે જગતમાં કોઇનો પણ ઠપકાપાત્ર થતો નથી. હે વિદુર ! હું દુર્યોધનને સમર્થ, શુભ, હિતરૂપ તથા ધર્મ અને અર્થયુકત વાકય કહીશ, જેને તે માન્ય કરવા લાયક છે. જેવી રીતે કૌરવ, પાંડવ તથા પૃથ્વી વિષેના રાજાઓનું હિત થશે, તેવી રીતે કપટ રહિત થઇ યત્ન કરીશ. કદી હું દુર્યોધનના હિત માટે પ્રયત્ન કરીશ, અને તે મારામાં અવળો ભાવ લાવી શંકા રાખશે; તોપણ મારા હૃદયમાં તો પ્રીતિ થશે તથા મિત્રના ઋણમાંથી તો મુકત થઇશ. સંબંધીઓમાં માંહોમાંહી ફૂટ પડી હોય, તે વેળા જે મિત્ર પોતાના મિત્રોનો સર્વ ઉપાયથી ઉપકાર નહી કરી મધ્યસ્થ થઇ બેસી રહે તેને બુદ્ધિમાન પુરૂષ મિત્ર કહેતા નથી. વળી જગતમાં જે અધર્મિષ્ઠ તથા કોઇપણ જેના સ્નેહી નથી, એવા પુરૂષોથી શ્રીકૃષ્ણ પોતે સમર્થ છતાં કૌરવ તથા પાંડવો યુદ્ધ કરવા તૈયાર થયા તોય તેમણે વાર્યા નહી એમ તો નહી કહેવાય. હે વિદુરજી ! હું કૌરવ તથા પાંડવોનો અર્થ સાધવા સારૂ અહીં આવ્યો છું, માટે તેનો ઉપાય કરીશ, તેથી રાજાઓમાં દુષ્ટ કરણીને નહી પામું. બાળક સરખી બુદ્ધિવાળો દુર્યોધન, ધર્મ તથા અર્થયુકત અને કપટ વગરનાં મારાં વચન સાંભળી તે પ્રમાણે નહી કરે, તો પછી પ્રારબ્ધને વશ થશે. હું પાંડવોનો રાજ્યરૂપ અર્થ નાશ પામે નહિ, કૌરવોનું યથાર્થ સારૂં થાય એ પ્રમાણે કરીશ, જેથી મને પુણ્ય થશે. ને ધૃતરાષ્ટ્રના પુત્રો મૃત્યુના પાશથી મુકત થશે. કૌરવો ધર્મ, અર્થયુકત શ્રેષ્ઠ વાણી હું બોલીશ તે સાંભળશે ને સલાહ કરાવવા આવેલા મારૂં પૂજન પણ કરશે. હે વિદુરજી ! સર્વ રાજાઓ એકઠા મળેલા છે, પણ ક્રોધ પામેલા મારી સામે, જેમ સિંહની સામે મૃગો ઉભા રહેવા સમર્થ નથી, તેમ મારી સામે ઉભા રહેવા સમર્થ નથી. વૈશંપાયન કહે છે—હે રાજન્ ! એ પ્રમાણે વૃષ્ણિકુળમાં શ્રેષ્ઠ યદુકુળને સુખ આપનાર શ્રી કૃષ્ણે કહીને, સુખરૂપ સ્પર્શવાળી શય્યા ઉપર શયન કર્યું.

इत्येवमुक्त्वा वचनं वृष्णीनामृषभस्तदा ।
शयने सुखसंस्पर्शे शिश्ये यदुसुखावहः ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णवाक्ये गुर्जरभाषायां त्रिनवतितमोऽध्यायः ॥ ९३ ॥



## અધ્યાય ૯૪ મો. કૌરવોએ ભરેલી સભા.

वैशंपायन उवाच—तथा कथयतोरेव तयोर्बुद्धिमतोस्तदा ।
शिवानक्षत्रसंपन्ना साव्यतीयाय शर्वरी ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ પ્રમાણે વાતો કરતા એવા મહાબુદ્ધિમાન શ્રીકૃષ્ણ

તથા વિદુરજીને સુંદર નક્ષત્રોના ઉદયવાળી તે દિવસની રાત્રિ નિવૃત્ત થઇ. ધર્મ, અર્થ તથા કામે યુકત અને વિચિત્ર અર્થ, પદ તથા અક્ષરવાળી અનેક પ્રકારની વિદુરજીની શુભ વાણી શ્રવણ કરતા એવા, મહાત્મા અગણિત તેજસ્વી તથા જાણે નિષ્કાર્ય હોય શું એવા શ્રીકૃષ્ણને પોતાને અનુકૂળરૂપ વાતોએ કરી તે રાત્રિ નિવૃત્ત થઇ. પછી પાછલા પ્રહરની રાત્રિ વેળાએ, શ્રેષ્ઠ સ્વરવાળા સૂત તથા માગધ શંખ તથા દુંદુભિ આદિ વાજીંત્ર વગાડી શ્રીકૃષ્ણને જાગ્રત કરવા લાગ્યા. ત્યારે સર્વ યાદવમાં શ્રેષ્ઠ દાશાર્હ કુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણે ઉઠી, સર્વ પ્રાતઃકાળનું પોતાનું આવશ્યક કરી, સંધ્યા વંદન, જપ તથા અગ્નિમાં આહુતિ આપીને, ઉદય પામતા સૂર્યનું ઉપસ્થાન કર્યું. હવે દુર્યોધન તથા શકુનિ, સંધ્યા કર્મમાં વિરાજમાન કોઇથી પણ અજીત દાશાર્હ શ્રીકૃષ્ણની પાસે આવીને બોલ્યા કે–હે શ્રીકૃષ્ણ! ધૃતરાષ્ટ્ર રાજા, ભીષ્મ પિતામહાદિ કુરૂકુળના પુરૂષો, મોટા રાજાઓ તથા માંડલિક સર્વ રાજાઓ સભામાં આવ્યા છે ને જેમ સ્વર્ગમાં દેવતાઓ ઇંદ્રને ઇચ્છે તેમ તમને ઇચ્છે છે. હે ભારત! એ પ્રમાણે દુર્યોધન તથા શકુનિએ આવી કહ્યું, ત્યારે ગોવિંદ શ્રીકૃષ્ણે શ્રેષ્ઠ રૂચિકારક સામના વાકયે કરી તેઓને માન આપ્યું. ત્યાર પછી નિર્મળ સૂર્યનો ઉદય થયો ત્યારે શ્રીકૃષ્ણે બ્રાહ્મણોને સુવર્ણ, ગાય, વસ્ત્ર, અશ્વ તથા બહુ રત્ન આપ્યાં. એ પ્રમાણે બ્રાહ્મણોને આપીને શ્રીકૃષ્ણ ઉભા હતા, તે વખતે દારૂક સારથિએ આવી તેમને નમસ્કાર કર્યા. પછી શ્રીકૃષ્ણની આજ્ઞાથી દારૂક શ્વેત વર્ણવાળા, બહુ ઘુઘરીયોના સમુદાયવાળા તથા ઉત્તમ અશ્વ જોડેલા રથને લઇ પાછો આવી ઉભો. મોટા મનવાળા કુરૂકુળના પુરૂષોથી વિંટાયલા, વૃષ્ણિ કુળના પુરૂષોએ રક્ષા કરેલા તથા સર્વ યાદવને આનંદ આપનાર શૌરિ શ્રીકૃષ્ણ, આવેલા રથને જોઇ અગ્નિ તથા બ્રાહ્મણોની પ્રદક્ષિણા કરી ગળામાં બાંધેલો કૌસ્તુભ મણિ છોડી મૂકીને રથમાં બેસવા તૈયાર થયા. તે વેળા સર્વ ધર્મને જાણનાર વિદુરજીએ સર્વ પ્રાણધારી તથા બુદ્ધિમાન પુરૂષોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણને હાથ ગ્રહણ કરી રથમાં વિરાજમાન કર્યા. પછી રથમાં બેસી તે રવાને થયા. તે સમયે દુર્યોધન તથા શકુનિ પણ એક બીજા રથમાં બેસી તેમની પાછળ જવા લાગ્યા. સાત્યકિ તથા કૃતવર્મા પણ એક રથમાં બેસી, અને બીજા યાદવો પણ રથમાં બેસી તથા અન્ય પુરૂષો રથ, અશ્વ તથા હસ્તિ ઉપર બેસીને શ્રીકૃષ્ણની પાછળ જવા લાગ્યા. તે સમયે વાજીંત્ર વગાડનાર પુરૂષોએ, મૃદંગ, તુરી, ભેરી તથા શંખાદિ વગાડ્યાં. હે રાજન્! સુવર્ણના સાજ પહેરેલા અશ્વ જેમાં જોડ્યા હતા એવા તથા ચાલવાથી મોટા શબ્દવાળા તે સર્વ રથ અત્યંત શોભતા હતા, શોભાએ કરી દેદિપ્યમાન તથા બુદ્ધિમાન શ્રીકૃષ્ણ, રજ વગરના, જળના છંટકાવવાળા તથા રાજઋષિયોએ સેવેલા રાજમાર્ગ પ્રત્યે આવ્યા ત્યારે સર્વ લોકમાં શ્રેષ્ઠ, યુવાન તથા સિંહ સરખા પરાક્રમી પુરૂષો શ્રીકૃષ્ણના રથને વિંટી ચાલવા લાગ્યા. તે સમયે વિચિત્ર વસ્ત્ર પહેરેલા તથા તલવાર અને પ્રાસાદિ આયુધ ધારણ કરેલા હજારો યોદ્ધાઓ શ્રીકૃષ્ણની આગળ ચાલતા હતા, ને પાંચસો હસ્તિ તથા એક હજાર રથ પાછળ ચાલતા હતા. તે સમયે હે શત્રુને દમન કરનાર જનમેજય! રથ માર્ગ પ્રત્યે આવેલા શ્રીકૃષ્ણને જોવા સારૂ આવેલાં સ્ત્રી, પુરૂષ, વૃદ્ધ તથા બાળકોથી કુરૂકુળનું તે શહેર સંકીર્ણ થયું. અનેક અટારી તથા ભીંતો ઉપર ચઢી કુળવાન સ્રિયો જોતી હતી, તેથી જાણે તે તૂટી પડશે એમ દેખાતું હતું. તે વેળા કુરૂકુળના પુરૂષોએ સત્કાર કરેલા શ્રીકૃષ્ણ, પ્રજાની સુંદર વાતો સાંભળતાં તેઓની સામે જોઇ તેમનો યથાયોગ્ય સત્કાર કરતાં ધીમે ધીમે જતા હતા. પછી શ્રીકૃષ્ણનાં વાજીંત્ર વગાડનાર નોકરો, શંખ, વેણુ તથા

બીજાં પણ વાજીંત્રોના શબ્દે કરી સર્વ દિશાઓને ગજાવતા ધૃતરાષ્ટ્રની સભાની સાન્નિધ્ય આવ્યા. તે સમયે રાજાઓથી ભરાયેલી તે સભા વાજીંત્રના શબ્દ સાંભળી, શ્રીકૃષ્ણનાં દર્શન કરવાની આકાંક્ષાથી ઉત્પન્ન થયેલા હર્ષે કરી કંપાયમાન થઇ. પછી જ્યારે શ્રીકૃષ્ણ સભાની પાસે આવ્યા, ત્યારે તેમના રથનો મેઘ સરખો અવાજ સાંભળીને સર્વ રાજાઓ હર્ષયુક્ત થયા. તેટલામાં સર્વ યાદવમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ જ્યારે સભાના દ્વાર પાસે આવ્યા, ત્યારે કૈલાસ પર્વતના શિખર સરખા રથમાંથી ઉતરી, વિદુરજી તથા સાત્યકિ યાદવના હાથ ઝાલી, પોતાનાં સૂર્ય સરખાં તેજે કરી કૌરવોને આચ્છાદન કરતા, નવા મેઘ સરખા શ્યામ વર્ણવાળા, તથા તેજે કરી પ્રકાશમાન કૌરવની સભામાં આવ્યા. તે સમયે તેમની આગળ કર્ણ તથા દુર્યોધન અને પાછળ યાદવો તથા કૃતવર્મા હતા. ભીષ્મ તથા દ્રોણાચાર્યાદિ ધૃતરાષ્ટ્ર રાજાને મુખ્ય કરી શ્રીકૃષ્ણનો સત્કાર કરતાં પોતાના આસન ઉપરથી ઉઠવા લાગ્યા. જ્યારે શ્રીકૃષ્ણ છેક પાસે આવ્યા, ત્યારે દ્રોણાચાર્ય તથા ભીષ્મપિતામહ તથા ધૃતરાષ્ટ્ર રાજા પોતાના આસન ઉપરથી ઉભા થયા તે જોઇને સર્વ રાજાઓ પણ પોતાના આસન ઉપરથી ઉઠી ઉભા થયા. પછી શ્રીકૃષ્ણને વિરાજવા સારૂ ધૃતરાષ્ટ્ર રાજાની આજ્ઞાથી નોકરોએ શોભાયમાન સુવર્ણનું સિંહાસન બિછાવી તૈયાર કર્યું. શ્રીકૃષ્ણે, ધૃતરાષ્ટ્ર, ભીષ્મ તથા દ્રોણાચાર્યને સ્નેહથી મળીને સર્વ રાજાઓને યથાયોગ્ય કર્યાં. પછી સભામાં આવેલા શ્રીકૃષ્ણનો, સર્વ રાજાઓએ તથા કૌરવોએ પૂજાદિ સત્કાર કર્યો. તે સમયે રાજાઓના મધ્યમાં ઉભેલા શ્રીકૃષ્ણે, અંતરિક્ષમાં ઉભેલા નારદાદિ ઋષિયોને જોઇને આસ્તેથી ભીષ્મને કહ્યું કે, હે ભીષ્મ! આ સર્વ રાજાઓથી મળેલી સભાને જોવા સારૂ ઋષિયો આવ્યા છે, માટે તેમને મોટા સત્કારપૂર્વક આસનો ઉપર બેસવાનું નિમંત્રણ કરો, કેમકે તેઓએ બેઠા પહેલાં આપણ કોઇથી પણ બેસાશે નહિ માટે તેમને બેસાડો ને તેમની પૂજા કરો. એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાભળી ભીષ્મે જોયું તો સભાના દ્વાર પ્રત્યે ઉભેલા ઋષિયોને જોયા; ઉતાવળથી આસનો આપવાની નોકરોને આજ્ઞા કરી. તેમણે ઋષિયોને મણિ જડિત સુવર્ણનાં મોટાં આસન આપ્યાં. અર્ઘ્યપાદ્ય પૂજન થયા પછી સૌ બેઠા, ત્યાર પછી શ્રીકૃષ્ણ તથા રાજાઓ પણ યથાયોગ્ય પોતપોતાનાં આસનો ઉપર બેઠા. દુઃશાસને સાત્યકિ યાદવને બેસવા સારૂ ઉત્તમ આસન આપ્યું, ને વિવિંશતિએ કૃતવર્માને બેસવા સારૂ સુવર્ણનો બાજઠ આપ્યો. શ્રીકૃષ્ણની અતિ છેટે નહીં એવા એક આસન ઉપર દુર્યોધન તથા કર્ણ બેઠા. તેમજ ગાંધાર દેશના યોદ્ધાઓએ રક્ષણ કરેલો તે દેશનો રાજા શકુનિ પોતાના પુત્ર સહિત એક આસન ઉપર બેઠો. વિદુરજી સફેદ આસ્તરણવાળા તથા મૃગચર્મ જેની ઉપર બીછાવેલું હતું એવા મણિના બાજઠ ઉપર શ્રીકૃષ્ણના આસનને હાથે કરી સ્પર્શ કરતાં બેઠા. પછી સર્વ રાજાઓએ ઘણે દિવસે શ્રીકૃષ્ણને જોયા, તેથી જેમ અમૃતનું પાન કરતાં તૃપ્તિ ન થાય, તેમ તેઓ તેમને જોતાં તૃપ્તિ પામતા ન હતા. અતસી પુષ્પ સરખા વર્ણવાળા તથા પીત પીતાંબર ધારણ કરેલા શ્રીકૃષ્ણ, રાજાઓની સભામાં જેમ સુવર્ણના દાગીનામાં જડેલો મણિ શોભે, તેમ શોભતા હતા. પછી સર્વનાં મન શ્રીકૃષ્ણમાંજ લાગ્યાં હતાં તેથી સર્વ તૂષ્ણીભૂત થયું હતું પણ ત્યાં કોઇ પુરુષ બોલતો નહોતો.

**ततस्तूष्णीं सर्वमासीद्गोविंदगतमानसं ।**
**न तत्र कश्चित किंचिद्वा व्याजहार पुमान्क्वचित् ॥**

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णसभाप्रवेशे गुर्जरभाषायां चतुर्नवतितमोऽध्यायः ॥ ९४ ॥



## અધ્યાય ૯૫ મો. શ્રીકૃષ્ણનાં વિષ્ટી વચન.

**वैशंपायन उवाच--तेष्वासीनेषु सर्वेषु तूष्णीभूतेषु राजसु ।**
**वाक्यमभ्याददे कृष्णः सुदंष्ट्रो दुंदुभिस्वनः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! સર્વ રાજાઓ તૂષ્ણીભૂત થઇ બેઠા હતા તે વેળા સુંદર દાઢવાળા તથા દુંદુભિ સરખા શબ્દવાળા શ્રીકૃષ્ણ વાક્ય બોલવા તૈયાર થઇને દિવસને અંતે જેમ મેઘ ગર્જના કરે, તેમ મોટા શબ્દથી સર્વ સભાને સંભળાવતાં ધૃતરાષ્ટ્રની સામું જોઈ બોલ્યા કે, હે ભારત! હું મહા શૂરવીર કૌરવ તથા પાંડવોની વિનાશ વગર શમતા થાય, એ માગવા સારૂ આજ તમારી પાસે આવ્યો છું. મારે તમને બીજું કલ્યાણકારક વચન કહેવાતું નથી; કેમકે જે જાણવાનું છે તે તો તમે સૌ જાણો છો. હે પાર્થિવ! શાસ્ત્ર તથા આચરણ યુક્ત અને શ્રેષ્ઠ ગુણે કરી પ્રસિદ્ધિ પામેલું આ તમારૂં કુળ સર્વ રાજાઓના કુળ કરતાં ઉત્તમ છે, કેમકે તેમાં કૃપા, અનુકંપા, કારૂણ્ય અનૃશંસપણું, આર્જવ, ક્ષમા તથા સત્ય વગેરે ગુણો રહ્યા છે. કેવળ-ઘણું કરી તમારે લીધેજ પરસ્પર નિરંતર વૈર ચાલે છે, એ અયોગ્ય છે. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ! દ્યૂત તથા જતુ ગૃહાદિ કર્મ અવળે રસ્તે ચાલનાર કૌરવોને કરતાં અટકાવનાર તમેજ છો. અશિષ્ટ, મર્યાદા વગરના, તથા લોભે કરી હણાયલા ચિત્તવાળા દુર્યોધનાદિ તમારા પુત્રો ધર્મ તથા અર્થને છોડી દેઇને પોતાના પિતરાઈ બંધુ પાંડવોને વિષે નૃશંસપણે વર્તે છે તે તમારા જાણવામાં છે, જેથી કુરૂકુળને મોટી આપત્તિ પ્રાપ્ત થઇ છે. જો તમે તેમને નહી સમજાવો, તો તેઓ સર્વ પૃથ્વીને હેરાન કરશે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! હે ભારત! તમને કૌરવો સમજાવવા શકય છે, પણ જો તમે એમને સમજાવવા નહી ઈચ્છો તો પરસ્પર ભાઇયોને સલાહ થવી ઘણી કઠણ છે. હે પૃથ્વીપતિ! કૌરવ તથા પાંડવોને સલાહ થવી એ તમારે તથા મારે આધિન છે; માટે તમે તમારા પુત્રોને સમજાવો ને હું તમારા શત્રુરૂપ પાંડવોને સમજાવીશ. હે રાજેંદ્ર! પોતાને અનુસરી રહેલા રાજાઓ સહિત તમારા પુત્રોએ તમારી આજ્ઞા માનવી એ તેમને ઉચિત છે; કેમકે ઘણું કરી તેમાંજ તેમનું હિત છે. વળી તેથી તમારૂં, પાંડવોનું તથા પાંડુ પુત્રોને શિક્ષા કરીને પણ શમતા કરાવવી એમાં મારૂં પણ હિત રહેલું છે. હે પૃથ્વીપતિ! તમે પોતે પોતાની મેળે વૈર કરવું નિષ્ફળ છે એમ જાણીને પરસ્પર સલાહ થાય તેમ કરો, જેથી પાંડવો તમારા સહાયભૂત થશે; તેથી રક્ષિત થઇને ધર્મ તથા અર્થના ઉદ્યોગમાં વર્તો, કેમકે વૈરતામાં રહેલા તેમને જીતવા એ શકય વાર્તા નથી. મહાત્મા પાંડવોએ રક્ષા કરેલા તમારા પુત્રોને દેવતાઓ સહિત ઈંદ્ર પણ જીતવા સમર્થ નથી; ત્યારે બીજા રાજાઓ કયાંથીજ સમર્થ હોય? કેમકે તમારા પક્ષમાં ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ, વિવિંશતી, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્ત, બાલ્હીક, સૈંધવ, કલિંગ, કાંબોજ, સુદક્ષિણ, યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ, મહા તેજસ્વી સાત્યકિ તથા મહારથિ યુયુત્સુ છે; જેમની સામે અવળી મતિવાળો કયો પુરૂષ યુદ્ધ કરી શકે એમ છે? હે શત્રુનો નાશ કરનાર ધૃતરાષ્ટ્ર! કૌરવ તથા પાંડવોએ રક્ષિત તમે ફરીથી લોકના

ઇશ્વરપણાને તથા શત્રુઓથી અજીતપણાને પામશો; ને તમારા પક્ષમાંના સમોવડીયા રાજાઓ પાંડુ પુત્રોની સંધિ કરશે. વળી પુત્ર, પૌત્ર, વડિલ, ભાઇયો તથા સંબંધિઓએ રક્ષિત તમે સુખે કરી જીવી પણ શકશો. હે પૃથ્વીપતિ! પૂર્વની પેઠે એ સૌને સત્કારપૂર્વક, મુખ્ય કરીને તમે નિષ્કંટક પૃથ્વીને ભોગવશો. વળી તમારા પુત્ર તથા પાંડવો સહિત તમે, બીજા સર્વ શત્રુને જીતશો; કે જે તમારો મુખ્ય અર્થ છે. હે રાજન્! જો તમે પ્રધાનો સહિત, પુત્રરૂપ પાંડવો તથા કૌરવો સહિત સલાહરૂપે રહેશો, તો તેમણે જીતીને મેળવેલી સમગ્ર પૃથ્વીને ભોગવશો. હે મહારાજ! યુદ્ધમાં તો નાશજ થાય છે, માટે બેઉ પક્ષનું તેમ થવાથી બુરૂં થશે ને તમે કયા ધર્મને જોશો? હે રાજન્! યુદ્ધમાં પાંડવો તમારા પુત્રનો નાશ કરશે અથવા તેઓ તેમનો નાશ કરશે તેથી તમે શું સુખ પામશો? હે ભારત! કૌરવ તથા પાંડવ સર્વ મહા શૂરવીર, અસ્ત્રવિદ્યા શિખેલા તથા યુદ્ધ કરવાની ઇચ્છાવાળા છે, તેમની તમે મોટા ભયથી રક્ષા કરો; યુદ્ધમાં બેઉ પક્ષના રથિ પુરૂષોએ રથિયોને, કૌરવને તથા પાંડવને નાશ પામેલા આપણે જોઇયે નહી ને જો તેમ નહી કરશો, તો બેઉ પક્ષમાં મળેલા પૃથ્વીમાંના રાજાઓ ક્રોધને વશ થયા છે, માટે અવશ્ય લડાઇથી પ્રજાનો નાશ કરશે; વાસ્તે જેમ આ સર્વ પ્રજા નાશ ન પામે, તેમ સર્વ લોકની રક્ષા કરો; જો એક તમેજ સત્વ ગુણયુક્ત થાઓ, તોજ સર્વનું કલ્યાણ થાય. સ્વચ્છ અંતઃકરણવાળા, વેદાન્ય, લજ્જાવાન, આર્ય, પુણ્ય જાતિવાળા તથા પરસ્પર સચિવરૂપ સર્વની યુદ્ધજન્ય ભયથી તમે રક્ષા કરો; મળેલા આ સર્વ રાજાઓ કલ્યાણરૂપે કરી પરસ્પર મળી, ખાનપાન કરી, શ્રેષ્ઠ વસ્ત્ર તથા પુષ્પમાળાઓ ધારણ કરી, તમારાથી સત્કાર પામી અને વૈર તથા ક્રોધનો ત્યાગ કરીને યથેચ્છ પોતપોતાના ગૃહ પ્રત્યે જાઓ. હે રાજન્! હવે તમારા આયુષ્યના ક્ષયનો સમય આવ્યો છે, માટે પાંડવો બાલ્યાવસ્થામાં હતા ત્યારે તેમનામાં તમને જેવી પ્રીતિ હતી, તેવી પ્રીતિ થાઓ ને તેઓની સાથે તમે સંધિ કરો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! જ્યારે પિતા વગરના બાળક પાંડવો હતા, ત્યારે તમેજ તેમને ઉછેરી મોટા કર્યા છે, માટે તેઓનું તથા પુત્રોનું યથાન્યાય પાલન કરો. ઘણું કરી દુઃખવેળા પાંડવોની તમારેજ રક્ષા કરવી જોઇએ, માટે તેમ કરો; પણ તમારા ધર્મ તથા અર્થનો નાશ થાઓ માં. પાંડવોએ તમને દંડવત પ્રણામપૂર્વક પ્રસન્ન કરતાં કહેવરાવ્યું છે કે, તમારી આજ્ઞાથી નોકર સહિત અમે આ દુઃખ વેઠયું. ધૃતરાષ્ટ્ર રાજા આપણા પિતા છે, માટે તેમણે કહેલા આપણા સમયનું તે પાલન કરશે એમ નિશ્ચયવાળા થઇને, બાર વર્ષ વનમાં તથા એક વર્ષ સર્વ મનુષ્યોથી છાના રહ્યા, પણ તમારા કહેલા સમયનો ત્યાગ કર્યો નહિ, તે બ્રાહ્મણો જાણે છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! તમે નિયમિત કરી આપેલા સમયને અમે માન્ય કર્યો છે, ને તમારે નિશ્ચય કરેલો સમય માન્ય કરવો એ યોગ્ય છે; કેમકે અમે નિરંતર બહુ ક્લેશિત છીયે, માટે અમારા રાજ્યનો વિભાગ આપો. તમે ધર્મ તથા અર્થને જાણો છો, વાસ્તે અમારી રક્ષા કરવા યોગ્ય છો, કેમકે તમરૂપ અમારા વડિલ છતાં અમે બહુ દુઃખ વેઠીયે છીયે. તમે અમારામાં માતા તથા પિતાની વૃત્તિને પામો. અમે જેમ શિષ્ય ગુરૂ પ્રતિ જેવી વૃત્તિથી વર્તે, તેવી વૃત્તિથી તમારે વિષે વર્તિએ છીયે; માટે તમને પણ અમારામાં ગુરૂરૂપ વૃત્તિથી વર્તવું યોગ્ય છે. અમે અવળે માર્ગે ચાલતા હોઇયે, તોપણ પિતારૂપ તમારે સીધે રસ્તે ચલાવવા જોઇયે; માટે તમે અમને સારો માર્ગ બતાવો, ને પોતે પણ સારા માર્ગરૂપ ધર્મમાં રહો. અમે તમારા પુત્ર પાંડવો તમારી સભાને ધર્મજ્ઞ કહીયે છીયે, કેમકે સર્વ સભાસદો ધર્મજ્ઞ છે, તો વૈર થવું એ યોગ્ય નથી; કારણ સભામાં

અધર્મે કરી ધર્મનો નાશ થાય, તથા અસત્યે કરી સત્યનો નાશ થાય, અને તેને જોનાર હોય તેનો પણ નાશ થાય છે તે તે સભાસદો પણ નાશ પામ્યા સરખા છે. જે સભામાં અધર્મે કરી ધર્મ વિંધાય છે, તે સભામાં બેસનારાઓ સભાપતિના દુઃખરૂપ શલ્યને નિવૃત્ત નહી કરતાં, જેમ કિનારા ઉપરનાં વૃક્ષો નદીના પ્રવાહથી વિંધાય, તેમ વિંધાય છે. હે રાજન્! એ પ્રમાણે ધર્મનો વિચાર કરી પોતાનું અર્ધ રાજ્ય પ્રાપ્ત થાય એવી ઇચ્છાથી શાંત થઈ બેઠેલા પાંડવોએ સત્ય ધર્મરૂપ તથા ન્યાયનાં વચન કહેવરાવ્યાં છે. હે જનેશ્વર! હું કહું છું કે, તમે તેમનું અર્ધ રાજ્ય તેઓને આપો; કારણ એ ઉપરાંત બીજું કંઇપણ કહેવું એ મને શક્ય નથી. જો હું તમને અસત્ય કહેતો હોઉં, તો આ સભામાં બેઠેલા જે પુરૂષો છે, તે મને ભલે પૂછો. હે પુરૂષમાં શ્રેષ્ઠ! જો હું ધર્મ તથા અર્થનો વિચાર કરીને બોલું છું એમ તમે માનતા હો, તો મૃત્યુના પાશથી આ સર્વ ક્ષત્રિયોને મુકાવો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! તમે શાંતિ પામો, ક્રોધને વશ ન થાઓ, ને પાંડવોને એના પિતાના રાજ્યનો યથાયોગ્ય ભાગ આપીને સિદ્ધાર્થ થઇ પુત્ર સહિત અનેક ભોગ ભોગવો. તમે યુધિષ્ઠિરને સત્પુરૂષના ધર્મમાં વૃત્તિ છે તે તથા પુત્ર સહિત તમારામાં વૃત્તિ છે તે જાણો છો, જેને લાક્ષાગૃહમાં બાળવાનો ઉપાય કર્યો, અને વનમાં કાઢ્યા, તોપણ ફરીથી તમારોજ આશ્રય કરવા ઇચ્છે છે! તમેજ પુત્ર સહિત તેને ઇંદ્રપ્રસ્થમાં નિવાસ કરાવ્યો હતો, ત્યારે તેમણે ત્યાં રહીને દેશ પરદેશ આદિ સર્વ રાજાઓને વશ કર્યા તોપણ તમારી આજ્ઞા કોઇ દિવસ ઉલ્લંઘન કરી નથી. એ પ્રમાણે વર્તનાર યુધિષ્ઠિરના રાજ્ય, ધન તથા ધાન્યને હરણ કરવાની ઇચ્છાવાળા શકુનિએ, તેની પાસે મોટું કપટ કર્યું જેથી તેણે રાજ્યાદિ હરાઇ જવારૂપ અવસ્થાને તથા સભામાં પ્રાપ્ત થયેલી દ્રૌપદીને જોઇ તોપણ તે પોતાના ધર્મથી ચલાયમાન થયા નહી. હે ભારત! હું તેમના તથા તમારા ધર્મ, અર્થ, તથા સુખના હેતુથી શ્રેય ઇચ્છું છું માટે કહું છું કે, તમે વૃથા પ્રજાનો નાશ કરો માં, અનર્થને અર્થરૂપ તથા પોતાના દેહતા પણ અનર્થને અર્થરૂપ માનનાર અને લોભમાંજ ગરકાવ થયેલા પોતાના પુત્ર કૌરવોને તમે વારો. પાંડવો તમારી સેવા કરવામાં તત્પર છે તથા યુદ્ધ કરવાને પણ તત્પર છે વાસ્તે તમને જે સારૂં લાગે તે કરો. વૈશંપાયન કહે છે–હે જનમેજય! એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી સર્વ રાજાઓએ પોતાના હૃદયમાં માન્ય કર્યા, પણ ત્યાં કોઇએ આગળથી બોલવાને હિમ્મત કરી નહી.

तद्वाक्यं पार्थिवाः सर्वे हृदयैः क्षणपूजयन् ।
न तत्र कश्चिद्वक्तुं हि वाचं प्राक्रामदग्रतः ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णवाक्ये गुर्जरभाषायां पंचनवतितमोऽध्यायः ॥ ९५ ॥

---

## અધ્યાય ૯૬ મો. દંભોદ્‌ભવનું અભિમાન.

**વૈશંપાયન ઉવાચ—तस्मिन्नभिहिते वाक्ये केशवेन महात्मना ।**
**स्तिमिताहृष्टरोमाण आसन सर्वे सभासदाः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે–હે જનમેજય! મહાત્મા કેશવ ભગવાને ઉપર પ્રમાણે વાક્ય કહ્યાં, ત્યારે હર્ષિત થયાં હતાં રૂંવાં જેમનાં એવા સર્વ સભાસદો સ્તંભિત થયા; પણ કોઇ

પુરૂષ ઉત્તર આપવા ઇચ્છતા નથી એમ પોતાના મનમાં ચિંતવન કરવા લાગ્યા. એ પ્રમાણે જ્યારે સર્વ રાજાઓ, મૌન ધરી બેઠા હતા ત્યારે કૌરવની સભામાં જમદગ્નિના પુત્ર પરશુરામ બોલ્યા કે–હે ધૃતરાષ્ટ્ર! હું, ઉપમાવાળી સત્યવાણી કહું તે શંકા વગરના થઇને તમે સાંભળો; ને તે સાંભળ્યા પછી યથાર્થ છે એમ તમારા માનવામાં આવે, તો તમારૂં શ્રેય થાય તેમ કરો. પૂર્વે દંભોદ્ભવ નામનો સાર્વભૌમ રાજા થયો હતો જે સર્વ પૃથ્વીને ભોગવતો હતો એમ મેં સાંભળ્યું છે. રાજા નિત્ય રાત્રિ નિવૃત્ત થયા પછી પ્રાતઃકાળમાં ઉઠીને બ્રાહ્મણ તથા ક્ષત્રિયોને પૂછતો કે, શસ્ત્ર ધારણ કરનાર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, તથા શૂદ્રમાં કોઇપણ યુદ્ધમાં મારાથી અધિક અથવા સમાન છે? ક્રોધે કરી ગર્વવાન દંભોદ્ભવ રાજા મનમાં બીજું કંઇપણ ચિંતવન નહી કરતાં એ પ્રમાણે સર્વને પૂછતો પૃથ્વી ઉપર ફરતો હતો. એવી રીતે પોતાનું વખાણ પોતાને મોઢેથી કરતા એવા તે રાજાને કૃપણતા વગરના વૈદ્ય તથા સર્વત્ર નિર્ભય એવા બ્રાહ્મણોએ, ગર્વયુક્ત થઇ ' પૂછ માં ' એમ નિષેધ કર્યો; તોપણ તે તો એમજ બ્રાહ્મણોને પૂછ્યા કરતો હતો. જ્યારે કોઇ દિવસે અતિ ગર્વિષ્ઠ તથા સમૃદ્ધિએ કરી મદોન્મત્ત દંભોદ્ભવ રાજાને તપસ્વી તત્વદર્શિ તથા ક્રોધે કરી પ્રકાશમાન બ્રાહ્મણોએ કહ્યું કે હે રાજન્! યુદ્ધમાં અનેક પુરૂષોને જીતે એવા બે પુરૂષ છે, જેની બરાબર કદીપણ તું થઇ શકે તેમ નથી. એ પ્રમાણે કહ્યું ત્યારે તે રાજાએ, ફરીથી તે બ્રાહ્મણોને પૂછ્યું કે હે બ્રાહ્મણો! તે મહા શૂરવીર પુરૂષો કયાં છે? તેમનો જન્મ કયાં થયો છે, શું કર્મવાળા છે તથા કોણ છે? બ્રાહ્મણોએ કહ્યું કે, હે પાર્થિવ! મનુષ્ય લોકમાં આવેલા તપસ્વી નર તથા નારાયણ છે એમ અમે સાંભળ્યું છે, માટે તું તેમની સાથે યુદ્ધ કર. તેઓની વાર્તા સંભળાય છે કે, ગંધમાદન પર્વત ઉપર જેની બરાબરી બીજાથી થઇ શકે નહી એવું મોટું તેઓ તપ કરે છે. હે ભારત! એવાં તે બ્રાહ્મણોનાં વાકય સાંભળી તેઓને નહી ગણકારતાં પોતાની સાથે ષડંગિની સેનાને લઇ દંભોદ્ભવ રાજા, વનનો આશ્રય કરેલા તપસ્વી નર તથા નારાયણને શોધતો વિષમ અને ભયંકર એવા ગંધમાદન પર્વત પ્રત્યે ગયો. ત્યારે તેણે ક્ષુધા, તૃષા, આતપ તથા વાયુને સહન કરવાથી શરીરે સુકાઇ ગયેલા અને બળવાન શ્વાસ વાયુ જેમને ચાલતો હતો એવા નર તથા નારાયણને જોઇ પાસે જઇ તેમના હસ્ત ગ્રહણ કરીને કુશળતા પૂછી. નર નારાયણે તે રાજાને આસન, જળ તથા ફળમૂળ આપવારૂપ સત્કાર કરીને પૂછ્યું કે હે રાજન્! તમારે શું કાર્ય છે? જે કાર્ય હોય તે કહો. ત્યારે દંભોદ્ભવે કહ્યું કે, મેં મારા બાહુબળે કરી સર્વ પૃથ્વી મેળવી છે ને સર્વ શત્રુઓનો પણ નાશ કર્યો છે, માટે હું તમારી સાથે યુદ્ધ કરવા સારૂ અહીં આવ્યો છું; વાસ્તે તમે મને ઘણા કાળનું ઇચ્છિત આતિથ્ય આપો. નર તથા નારાયણે કહ્યું કે, હે રાજસત્તમ! ક્રોધ તથા લોભ જેને વિષે નિવૃત્ત થયા છે એવો આ આશ્રમ છે, માટે અહીં યુદ્ધ થતું નથી. કારણ શસ્ત્ર તથા અસરળતા અહિં છેજ નહી, માટે તું બીજે ઠેકાણે જઇ યુદ્ધની ઇચ્છા કર, કેમકે પૃથ્વીને વિષે ક્ષત્રિયો ઘણા છે.

પરશુરામ કહે છે–હે ભારત! એ પ્રમાણે કહ્યું તોપણ દંભોદ્ભવ રાજા વારંવાર યુદ્ધ કરો એમજ કહેવા લાગ્યો. તોપણ તેઓએ તેનો એ અપરાધ ક્ષમા કર્યો, તથા તેને સાંત્વના કરી. તથાપિ દંભોદ્ભવ રાજા, યુદ્ધ કરવાની ઇચ્છાથી તપસ્વી એવા નર તથા નારાયણને બોલાવવા લાગ્યો. હે ભારત! નરે પોતાની મુષ્ઠિમાં ( ઇષીકા ) કાસ નામનું તૃણ લઇને કહ્યું કે, હે યુદ્ધની ઇચ્છાવાળા ક્ષત્રિય! તું આવ, યુદ્ધ કર, સર્વ શસ્ત્ર ધારણ કર, અને

તારી સેનાની રચના કર, તારામાં રહેલી યુદ્ધ કરવાની શ્રદ્ધા છે તે હું નાશ કરીશ. દંભોદ્‌ભવ બોલ્યો કે, હે તાપસ! તમે આજ અસ્ત્ર મારી ઉપર મૂકવું યોગ્ય છે એમ માનો છો, તો હું પણ એણે કરીનેજ યુદ્ધ કરીશ; કેમકે તે જ માટે હું આવ્યો છું. પરશુરામ કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે કહીને તે તપસ્વીને હણવાની ઇચ્છાવાળો સેના સહિત દંભોદ્‌ભવ રાજા, તેમની ઉપર બાણ મૂકવા લાગ્યો. શત્રુના દેહને છેદ કરનાર નરે, અનેક બાણ મૂકતા એવા દંભોદ્‌ભવ રાજાને નહી ગણકારીને ઇષિકાયે કરી છેદ્યો. વળી નહી જીતાય એવા નર, મહા ભયંકર એવી ઘણી ઇષિકા મૂકવા લાગ્યા, જેથી દંભોદ્‌ભવ રાજાની સેનામાંના પુરૂષો અસ્ત્ર સંધાન કરવાને પણ સમર્થ થયા નહી એ મોટું અદ્‌ભુત સરખું થયું. નિમિત્ત વેધી એવા તે મુનિયે તેની સેનામાંના પુરૂષોનાં નાક તથા કાન છેદ કરતાં આકાશને ઢાંકી દીધું. એ પ્રમાણે નરે મૂકેલી ઇષિકાયે કરી છવાઈ ગયેલા આકાશને જોઇને દંભોદ્‌ભવ રાજા, તેમના પગમાં પડયો, ને મારૂં કલ્યાણ થાઓ એમ કહેવા લાગ્યો. ત્યારે શરણે રહેવાની ઇચ્છાવાળા પુરૂષોને શરણસ્થાન એવા નરે કહ્યું કે, હે રાજન્! તું બ્રહ્મણ્ય તથા ધર્માત્મા થા, હવેથી આવું કામ કરીશ નહી. ક્ષત્રિય ધર્મનું સ્મરણ કરનાર કોઇ પણ ક્ષત્રિય તારા સરખો થશે નહી, માટે તારે ક્રોધયુક્ત થઇ તારાથી અલ્પ પરાક્રમી અથવા અધિક પરાક્રમી કોઇ પણ હોય તેનો આક્ષેપ કરવો નહી એજ તને યોગ્ય છે. બુદ્ધિમાન, લોભ તથા અહંકાર વગરનો, સ્થિર મનવાળો, દાંત, ક્ષમાવાન, સરલ તથા સૌમ્ય એવો થઇને તું પ્રજાનું પાલન કર; પણ પરનું બળાબળ જાણ્યા વિના કોઇ પર આક્ષેપ કરીશ નહી, હવે હું તને આજ્ઞા આપું છું કે તું જા, તારૂં કલ્યાણ થાઓ, પણ કદી ફરીથી આવું કરીશ માં; ને અમારા બેઉના કહેવાથી સર્વ બ્રાહ્મણોને કુશળતા પૂછ. હે ભારત! એ પ્રમાણે નરનાં વાકય સાંભળીને દંભોદ્‌ભવ રાજા, મહાત્મા નર તથા નારાયણનાં પાદ વંદન કરીને પોતાના પૂર પ્રત્યે ગયો ને અત્યંત ધર્મનું આચરણ કરવા લાગ્યો. હે રાજન! પૂર્વે નરે જે ચરિત્ર કર્યું, તે મોટું અદ્‌ભુત કાર્ય હતું, છતાં તેના કરતાં પણ ગુણે કરી નારાયણ અધિક છે માટે અર્જુને જ્યાં સુધી ગાંડીવ ધનુષમાં બાણ સાંધ્યું નથી, તે પહેલાં તમે પોતાના માનનો ત્યાગ કરી તેની પાસે જાઓ; કેમકે જેના પ્રસ્વાપન, મોહન, ઉન્માદન, ત્રાસન, ઐંદ્ર, પૈશાચ, રાક્ષસીય તથા યામ્ય નામના આઠ પ્રકારના અસ્ત્રે કરી યુદ્ધમાં વિંધાયલા પુરૂષો મરણ પામે છે. તે વેળા કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માન, માત્સર્ય અને અહંકારે કરી ઉન્મત્ત તે પુરૂષો સંજ્ઞા તથા ચિત્ત વગરના થઇ પૃથ્વી ઉપર પડે છે, કોઇ ઉડે છે, વમન કરે છે, મૂત્ર ત્યાગ કરે છે, રડે છે તથા હસે પણ છે. જેના બંધુ સર્વ કર્મના જાણનાર, તથા સર્વ લોકના નિર્માણ કરનાર નારાયણ છે એવો અર્જુન યુદ્ધમાં દુઃસહ છે, છતાં તેને જીતવાની ઇચ્છાવાળો ત્રણલોકમાં કોઇ નથી. અર્જુનમાં અસંખ્ય ગુણ છે, ને તેના કરતાં જનાર્દનમાં વિશેષ છે. વળી તમે પોતે પણ કુંતીપુત્ર અર્જુન કેવો છે તે જાણો છો. હે રાજન્! જે નર તથા નારાયણ કહેવાય છે, તેઓજ મહા શૂરવીર પુરૂષોમાં ઉત્તમ અર્જુન તથા કેશવ ભગવાન છે એમ જાણો. તમે હું કહું છું એમજ છે એમ જો જાણો છો, તો તમારે પછી શંકા કરવી યોગ્ય નથી; શ્રેષ્ઠ મતિનો આશ્રય કરી પાંડવો સાથે સલાહ કરો. હે રાજન્! જો તમે મારૂં કલ્યાણ થાઓ ને કૌરવ પાંડવમાં ભેદ માં થાઓ એમ ઇચ્છતા હો, તો તેઓની સાથે સલાહ કરો. યુદ્ધ કરવાનું મન કરો નહી. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ! પૃથ્વીને વિષે તમારૂં કુળ બહુ માન્ય છે, તો તેમજ રહો, તમારૂં કલ્યાણ થાઓ, ને તમે પોતાના સ્વાર્થનું ચિંતન કરો.

भवतां च कुरुश्रेष्ठ कुलं बहुमतं भुवि ।
तत्तथैवास्तु भद्रं ते स्वार्थमेवोपचिंतय ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि दंभोद्भवोपाख्याने गुर्जरभाषायां षण्णवतितमोऽध्यायः ॥ ९६ ॥



## અધ્યાય ૯૭ મો. માતલિ આખ્યાન.

वैशंपायन उवाच—जामदग्न्यवचः श्रुत्वा कण्वोपि भगवानृषिः ।
दुर्योधनमिदं वाक्यमब्रवीत्कुरुसंसदि ॥ १ ॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય ! એ પ્રમાણે પરશુરામે વાક્ય કહ્યાં તે સાંભળી મહા સમર્થ કણ્વ ઋષિએ, કૌરવની સભામાં દુર્યોધનને કહ્યું કે હે દુર્યોધન ! જેવા સર્વ લોકના પિતામહ બ્રહ્મા અક્ષય તથા અવ્યય છે, તેવાજ મહા સમર્થ નર તથા નારાયણ છે. સર્વ દેવતાઓમાં એકજ વિષ્ણુ સનાતન, અજય્ય, અવ્યય, શાશ્વત, પ્રભુ તથા ઇશ્વર છે. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ, આકાશ, ગ્રહ તથા તારા ગણ જગતના ક્ષયને અંતે ત્રણ લોકનો ત્યાગ કરીને ક્ષય પામે છે ને પાછા વળી વારંવાર ઉત્પન્ન પણ થાય છે. મનુષ્ય, મૃગ, પક્ષી, તિર્યગ્યોનિ તથા બીજાં પણ જીવ લોકમાં રહેનારાં પ્રાણીમાત્ર મુહૂર્ત મરણવાળાં છે. તેમાં ઘણું કરી રાજાઓ તો પોતાના આયુષ્યનો ક્ષય આવે છે ત્યારે રાજ્ય સમૃદ્ધિને ભોગવી લઇને, તરૂણ અવસ્થામાંજ સુકૃત તથા દુષ્કૃતને ભોગવવા તૈયાર થાય છે. તું ધર્મ-પુત્ર યુધિષ્ઠિરની સાથે સલાહ કરવા યોગ્ય છે ને પાંડવો તથા કૌરવો મળીને આ પૃથ્વીના રાજ્યને ભોગવો. હે દુર્યોધન ! હું બળવાન છું એમ ન માનવું, કેમકે જગતમાં બળવાનથી પણ બળવાન દેખાઇ આવે છે. હું બળવાન છું એમ માનનારાઓમાંજ બળ હોતું નથી, તેથી પણ બળવાન કોઇ હોય છે, માટે દેવના સરખા પરાક્રમી પાંડવો મહા બળવાન છે.

આ પ્રસંગે પૂર્વનો પોતાની કન્યા આપવા સારૂ વરની શોધ કરતા માતલિનો ઇતિહાસ કહું તે સાંભળ. ત્રણ લોકના રાજા ઇંદ્રનો માન્ય માતલિ નામે સારથિ છે, તેના કુળમાં રૂપે કરી જગતમાં પ્રસિદ્ધ ગુણકેશી નામે કન્યા હતી. દેવતા સરખી રૂપવાન જેના જેવી શોભા તથા શરીરે કરી બીજી કોઇ સ્ત્રી ન હતી–એટલે સર્વ સ્ત્રિયો કરતાં તે શ્રેષ્ઠ હતી. તે કન્યાનો વિવાહકાળ આવ્યો એમ જાણીને તે કામ કરવા તત્પર એવો માતલિ પોતાની સ્ત્રી સાથે તે સંબંધી વિચાર કરતાં કહેવા લાગ્યો કે, જે શોડા શિયળવાળા, મોટાઇ પામેલા, યશસ્વી, સાધુ તથા પરાક્રમી પુરૂષના કુળમાં કન્યા ઉત્પન્ન થાય છે તેને ધિક્કાર છે, કેમકે તેનું દાન આપતી વેળાએ તેનાં માતા તથા પિતાના કુળનો ઉચ્ચાર થાય છે. વળી તે કન્યા સત્પુરૂષ એવા માતા, પિતા તથા શ્વસુર એ ત્રણેના કુળને સંશયયુક્ત કરે છે. મેં આ કન્યા કોને આપવી એવા વિચારથી દેવ તથા મનુષ્ય લોકમાં જઇ વર શોધ્યો, પણ કોઇ મને પસંદ આવતો નથી. કણ્વ કહે છે–હે દુર્યોધન ! તેને દેવતા, દૈત્ય, ગંધર્વ, મનુષ્ય, તથા ઘણા ઋષિયોમાંથી કોઇ વર ધ્યાનમાં ન આવ્યો, ત્યારે તેણે રાત્રિને વિષે પોતાની સુધર્મા નામની સ્ત્રીની સાથે વિચાર કરતાં, નાગ લોકમાં જવાનું મન કર્યું. ગુણ-કેશીના રૂપ સરખો રૂપવાન વર દેવતા તથા મનુષ્યમાં કોઇ દેખાતો નથી, પણ નાગ લોકમાં

અવશ્ય હશે, વાસ્તે હું ત્યાં જાઉં. એ પ્રમાણે કહી સુધર્માની રજા લઇ, ઇષ્ટને પ્રદક્ષિણા કરી તથા પોતાની કન્યાના મસ્તકને સુંઘી માતલિએ પૃથ્વીના તળ પ્રદેશમાં પ્રવેશ કર્યો.

इत्यामंत्र्य सुधर्मां स कृत्वा चाभिप्रदक्षिणं ।
कन्याशिरस्युपाघ्राय प्रविवेश महीतलं ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायां सप्तनवतितमोऽध्यायः ॥ ९७ ॥

## અધ્યાય ૯૮ મો. વરની શોધમાં માતલિ.

कण्व उवाच—मातलिस्तु व्रजन्मार्गे नारदेन महर्षिणा ।
वरुणं गच्छताद्रष्टुं समागच्छद्यदृच्छया ॥ १ ॥

કણ્વ કહે છે–હે દુર્યોધન! તે સમયે રસ્તામાં જતો એવો માતલિ, વરૂણ દેવતાને જોવા સારૂ જતા એવા મહર્ષિ નારદજીને યદચ્છાથી મળ્યો. નારદજીએ તેને પૂછ્યું કે, હે માતલિ! તું કયાં જવા તૈયાર થયો છે? શું પોતાના કામને લીધે અથવા ઇંદ્રની આજ્ઞાથી કહિં જાય છે? રસ્તામાં ચાલ્યા જતા નારજીએ આ પ્રમાણે પૂછ્યું, ત્યારે માતલિએ પોતાનું સર્વ કાર્ય યથાર્થ કહી સંભળાવ્યું. નારજીએ માતલિને કહ્યું કે, આપણે બેઉ સાથે જઇયે. કેમકે હું પણ વરૂણ દેવતાને મળવા સારૂ સ્વર્ગથી નિકળ્યો છું માટે હું તને પૃથ્વીનું તળ દેખાડતાં સર્વના ગુણ કહીશ. ત્યાં આપણે કોઇ પણ વરને પસંદ કરીશું. હે દુર્યોધન! એ પ્રમાણે કહીને નારદજી તથા માતલિએ પાતાળમાં પ્રવેશ કર્યો, ને ત્યાં લોકપાળ જળના પતિ વરૂણને જોયા. પછી તેનાથી નારદજી દેવર્ષિ સરખી તથા માતલિ ઇંદ્રના સરખી પૂજાને પામ્યા. પછી પ્રસન્ન થયેલા તથા કાર્યવાન નારદજી અને માતલિએ વરૂણ દેવતાને પોતાનું કાર્ય નિવેદન કર્યું. તેણે આજ્ઞા આપેલા તે બેઉજણ નાગલોકમાં જઇ ફરવા લાગ્યા. તે સમયે પાતાળમાં રહેનારા સર્વ ભૂત પ્રાણીને નારદજી ઓળખતા હતા, તેથી માતલિ આગળ સર્વ વ્યાખ્યાન કરવા માંડયું કે, હે માતલિ! તેં પુત્ર તથા પૌત્રથી વિંટાયલા વરૂણને જોયા, તેનું આ અતિ ઉત્તમ સ્થાન છે તે જો. જળના પતિ વરૂણનો આ પુત્ર મહાપ્રાજ્ઞ છે, જે શ્રેષ્ઠ શીયળ આચરવાથી તથા શૌચથી સૌ કરતાં અધિક છે. એનો કમળપત્ર સરખાં નેત્રવાળો રૂપવાન, દર્શનીય તથા સોમની પુત્રી પતિરૂપે જેને વરી છે એવો પુષ્કર નામે પુત્ર છે. સોમની બીજી પુત્રી જ્યોત્સ્ના કાળી નામે જેને પતિરૂપે વરી છે એવો અદિતીનો પુત્ર આ સૂર્ય છે. હે માતલિ! વરૂણનું આ સુવર્ણમય ભવન છે તે જો, જેને પ્રાપ્ત થયેલા વરૂણના અસુરો શ્રેષ્ઠ રતિને પામ્યા છે. હે માતલિ! હરાયાં છે રાજ્ય જેનાં એવા દૈત્યોના દેદિપ્યમાન, નાશ નહી પામનાર, શત્રુ ઉપર મૂકતાં એકવાર તેમને છેદન કરી ફરીથી પણ પોતાની મેળે છેદ કરવા જાય એવાં, અનુભવ લઇ જે મૂકાય એવાં તથા દેવતાઓથી અજીત એવાં આ સર્વ આયુધ દેખાય છે. હે માતલિ! અહિં પૂર્વે દેવતાઓએ આક્ષેપ કરેલા રાક્ષસ તથા દૈત્યો રહે છે. વરૂણ દેવતાના હૃદયને વિષે મોટી શિખાવાળો અગ્નિ છે, જે ધુમાડા વગરના ઇંધણાને લીધે અહિં રહેનારાઓને વિષ્ણુના ચક્રથી ભય આપતો નથી. આ લોકના સંહાર માટે સ્વીકાર કરેલું "ગાંડીમય" ખડ્ગ પશુના શરીરના અસ્થિ વિકારે કરી બનેલું

ધનુષ છે, માટે તેનું ગાંડીવ નામ પડયું છે; જેની દૈત્યો નિરંતર રક્ષા કરે છે ને અભેદ્યને ભેદ કરવાના સમયને વિષે અતિબળને ધારણ કરે છે. વળી બ્રહ્મવાદી બ્રહ્માને આદિથીજ ઉત્પન્ન કરેલું મહા ભયંકર તે રાક્ષસ, દેવતાઓ તથા રાજાઓમાં નહી શિક્ષા થાય એવાઓને પણ શિક્ષા કરે છે, જે ચક્ર કરતાં પણ પ્રકાશમાનને વરૂણના પુત્ર ધારણ કરે છે. આ વરૂણનું છત્ર ગૃહમાં રહેલું છત્ર છે, જેની ઉપર રહેલું શીતળ જળ મેઘની પેઠે વર્ષે છે. આ છત્રથી જુદુ પડેલું ચંદ્ર સરખું જળ, અંધકારને લીધે કોઇ જનને દેખવામાં આવતું નથી. હે માતલિ ! અહીં અદ્‌ભુત રૂપ જોવા લાયક બહુ પદાર્થ છે, પણ તેથી તારા કાર્યનો અવરોધ થાય છે, માટે આપણે જઇયે વિલંબ કરવો નહી.

बहून्यद्भुतरूपाणि द्रष्टव्यानीह मातले ।
तव कार्यावरोधस्तु तस्माद्गच्छाव माचिरं ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायामष्टनवतितमोऽध्यायः ॥ ९८ ॥

## અધ્યાય ૯૯ મો. પાતાલમાં માતલિ.

नारद उवाच—एतत्तु नागलोकस्य नाभिस्थाने स्थित पुरं ।
पातालमिति विख्यातं दैत्यदानवसेवितं ॥ १ ॥

નારદજી કહે છે–હે માતલિ ! આ નાગલોકના નાભિસ્થાનને વિષે રહેલું અને દૈત્ય તથા દાનવોએ સેવન કરેલું પાતાળ નામનું પૂર છે, જેને જળના પ્રવાહના યોગથી પ્રાપ્ત થનાર પૃથ્વીમાંના જંગમ પ્રાણી તેમાં પ્રવેશ કરતી વેળાએ ભયે કરી પીડિત થઇ મોટા શબ્દ કરે છે. અહીં જળનું ભોજન કરનાર અસુર નામનો અગ્નિ છે, જે દેવતાઓએ મોટા યત્નથી મર્યાદામાં રાખેલા પોતાના આત્માને જાણે છે. અહીં નાશ પામેલા શત્રુવાળા દેવતાઓએ અમૃત પાન કરી રાખેલું છે, એથી ચંદ્રનો ક્ષય તથા વૃદ્ધિ દેખાય છે. અદિતીના પુત્ર હયગ્રીવ પર્વણી પર્વણિને સમયે સુંદર વર્ણવાળી વેદરૂપ વાણીએ કરી, વેદ પાઠીના સ્વરરૂપ વાણીને ઉત્તેજન આપતાં ઉઠે છે, ચંદ્રાદિ જળને સ્રવે છે, માટે આ ઉત્તમ પૂરનું નામ પાતાળ પડયું છે. આ પૂરમાંથી ઐરાવણ જળને લઇને મેઘમાં મૂકે છે, જેને ઇંદ્ર વર્ષાવે છે. જળમાં ફરનાર અનેક રૂપવાન જળજંતુ ચંદ્ર સરખા પ્રકાશમાન જળનું પાન કરતાં તેમાંજ રહે છે. પાતાલ તળના આશ્રયી પ્રાણી સૂર્યનાં કિરણે કરી ભેદાવાથી દિવસના મૃત્યુ પામે છે, ને રાત્રિને વિષે ચંદ્રમા ઉદય થતાં કિરણરૂપ ભુજાએ કરી અમૃતનો સ્પર્શ કરીને તેમને સ્પર્શ કરે છે તેથી પાછા જીવતા થાય છે. ધર્મમાં કુશળ, તેથીજ બંધાયલા, કાળે કરી પીડિત તથા ઇંદ્રે જેની સમૃદ્ધિ હરી લીધી છે એવા દૈત્યો અહિં વસે છે. સર્વ ભૂતપ્રાણીના મહા ઇશ્વર ભૂતપતિ મહાદેવજીએ સર્વને સમૃદ્ધિ પ્રાપ્ત થાય તે માટે પૂર્વે ઉત્તમ તપશ્ચર્યા કરી હતી. અહીં મનુષ્ય લોકમાં વેદ ભણવાથી શરીરમાં કર્ષિત થયેલા તથા જ્યાં ત્યાં શયન કરવું, કોઇ ખવરાવે તો ખાવું અને વસ્ત્ર પહેરાવે તો પહેરવાં એવા ગોવ્રતવાળા બ્રાહ્મણો, પોતાના પ્રાણનો ત્યાગ કરી સ્વર્ગને પણ જીતીને વસે છે, અહીં સુપ્રતિક નામના હસ્તિના વંશમાં ઉત્પન્ન થયેલા ઐરાવણ, વામન, કુમુદ તથા અંજન વસે છે. હે માતલિ !

કોઇપણ ગુણવાન; વર તને રૂચતો હોય તો કહે, કેમકે આપણે મોટા યત્નથી તેની માગણી કરીએ. જે દિવસથી પ્રજા ઉત્પન્ન થઇ છે, તે દિવસથી શોભાએ કરી દેદિપ્યમાન આ એક અંડ જળમાં રહેલું છે; જે કોઈ દિવસે ભેદ પામતું નથી તથા ચલાયમાન પણ થતું નથી. મેં તેની કોઇએ કહેલી જાતિ તથા ઉત્પત્તિ કોઇ દિવસે સાંભળી નથી; કેમકે કોઇપણ તેનાં માતા, પિતા અને જાતિ જાણતું નથી. હે માતલિ ! પ્રલય સમયે અહીંથી ઉઠેલો અગ્નિ સ્થાવર, જંગમ રૂપ ત્રણ લોકને બાળશે. કણ્વ કહે છે–હે દુર્યોધન ! નારદજીનું બોલવું સાંભળીને માતલિએ કહ્યું કે, મને અહીં કોઇ વર રૂચતો નથી, માટે બીજે ઠેકાણે ચાલો, વિલંબ કરો નહિ.

मातलिस्त्वब्रवीच्छ्रुत्वा नारदस्याथ भाषितं ।
न मेत्र रोचते कश्चिदन्यतो व्रजमाचिरं ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायामुनशततमोऽध्यायः ॥ ९९ ॥

## અધ્યાય ૧૦૦ મો. હિરણ્યપુરમાં માતલિ.

नारद उवाच—हिरण्यपुरमित्येतत् ख्यातं पुरवरं महत् ।
दैत्यानां दानवानां च मायाशतविचारिणां ॥ १ ॥

નારદજી કહે છે–હે માતલિ ! સેંકડો માયાએ કરી વિચરનાર દૈત્ય તથા દાનવનું આ સર્વ પૂરમાં શ્રેષ્ઠ મોટું હિરણ્યપુર છે, જેને મય દાનવે થોડા પ્રયત્નથી મને કરીને ઉત્પન્ન કર્યું છે, ને જે પાતાળ તળને વિષે રહેલું છે. આ પૂરમાં હજારો માયા કરનાર, મોટા પરાક્રમવાળા, શૂરવીર તથા પૂર્વે જેને વરદાન મળ્યાં છે એવા દાનવો રહે છે. ઇંદ્ર, યમ, વરૂણ તથા કુબેરાદિ કોઇ આમને વશ કરવા સમર્થ નથી. વળી મોટી દાઢવાળાં, ભયંકર વેગવાન, વાયુના વેગ સરખા પરાક્રમી તથા માયારૂપ પરાક્રમે યુક્ત કાળખંજ, વિષ્ણુના પાદથી ઉત્પન્ન થયેલા નૈઋત્ય યાતુધાન તથા બ્રહ્માના પાદથી ઉત્પન્ન થયેલા કેટલાએક અસુરો પણ અહિં રહે છે. વળી અહીં યુદ્ધમાં દુર્મદ નિવાત કવચો રહે છે, જેને ઇંદ્ર પણ બાધ કરવા સમર્થ થયો નહી, ને પુત્ર સહિત તે તથા પુત્ર સહિત તું સૌ ભાગ્યા હતા તે તારા જાણવામાં છે. હે માતલિ ! અસુરોને પ્રાપ્ત થયેલાં વિધિયુક્ત કર્મવાળાં સુવર્ણ તથા રૂપાનાં ઘરો છે તે તું જો. વૈદૂર્યમણિ જડિત હોવાથી વિચિત્ર, પ્રવાળ જડવાથી રૂચિકારક, સ્ફટિકમણિ જડવાથી શુભ્ર તથા વજ્રસારમણિ જડવાથી ઉજ્વળ છે, તોપણ પદ્મરાગ મણિ, પાષાણ અને કાષ્ઠનાં ગૃહો જેવાં શોભે છે. મણિના સમૂહે કરી વિચિત્ર, ઉંચાં તથા ગહન એવાં તે, સૂર્ય અને દીપ્યમાન અગ્નિ સરખાં શોભે છે, જે ગુણવાનની શોભા તથા કીંમત કહી શકાય તેમ નથી. પોતાની ઇચ્છા પ્રમાણે વિચરનાર અસુરોનાં આ ક્રીડા કરવાનાં સ્થાન, અમૂલ્ય રત્નમય વાસણ, આસન, મેઘ સરખા વર્ણવાળા પર્વતો, જળનાં ઝરણ તથા યથેચ્છ પુષ્પ અને ફળવાળાં વૃક્ષો છે તે તું જો. હે માતલિ ! અહીં તને કોઇ વર ધ્યાનમાં આવે છે ? નહી તો તારી ઇચ્છા હોય તો પૃથ્વીની બીજી દિશા પ્રત્યે જઇયે. નારજીનાં વચન સાંભળીને માતલિ બોલ્યો કે હે દેવર્ષિ ! ચારે દેવતાઓનું અપ્રિય કરવું નહી, કેમકે

તે તથા દૈત્યો પરસ્પર ભાઇયો છે, પણ દૈત્ય નિત્ય વૈરવાળા છે, માટે શત્રુના પક્ષમાં સંબંધ કરવો એ હું કેમ પસંદ કરીશ ? વાસ્તે હે શ્રેષ્ઠ ! આપણે બીજે કયાંહિ વર જોવા સારૂ જઇયે, હું દાનવોને જોવા યોગ્ય નથી, કેમકે તેઓ હિંસાત્માવાનનું ઇચ્છિત તથા તમારા અહિંસાવાન આત્માને જાણું છું.

अन्यत्र साधुगच्छाव द्रष्टुं नार्हामि दानवान् ।
जानामि तव चात्मानं हिंसात्माकमनं तथा ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे, गुर्जरभाषायां शततमोऽध्यायः ॥ १०० ॥

## અધ્યાય ૧૦૧ મો. સુપર્ણ દેશમાં માતલિ.

नारद उवाच—अयं लोकः सुपर्णानां पक्षिणां पन्नगाशिनां ।
विक्रमेगमने भारे नैषामस्ति परिश्रमः ॥ १ ॥

નારદજી કહે છે–હે માતલિ ! સર્પનું ભોજન કરનાર ગરૂડપક્ષિનો આ લોક છે, જેમને પરાક્રમ, ગમન તથા ભાર ઉચકવામાં શ્રમ થતો નથી. હે સારથિ ! વિનતા પુત્રના સુમુખ, સુનામા, સુનેત્ર, સુવર્ચસ, સુરૂચ તથા સુબલ નામના છ પુત્રોએ આ કુળને વૃદ્ધિ પમાડયું છે. પ્રકૃષ્ટ ગતિએ કરી વિનતાના કુળને વિસ્તાર કરનાર તે છ જણાએ વૃદ્ધિ પમાડેલાં ગરૂડનાં કુળ સેંકડો તથા હજારો થયાં છે, જેથી કશ્યપનો વંશ વિસ્તાર પામ્યો છે. કશ્યપના વંશમાં તે સર્વ સમૃદ્ધિવાળા, વિષ્ણુ સરખા લક્ષણવાળા, સમૃદ્ધિની ઇચ્છાવાળા, મહા બળને ધારણ કરનાર, ક્ષત્રિય સરખા કર્મવાળા, દયા રહિત, સર્પનું ભોજન કરનાર તથા જે પોતાની જ્ઞાતિનો ક્ષય કરવાથી બ્રાહ્મણપણાને પામતા નથી એવા તેઓમાંના મુખ્યનાં નામ કહું તે સાંભળ. સુવર્ણચૂડ, નાગાશી, દારૂણ, ચંડતુંડક, અનિલ, અનલ, વિશાલાક્ષ, કુંડલી, પંકજીત, વજ્રવિષ્કંભ, વૈનતેય, વામન, વાતવેગ દિશાચક્ષુ, નિમેષ, અનિમિત્ર, ત્રિરાવ, સપ્તરાવ, વાલ્મીકિ, દ્વીપક, દૈત્યદ્વીપ, સરિદ્વીપ, સારસ, પદ્મકેતન, સુમુખ, ચિત્રકેતુ, ચિત્રબર્હ, અનઘ, મેષહ્રત, કુમુદ, દક્ષ, સર્પાંત, સોમભોજન, ગુરૂભાર, કપોત, સૂર્યનેત્ર, ચિરાંતક, વિષ્ણુધર્મા, કુમાર, પરિબર્હ, હરિ, સુસ્વર, મધુપર્ક, હેમવર્ણ, માલય, માતરિશ્વા, નિશાકર તથા દિવાકર એ સૌ મુખ્ય છે તે તને બતાવ્યા. જેમના હૃદયમાં દૈવત, પરાયણતા તથા ગતિરૂપ વિષ્ણુજ છે. હે માતલિ ! જો તને અહીં કંઇ પણ રૂચિ ન થતી હોય, તો જ્યાં તું ઇચ્છિત વરને પામીશ એવા દેશ પ્રત્યે આવ, મારી સાથે હું તને લઇ જઇશ.

यद्यत्र नरुचिः काचिदेहि गच्छाव मातले ।
तं नयिष्यामि देशंत्वां वरं यत्रोपलप्स्यसे ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायामेकाधिकशततमोऽध्यायः ॥ १०१ ॥

## અધ્યાય ૧૦૨ જો. રસાતળમાં વરની શોધ.

**नारद उवाच—इदं रसातलं नाम सप्तमं पृथिवीतलं ।**
**यत्रास्ते सुरभिर्माता गवाम्बामृतसंभवा ॥ १ ॥**

નારદજી કહે છે–હે માતલિ ! આ રસાતળ નામે પૃથ્વીનું સાતમું તળ છે, જ્યાં ગાયોની માતા અમૃતથી ઉત્પન્ન થયેલી સુરભિ રહે છે; જે નિરંતર પૃથ્વીમાંના છ રસના સારરૂપ ઉત્તમ એવા એક રસરૂપ દૂધને સ્રવે છે. એ સુરભિ પૂર્વે અમૃતનું પાન કરી તૃપ્ત થયેલા બ્રહ્મા તેમના મુખમાંથી તેનો સાર કાઢતા હતા, તેવામાં તેથી ઉત્પન્ન થઇ છે, જેની દૂધની ધારા પૃથ્વી વિષે પડી તેથી ક્ષીર સમુદ્રરૂપ એક પવિત્ર હ્રદ થયો છે. તે હ્રદ જેમ સપુષ્પ વૃક્ષ શોભે, તેમ કિનારા વિષે ફીણથી વિંટાયલો હોવાથી શોભે છે. જેને ઋષિયો પ્રીતિથી જુવે છે, તેથી તેઓનાં નામ ફેનપા પડયાં છે. ફેનપા નામના ઋષિ આહાર પણ તેનોજ કરીને ઉગ્ર તપશ્ચર્યા કરે છે. જેથી દેવતાઓ ભય પામે છે. એ સુરભિની બીજી ચાર ગાયો સર્વ દિશામાં તેમનું પાલન તથા ધારણ કરતી રહી છે, તે આવી રીતે કે, સુરભિની પુત્રી સુરૂપા નામની ગાય પૂર્વ દિશાને ધારણ કરે છે, હંસિકા નામની ગાય દક્ષિણ દિશાને ધારણ કરે છે, મોટા અનુભવવાળી તથા વિશ્વરૂપ સુભદ્રા નામની ગાય પશ્ચિમ દિશાને ધારણ કરે છે, અને સર્વકામદુધા નામની ગાય ધર્મરૂપ તથા બિલ છે, નામ જેનું એવી ઉત્તર દિશાને ધારણ કરે છે. એ સર્વ ગાયોનાં દૂધ મિશ્રિત હોવાથી ક્ષીર સમુદ્ર થયો છે; જેનું દૈત્યો સહિત દેવતાઓએ મંદરાચળ પર્વતને મંથન કરી મંથન કર્યું હતું. ત્યારે તેમાંથી વારૂણી લક્ષ્મી, અમૃત, ઉચ્ચૈશ્રવા નામનો અશ્વ તથા કૌસ્તુભમણિ ઉત્પન્ન થયાં હતાં. એ સુરભી અન્નનું ભોજન કરનાર વાસ્તે અન્નરૂપ, પિતરના ભોજનના પદાર્થરૂપ તથા અમૃતરૂપ દૂધને સ્રવે છે. હે માતલિ ! રસાતળમાં રહેનારાઓએ પૂર્વે એક ગાથા ગાઇ છે તે પુરાણમાંથી સંભળાય છે; જેને અદ્યાપિ બુદ્ધિમાન પુરૂષો ગાય છે, તે આવી રીતે છે કે જેવો રસાતળમાં નિવાસ સુખરૂપ છે તેવો નાગલોકમાં, સ્વર્ગમાં, વિમાનમાં તથા ત્રણ લોકમાં પણ નથી.

**न नागलोके न स्वर्गे न विमाने त्रिविष्टपे ।**
**परिवासः सुखस्तादृक् रसातलतले यथा ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायां द्व्यधिकशततमोऽध्यायः ॥ १०२ ॥**

---

## અધ્યાય ૧૦૩ જો. નાગ કુલ વર્ણન.

**नारद उवाच—इयं भोगवती नाम पुरीवासुकिपालिता ।**
**यादृशी देवराजस्य पुरीवर्यामरावती ॥ १ ॥**

નારદજી કહે છે–હે માતલિ ! જેવી દેવતાના રાજા ઇંદ્રની સર્વ કરતાં ઉત્તમ અમરાવતી નામની પૂરી છે તેવી વાસુકિયે પાલન કરેલી ભોગવતી નામે પૂરી છે. આ શેષ નામનો નાગ છે, જે સર્વ લોકમાં મુખ્ય તપશ્ચર્યાએ કરીને પ્રભાવ સહિત એવી પૃથ્વીને સદૈવ ધારણ કરે છે. વળી શેષ સફેદ પર્વત સરખા આકારવાળા દિવ્ય આભરણથી ભૂષિત, સહસ્ર ફણા-

વાન, અગ્નિની જ્વાળા સરખી જીહ્વાવાળા તથા મહા બળવાન છે. હે માતલિ ! અહીં નાના પ્રકારના આકારવાળા વિવિધ પ્રકારના આભૂષણવાળા તથા વ્યથા વગરના સુરસાના પુત્ર નાગ રહે છે. તેમાં કેટલાક મણિ, સ્વસ્તિક, ચક્ર તથા કમંડલુના ચિન્હવાળા છે, તે સૌ મહા બળવાન તથા ભયંકર સ્વભાવવાળા છે. વળી તે કેટલાક નાગ હજાર, પાંચસો, એકસો, ત્રણ, દશ તથા સાત ફણાવાળા છે; જે મોટા ભોગવાળા, સર્પના દેહ સરખી આકૃતિવાળા તથા પર્વત જેવા મોટા દેહવાળા છે. હે સારથિ ! એક કુળમાં ઉત્પન્ન થયેલા એ નાગનાં હજારો કુળ છે, પણ તેમાંના શ્રેષ્ઠ નાગનાં નામ કહું તે સાંભળો. વાસુકિ, તક્ષક, કર્કોટક, ધનંજય, કાલીય, નહુષ, કંબલ, અશ્વતર, બાહ્યકુંડ, મણિ, નાગ, પૂરણ, ખગ, વામન, એલપત્ર, કુકુર, કુકુણ, આર્યક, નંદક, કલશ, પોતક, કૈલાસક, પિંજરક, ઐરાવત, સુમનોમુખ, દધિમુખ, શંખ, નંદ, ઉપનંદક, આસ, કોટરક, શિખિ, નિષ્ઠુરીક, તિત્તિરી, હસ્તિભદ્ર, કુમુદ, માલ્યપિંડક, બેપદ્મ, પુંડરીક, પુષ્પ, મુદ્દગરપર્ણક, કરવીર, પીઠરક, સંવૃત્ત, વૃત્ત, પિંડાર, બિલ્વપત્ર, મૂષિકાદ, શિરીષક, દિલીપ, શંખશીર્ષ, જ્યોતિષક, પરાજીત, કૌરવ્ય, ધૃતરાષ્ટ્ર, કુહુર, કૃશક, વિરજા ધારણ, સુબાહુ, મુખર, જય, બધિર, અંધ, વિશુડી, વિરસ તથા સુરસ ઇત્યાદિ બીજા પણ અનેક કશ્યપના વંશમાંના નાગ છે તેમને તું જો. તેમાંથી કોઇ વર તને પસંદ આવે છે. કણ્વ કહે છે–હે દુર્યોધન ! માતલિયે સર્વ નાગમાંથી એક નાગને જોઇ પ્રસન્ન થઇ નારદજીને કહ્યું કે હે નારદજી ! કૌરવ્ય તથા આર્યકની પાસે ઉભેલો તેજસ્વી અને જોવા લાયક સ્વરૂપવાન આ નાગ લોકોના કુળને આનંદનો આપનાર છે, એનાં માતા તથા પિતા કોણ છે? એ કયા નાગનો પુત્ર છે? ને કોના વંશનો એ ધ્વજા રૂપ છે? હે નારદજી ! ઉત્તમ આચરણ ધૈર્યરૂપ તથા અવસ્થાએ કરી યુક્ત એવો ગુણકેશીને લાયક વર છે એમ મારૂં મન માને છે. હે દુર્યોધન ! નારદજી માતલિનું મુખ જોઇ પ્રસન્ન છે એમ માનીને, તેને નાગનું માહાત્મ્ય, જન્મ તથા કર્મ કહેવા લાગ્યા. હે માતલિ ! ઐરાવત નાગના કુળમાં ઉત્પન્ન થયેલો આર્યકનો પૌત્ર, વામનનો દૌહિત્ર તથા થોડા દિવસ થયાં ગરૂડે નાશ કરેલા ચિકુરનો પુત્ર સુમુખ નામનો એ નાગ છે. નારદજીનાં વચન સાંભળી પ્રસન્ન મનવાળા માતલિયે કહ્યું કે, હે પિતારૂપ નારદજી ! સર્પમાં ઉત્તમ એવો એ સુમુખ નાગ મારો જમાઇ થાય માટે હે મુનિ ! એને પ્રિય એવી મારી પુત્રી આપવા હું ખુશી છું; વાસ્તે એ કામમાં તમે યત્ન કરો.

क्रियतामत्र यत्नो वै प्रीतिमानस्म्यनेन वै ।
अस्मैनागाय वै दातुं प्रियांदुहितरं मुने ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायां त्र्यधिकशततमोऽध्यायः ॥ १०३ ॥**



## અધ્યાય ૧૦૪ થો. ગુણકેશીનાં લગ્ન.

नारद उवाच—सूतोयं मातलिर्नाम शक्रस्य दयितः सुहृत् ।
शुचिः शीलगुणोपेतस्तेजस्वीवीर्यवान्बली ॥ १ ॥

નારદજી કહે છે–હે આર્યકનાગ! ઇંદ્રનો પ્રિય સ્નેહી, પવિત્ર, શીયળરૂપ ગુણેયુક્ત, તેજસ્વી, વીર્યવાન તથા બળવાન, આ માતલિ નામે સારથિ છે. ઇંદ્રનો સખા, મંત્રિ તથા સારથિ આ માતલિ સર્વ યુદ્ધમાં તેના પરાક્રમ કરતાં થોડાજ અંતરવાળો છે. માતલિ સુર તથા અસુરોના યુદ્ધને વિષે ઇંદ્રના રથના હજાર અશ્વને મને કરી નિયમમાં રાખે છે. જ્યારે શત્રુ સામે ઇંદ્ર યુદ્ધ કરે છે, ત્યારે પ્રથમ માતલિયે અશ્વે કરી જીતેલા શત્રુને તે પોતાની ભુજાએ કરી જીતે છે. રથના વેગરૂપી પ્રહાર કર્યા પછી પ્રહાર પણ કરે છે. એની શ્રેષ્ઠ, રૂપે કરી જેના સરખી પૃથ્વીમાં બીજી કોઈ પણ સ્ત્રી નથી એવી અને સત્યતા તથા શીયળાદિ ગુણેયુક્ત ગુણકેશી નામની કન્યા છે તેને માટે વર સારૂ ત્રણલોકમાં ફરતા એવા માતલિને, તમારો પૌત્ર સુમુખ લાયક પતિ છે. હે ભુજગોત્તમ! જો તમને એ સંબંધ કરવો રૂચતો હોય, તો તમે કન્યા સ્વીકાર કરવાની બુદ્ધિ કરો, વિલંબ કરો નહી. જેમ વિષ્ણુના કુળમાં લક્ષ્મી તથા અગ્નિના કુળમાં સ્વાહા છે, તેમ તમારા કુળમાં શ્રેષ્ઠ દેહવાળી ગુણકેશી વહુરૂપે થાઓ. જેમ ઇંદ્રને લાયક શચી છે, તેમ તમારા પૌત્ર સુમુખને લાયક ગુણકેશી છે; માટે તમે પૌત્ર સારૂ તે કન્યાને ગ્રહણ કરો. હે આર્યક! તમારો પૌત્ર સુમુખ પિતા વગરનો છે તોપણ અમે તમારા તથા ઐરાવતના નામને લીધે તેનું માગું કરીયે છીયે. તમારા પૌત્રમાં શીયળ, પવિત્રતા તથા દમાદિ ગુણ છે, માટેજ આ માતલિ પોતે પોતાની કન્યા આપવા તૈયાર થયો છે; વાસ્તે માતલિ તમારૂં અને તમે તેનું સન્માન કરવા યોગ્ય છો. કણ્વ કહે છે–હે દુર્યોધન! આ પ્રમાણે નારદજીએ સુમુખની માગણી કરી અને પોતાનો પુત્ર નાશ પામ્યો છે તેથી દીન થયેલો તથા કિંચિત હર્ષિત થયેલો આર્યક, ગુણકેશીને વહુરૂપે કેમ ગ્રહણ કરૂં? એમ કહેતાં કહેવા લાગ્યો કે, હે મહર્ષિ! તમારાં વાક્ય મને બહુ માન્ય થતાં નથી. ઇંદ્રનો સખા માતલિ સંબંધી થાય એમ કોને ઇચ્છા ન હોય? પણ કારણને લીધે દુર્બળ હોવાથી હું વિચારમાં પડી ગયો છું. હે મોટા તેજસ્વી નારદજી! મારા પૌત્ર સુમુખનો પિતા ચિકુર મરણ પામ્યો છે, તેથી અમે દુઃખે કરી પીડિત છીયે. ગરૂડે ચિકુરને ભક્ષ કર્યો ને જતી વેળા કહ્યું કે, હું આવતા બીજા માસમાં સુમુખને પણ ભક્ષ કરીશ એમ કહ્યું છે અને હે મુનિ! તે પ્રમાણે અવશ્ય થશે, કેમકે હું ગરૂડનો નિશ્ચય જાણું છું; વાસ્તે તેના કહેવાથી આ કામ કરવામાં મારો હર્ષ ભાગી પડયો છે. કણ્વ કહે છે–હે દુર્યોધન! આર્યકનાં વચન સાંભળી માતલિયે કહ્યું કે, જો એ પ્રમાણે છે, તો મને એક બુદ્ધિ ઉપજી છે કે, મેં આ તમારા પૌત્રને જમાઇરૂપે માન્યો છે, માટે એ ઇંદ્રને મળવા સારૂ મારી તથા નારદજીની સાથે આવે. હું થોડા કાર્યે કરી એનું આયુષ્ય વધારી આપીશ. ગરૂડના વિનાશ માટે પણ યત્ન કરીશ. વાસ્તે કાર્ય પાર પડે તે સારૂ આ તમારો પૌત્ર સુમુખ મારી સાથે દેવતાના ઇશ ઇંદ્ર પાસે આવે ને તમારૂં કલ્યાણ થાઓ. હે દુર્યોધન! એ પ્રમાણે કહીને માતલિ તથા નારદજી આર્યક સહિત સુસુખને સાથે લઇ ઇંદ્રની પાસે ગયા. તેઓએ બેઠેલા મહા કાંતિમાન તેને જોયો. તે સમયે ત્યાં ચતુર્ભુજ વિષ્ણુ પણ બેઠા હતા. નારદજીએ માતલિની સર્વ હકીકત કહી સંભળાવી. વૈશંપાયન કહે છે–હે જનમેજય! પછી વિષ્ણુએ ઇંદ્રને કહ્યું કે, હે ભુવનેશ્વર ઇંદ્ર! આ સુસુખને અમૃત આપીને દેવતા સરખો કર. માતલિ, નારદજી તથા નાગ પુત્ર આ તારાથી યથેચ્છ કાર્યને પામો. વિષ્ણુનાં વચન સાંભળી ગરૂડમાંના પરાક્રમનું ચિંતવન કરીને ઇંદ્રે કહ્યું કે હે વિષ્ણુ! તમેજ એને અમૃત આપો. વિષ્ણુ બોલ્યા કે, હે ઇંદ્ર! તું સર્વ લોકનો ઇશ્વર છે ને જેને તેં અમૃત આપ્યું હોય, તેને ભક્ષ કરવા કોણ

સમર્થ છે ? એ પ્રમાણે વિષ્ણુનું બોલવું સાંભળી ઈંદ્રે સુમુખ નાગને આયુષ્ય આપ્યું, પણ અમૃત આપ્યું નહી. હે રાજન્! સુમુખ ઈંદ્રથી વરદાન પામ્યો તેથી શ્રેષ્ઠ મુખવાન થયો, ને ગુણકેશીને પરણી તેના સહિત પોતાના ગૃહ પ્રત્યે જવા લાગ્યો. ઇચ્છિત કાર્ય કર્યું હતું જેમણે એવા નારદજી તથા આર્યક નાગ મહા કાંતિમાન દેવતાના રાજા ઈંદ્રની રજા લઇને સ્વસ્થાનકે ગયા.

नारदस्त्वार्यकश्चैव कृतकार्यौ मुदायुतो ।
अभिजग्मतुरभ्यर्च्य देवराजं महाद्युतिं ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायां चतुरधिकशततमोऽध्यायः ॥ १०४ ॥**

## અધ્યાય ૧૦૫ મો. ગરૂડનું ઇન્દ્રને ઉપાલંભ.

**कण्व उवाच—गरुडस्तत्र शुश्राव यथा वृत्तो महाबलः ।**
**आयुः प्रदानं शक्रेण कृतं नागस्य भारत ॥ १ ॥**

કણ્વ કહે છે–હે ભારત દુર્યોધન! મહા બળવાન ગરૂડ, ઈંદ્રે સુમુખ નાગને આયુષ્ય આપ્યું તે તથા તેનો વિવાહ થયો એ સર્વ વૃત્તાંત સાંભળી મહા ક્રોધયુક્ત થઇને, પોતાની પાંખથી ઉપજાવેલા વાયુએ કરી સ્વર્ગને રૂંધતો ઈંદ્રની પાસે ગયો ને તેને ઉપદ્રવ કરતાં કહેવા લાગ્યો કે હે મહા સમર્થ ઈંદ્ર! તેં મારી અવજ્ઞાથી વૃત્તિ નાશ કરી એ શું?! યથેચ્છ કર; એમ મને વરદાન આપીને હવે તેથી તું ચલાયમાન થયો? સર્વ ભૂત પ્રાણીના ઇશ્વર વિધાતા સર્વના નિર્માણ કરનાર છે, તેણે સર્પનું ભક્ષણ કરવું એ અમારી વૃત્તિ કરી છે, તેને તું કેમ નિરવાણ કરે છે? મેં આ સુમુખ નાગને ભક્ષ કરવાનો નિશ્ચય કર્યો હતો, ને તેનો સમય પણ નિયમિત કરી રાખ્યો હતો. સર્પોએ કરી મારા કુટુંબનું પોષણ કરવું યોગ્ય છે, પણ આ નાગ તારા વરદાનથી અમર થયો, તો હવે હું બીજા નાગની હિંસા કરવા ઇચ્છતો નથી. હે દેવરાજ! તું પોતાની ઇચ્છા પ્રમાણે વરતનારની પેઠે વર્તે છે માટે હું, મારૂં કુટુંબ તથા મારા ગૃહમાં જે નોકરો છે તે સૌ પ્રાણનો ત્યાગ કરીશું, તેથી પ્રસન્ન થા. હે બળ તથા વૃત્ર નામના અસુરનો નાશ કરનાર ઈંદ્ર! હું ફરીથી પણ એમજ કરવા લાયક છું. અરે! ત્રણ લોકનો ઇશ્વર હું તારારૂપ મૃત્યુપણાને પામ્યો. તું છતાં વિષ્ણુ મારા સ્વામિ એ કંઇ હવે કારણ રહ્યું નહી; કેમકે ત્રણલોકનું રાજ્ય તો તારે આધિન છે. હે ઈંદ્ર! મારી માતા દક્ષની પુત્રી છે, ને મારો પિતા કશ્યપ છે, માટે હું પણ સર્વ લોકના રાજ્ય રૂપ ભારને વહન કરવા ઇચ્છું છું. વળી મારામાં સર્વ ભૂત પ્રાણીથી સહન ન થાય એવું ઘણું બળ છે. મેં પણ દૈત્ય સાથે યુદ્ધ કર્યું ત્યારે મોટું પરાક્રમ કર્યું છે, ને તેમાં શ્રુતશ્રી, શ્રુતસેન, વિવસ્વાન, રોચના મુખ, પ્રશ્રુત તથા કાળકાક્ષ નામના દિતીના પુત્ર દૈત્યોનો નાશ કર્યો છે. વિષ્ણુના રથની ધ્વજારૂપ સ્થાનમાં રહીને હું મોટા યત્નથી ફરૂં છું, ને તારા નાના ભાઇ તેને વહન પણ કરૂં છું. તેથી શું તું મારી અવજ્ઞા કરે છે? મારા વિના ભાર વહન કરનાર તથા અતિ બળવાન કોણ છે? હું સૌ કરતાં સર્વ રીતે શ્રેષ્ઠ છું, તોપણ બાંધવ સહિત વિષ્ણુને વહન કરૂં છું. હે ઈંદ્ર! તેં મને નહી ગણકારીને મારા ભોજનથી ભ્રષ્ટ કર્યો

છે, માટે તારે તથા વિષ્ણુને લીધેજ મારૂં ગૌરવ નાશ પામ્યું છે. અદિતીથી જે ઉત્પન્ન થયા, તે સૌ બળવાન તથા પરાક્રમી છે, પણ તું તો તે સૌ કરતાં પણ અતિ બળવાન છે. હું શ્રમ વગરનો થઇને, તને એક પાંખના અગ્રભાગ ઉપર બેસાડી વહન કરીશ. તું વિચાર કર કે મારા સરખો અહીં બીજો કોણ બળવાન છે ?

કણ્વ કહે છે–હે દુર્યોધન ! એ પ્રમાણે ગરૂડે ઇંદ્રને કહેલાં અતિ દારૂણ વચન સાંભળી ચક્ર ધારણ કરનાર વિષ્ણુ, નહી ક્ષોભ પામનાર તેને ક્ષોભ પમાડતાં કહેવા લાગ્યા કે, હે ગરૂડ ! તું અતિ દુર્બળ પોતાના દેહને અત્યંત બળવાન માને છે. હે અંડજ ! અમારી સમક્ષ પોતાના આત્માનું વખાણ કરવું ઠીક નથી. ત્રણલોક પણ મારા દેહને વહન કરવા અશક્ત છે, હું મારા આત્માએ કરી આત્મારૂપ એવું આ ત્રણ લોક તથા તને પણ ધારણ કરૂં છું. તું મારી એક ભુજાને વહન કર, ને જો તેમ કરી શકીશ, તો તારૂં બોલવું સફળ થશે. હે દુર્યોધન ! એ પ્રમાણે કહીને વિષ્ણુએ પોતાનો જમણો હાથ ગરૂડની કાંધ ઉપર મૂક્યો, તેના ભારે કરી પીડિત, વિહ્વલ તથા ચેતન રહિત થયેલો તે પડી ગયો, તેણે પર્વત સહિત સર્વ પૃથ્વી સરખો ભાર આ એક ભુજામાં છે એમ માન્યું. હે દુર્યોધન ! મહા બળવાનમાં શ્રેષ્ઠ વિષ્ણુએ બળે કરી ગરૂડને પીડિત કર્યો નહી, અને તેનું જીવિત પણ નાશ કર્યું નહી. પછી ભારથી પીડા પામેલા, મોં ખુલ્લું થઇ ગયું હતું જેનું એવા, શરીર શીથળ થયું હતું જેનું એવા, ચેતન વગરના તથા વિહ્વળતાને પામેલા ગરૂડે પોતાની પાંખો પસારી વિષ્ણુને પગે લાગી થોડાંક વચન કહ્યાં કે, હે મહા સમર્થ વિષ્ણુ ! સર્વ લોકમય તમારા શરીરમાંનો એક ભુજ તમે પોતાની મેળે મારા ખભા ઉપર મૂક્યો તેથી હું પૃથ્વી ઉપર દબાઉં છું માટે વિહ્વલ, અલ્પ ચેતનવાળા, તમારા બળરૂપ અગ્નિથી બળેલો તથા તમારા રથની ધ્વજામાં રહેનાર જે હું તેનો અપરાધ તમે ક્ષમા કરવા યોગ્ય છો. હે દેવ ! હે સમર્થ ! મેં તમારૂં અતિ ઉત્તમ બળ જાણ્યું, હવે બીજાઓના સરખું મારા દેહમાં બળ નથી એમ પણ હું માનું છું. ગરૂડનાં વચન સાંભળી વિષ્ણુએ, તેની ઉપર કૃપા કરતાં ફરીથી આમ કરીશ નહિ એમ કહી તેને મૂકી દીધો. હે રાજેંદ્ર ! હે દુર્યોધન ! તે દિવસે વિષ્ણુએ પોતાના ચરણના અંગુઠાએ કરી સુમુખને ગરૂડના ઉરસ્થળ ઉપર ફેંક્યો, તે રોજથી તે તેના સહિત વર્તે છે. હે દુર્યોધન ! એ પ્રમાણે મહા બળવાન તથા મોટા યશવાળો વિનતાનો પુત્ર ગરૂડ વિષ્ણુ બળે કરી પીડા પામ્યો, તેથી તેનો ગર્વ નાશ પામ્યો, તેમજ હે ગાંધારીના પુત્ર દુર્યોધન ! તું પણ જ્યાં સુધી યુદ્ધમાં મહા શૂરવીર પાંડુ રાજાના પુત્ર પાંડવોને મળ્યો નથી, ત્યાં સુધી જીવે છે. પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ મહા બળવાન વાયુ પુત્ર ભીમસેન તથા ઇંદ્ર પુત્ર ધનંજય અર્જુન, યુદ્ધમાં કોને નાશ ન કરે ? વિષ્ણુ, વાયુ, ઇંદ્ર, ધર્મ તથા બે અશ્વિનિકુમારરૂપ શ્રીકૃષ્ણ, ભીમસેન, અર્જુન, યુધિષ્ઠિર, અને નકુળ સહદેવ છે, માટે દેવતાઓ સરખા તેમની સામે જોવાને તું શું સમર્થ છે ? વાસ્તે હે નૃપાત્મજ ! હવે તારે પાંડવો સાથે વિરોધ કરવો નહિ, ને તું શમતાને પામ. કારણ તીર્થરૂપ વાસુદેવ ભગવાનનાં વાક્યને માન્ય કરી પોતાના કુળની રક્ષા કરવા યોગ્ય તું જે દિવસે વિષ્ણુએ ગરૂડને ગર્વ વગરનો કર્યો તે દિવસે તેનું સર્વ માહાત્મ્ય નારદજીએ પ્રત્યક્ષ જોયું માટે તે જ ચક્ર તથા ગદા ધરનાર આ શ્રીકૃષ્ણ છે. વૈશંપાયન કહે છે–હે જનમેજય ! એ પ્રમાણે કણ્વ ઋષિયે વચન કહ્યાં તે સાંભળી દુર્યોધન, ભ્રકુટી ચઢાવી મોટા નિશ્વાસ મૂકતાં કર્ણ સામું જોઇ હસવા લાગ્યો. દુષ્ટ મતિવાળા દુર્યોધને કણ્વનાં વાક્યને નહી ગણકારતાં હસ્તિની સુંઢ સરખો પોતાનો ઉરૂ ઠોકી

તેને કહ્યું કે હે મહર્ષિ! જેવી રીતે ઇશ્વરે મને ઉપજાવેલો છે, તેવી રીતે હું વર્તિશ ને જે ભાવિ તથા જેવી મારી ગતિ થવાની હશે તે થશે પણ આ તમારો પ્રલાપ શું કરનાર છે?

यथैवेश्वरसृष्टोस्मि यद्भावि या च मे गतिः ।
तथा महर्षे वर्तामि किं प्रलापः करिष्यति ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायां पंचाधिकशततमोऽध्यायः ॥ १०५ ॥

## અધ્યાય ૧૦૬ ઠ્ઠો. ગાલવ ને વિશ્વામિત્ર.

जनमेजय उवाच—अनर्थे जातनिर्बंधं परार्थे लोभमोहितं ।
अनार्यकेष्वभिरतं मरणे कृतनिश्चयं ॥ १ ॥

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન! અનર્થને વિષે ઉત્પન્ન થયો છે નિર્બંધ જેને એવા પરદ્રવ્યના લોભથી મોહિત, અસત્પુરૂષમાં પ્રીતિમાન, મરવાને વિષેજ નિશ્ચયવાળા, પોતાના જ્ઞાતિ જનને દુઃખ ઉપજાવનાર, બંધુઓને શોક વધારનાર, સુહૃજ્જનને ક્લેશ આપનાર, શત્રુને હર્ષ વધારનાર તથા અવળા માર્ગમાં વર્તનાર દુર્યોધનને, સ્નેહ ભાવથી તેના સંબંધિયોએ અથવા પરમ સ્નેહવાળા મહા સમર્થ પિતામહરૂપ વ્યાસજીએ કેમ ન વાર્યો? વૈશંપાયન કહે છે—હે જનમેજય! ભગવાને તથા ભીષ્મે દુર્યોધનને કહેવા યોગ્ય વચન કહ્યાં છે, તે કહું તે તું સાંભળ. નારદજી કહે છે—હે દુર્યોધન! શ્રવણ કરનાર તથા હિત એવો સ્નેહી પુરૂષ દુર્લભ છે, ને જે મહા સંકટ વેળાએ આવી ઉભો રહે છે, તે વેળા ભાઇ પણ ઉભો રહેતો નથી. હે કુરૂનંદન! તારે સ્નેહિયોનાં વાક્ય માનવા યોગ્ય છે. એમ હું માનું છું. પણ મમત કરવો નહી; કેમકે તે નાશકારક છે. આ પ્રસંગે ગાલવનો પરાજય થયો છે એ એક પૂર્વનો ઇતિહાસ કહું તે તું સાંભળ. હે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન! પૂર્વે તપ કરતા એવા વિશ્વામિત્ર કેવા દૃઢ તપવાન છે તે જાણવા સારૂ સાક્ષાત ધર્મ સપ્ત ઋષિમાંના વસિષ્ઠથી જુદું પણ તેનુંજ સ્વરૂપ ધારણ કરી ક્ષુધાયુક્ત તથા ભોજન કરવાની ઇચ્છાવાળા થઇ તેના આશ્રમે ગયા. ત્યારે તેને જોઇને અતિભ્રાંત થયેલા વિશ્વામિત્રે ભોજન કરાવવા સારૂ મોટા યત્નથી ઉત્તમ અન્નનો ચરૂ અગ્નિ ઉપર ચઢાવ્યો, પણ તે અન્ન સિદ્ધ થાય ત્યાં સુધી થોભ્યા નહી ને બીજા તપસ્વિયોએ આપેલાં અન્નનું ભોજન કર્યું. તેટલામાં વિશ્વામિત્ર તૈયાર થયેલા અતિ ઉષ્ણ અન્નને લઇ તેની પાસે આવ્યા. તે જોઇને ભોજન કર્યું ને હવે પાછો આવું ત્યાં સુધી ઉભા રહો એમ કહી ચાલી નિકળ્યા. હવે મહા કાંતિમાન, સ્થિર વ્રતવાન તથા વાયુનું ભોજન કરનાર વિશ્વામિત્ર તેની વાટ જોતાં વૃક્ષની પેઠે સ્થિર થઇ પોતાના આશ્રમની પાસે ઉભા રહ્યા; ત્યારે ગાલવ મુનિ ગૌરવવાન તથા લોકપૂજ્ય વિશ્વામિત્રનું પ્રિય કરવા સારૂ તેની શુશ્રુષા કરવા લાગ્યા. પછી જ્યારે અન્ન લઇ ઉભેલા વિશ્વામિત્રને સો વર્ષ પૂર્ણ થયાં, ત્યારે વળી પાછા ધર્મ ભોજન કરવાની ઇચ્છાથી વસિષ્ઠનો વેશ ધારણ કરી તેની પાસે આવ્યા. તે સમયે તેણે વાયુ ભક્ષણ કરતા ઉભેલા મહા બુદ્ધિમાન વિશ્વામિત્રના મસ્તક ઉપર રહેલા ભાતના પાત્રને જોયું. પછી તરત તૈયાર થયેલા સરખા ઉષ્ણ ભાતને ગ્રહણ કરી તેનું ભોજન કરીને ધર્મે વિશ્વામિત્રને કહ્યું કે હે બ્રહ્મર્ષિ! હું

પ્રસન્ન થયો, ને હવેથી તમે ક્ષત્રિયપણાથી મુકાઇ બ્રાહ્મણપણાને પામશો. હે દુર્યોધન! ધર્મ એ પ્રમાણે વિશ્વામિત્રને કહીને ગયા પછી વિશ્વામિત્ર પણ ધર્મના કહેવાથી ક્ષત્રિયપણાથી મુક્ત થઇ બ્રાહ્મણપણાને પામ્યા, અને અતિ પ્રસન્ન થયા. હવે શિષ્યરૂપે તપશ્ચર્યા કરનાર ગાલવ મુનિયે કરેલી સેવા તથા તેની પરમ ભક્તિએ કરી પ્રસન્ન થયેલા વિશ્વામિત્ર ઋષિયે તેને કહ્યું કે, હે ગાલવ! હું તને આજ્ઞા આપું છું કે તું તારી ઇચ્છા પ્રમાણે જા. એ પ્રમાણે વિશ્વામિત્રે કહ્યું, ત્યારે મધુર એવી તેમની વાણીએ કરી પ્રસન્ન થયેલા ગાલવ મુનિયે કહ્યું કે—હે મહર્ષિ! આજ મારૂં બ્રહ્મચર્ય વ્રત પૂર્ણ થયું, માટે તે નિમિત્ત ગુરૂ એવા તમને હું શું દક્ષિણા આપું? કારણ તેથી મારૂં કર્મ સિદ્ધ થાય ને આપનાર મોક્ષરૂપ ફળને પામે માટે હું શું લઇ આવું? તે મહા સમર્થ મુનિ તમે મને કહો. એ પ્રમાણે ગાલવનાં વચન સાંભળી દક્ષિણા આપવાથી કર્મ સિદ્ધ થાય છે એમ જાણનાર તથા તેણે કરેલી શુશ્રુષાયે કરી પ્રસન્ન થયેલા વિશ્વામિત્રે તું જા, જા, એમ વારંવાર તેને કહ્યું, તોપણ ગાલવ, 'હું તમને શું આપું' એમ વારંવાર બોલવા લાગ્યો; ને તેને એ બાબત ઘણો મમત થયો. ત્યારે કંઇ એક ક્રોધ પ્રાપ્ત થયેલા વિશ્વામિત્રે તેને કહ્યું કે, હે ગાલવ! તું એક બાજુથી શ્યામ કર્ણવાળા તથા ચંદ્ર સરખા તેજવાળા આઠસો અશ્વ મને આપ, લે જા, વિલંબ કર નહિ.

**एकतः श्यामकर्णानां हयानां चंद्रवर्चसां ।**
**अष्टौ शतानि मे देहि गच्छ गालव माचिरं ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां षडधिकशततमोऽध्यायः ॥ १०६ ॥**



## અધ્યાય ૧૦૭ મો. ગાલવનું ચરિત્ર.

**नारद उवाच—एवमुक्तस्तदा तेन विश्वामित्रेण धीमता ।**
**नास्ते न शेते नाहारं कुरुते गालवस्तदा ॥ १ ॥**

નારદજી કહે છે—હે દુર્યોધન! જ્યારે મહા બુદ્ધિમાન વિશ્વામિત્રે એ પ્રમાણે કહ્યું ત્યારે ગાલવ મુનિ સ્થિર થઇ બેસતા પણ ન હતા, શયન પણ કરતા ન હતા તથા આહાર કરતા ન હતા. ચિંતા તથા શોકમાં આવી પડેલા અને દીનતા રૂપ અગ્નિએ કરી બળતા ગાલવ મુનિનો દેહ ત્વચા તથા અસ્થિરૂપ પાંડુ વર્ણ થઇ ગયો ને દુઃખથી પરમ દુઃખી થયેલા તે આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યા કે, અરે! મને ધનવાન મિત્ર, દ્રવ્ય ભંડાર અથવા ચંદ્ર સરખા સફેદ વર્ણવાળા આઠસો અશ્વ ક્યાંથી મળે? જીવતા લગી મને ભોજનમાં તથા સુખમાં શ્રદ્ધા ક્યાંથી? હવે મારે જીવીનેશું કરવું? અરે હું સમુદ્ર અથવા પૃથ્વીની પાર જઇને મારો દેહ ત્યાગ કરીશ. કેમકે હવે મને જીવવાથી કંઇ ફળ નથી, કારણ અધન, અકૃતાર્થ, સત્કર્મનાં અનેક ફળ ત્યાગ કરેલા તથા ઋણ વેઠતા એવા પુરૂષને ઉદ્યમ વગર સુખ ક્યાંથી હોય. અરે જે મનુષ્ય સ્નેહી જનનું દ્રવ્ય ખાઇ 'હું તમને ઇચ્છિત આપીશ' એમ કહી વિશ્વાસ ઉપજાવી તેમ કરી પ્રતિ ઉપકાર કરી શકતા નથી તેને જીવવા કરતાં મરવું એ ઘણું સારૂં છે. અરે જે મનુષ્ય કોઇને પણ હું તમારૂં અમુક કામ છે તે કરીશ, એમ કહીને નથી કરતો તેનાં કરાવેલાં વાત્ર તથા ધર્મશાળાદિ સત્કર્મજન્ય

ફળ પણ નાશ પામે છે. અરે ખોટું ભાષણ કરનાર મનુષ્યને રૂપ, સંતતિ તથા આધિપત્ય હોતાં નથી, ત્યારે શ્રેષ્ઠ ગતિ તો ક્યાંથીજ હોય ? વળી કૃતઘ્ન પુરુષને યશસ્થાન તથા સુખ પણ ક્યાંથી હોય ? તેનામાં કોઇને વિશ્વાસ પણ રહેજ નહી તથા તેને શાંતિ પણ ક્યાંએ મળે નહી. અધન પાપી પુરુષ ઘણો કાળ જીવે નહી ત્યારે પોતાના કુટુંબનું પોષણ ક્યાંથી કરે; ને કરેલા કાર્યનો નાશ કરતાં અવશ્ય પોતે નાશ પામે છે. પાપી, કૃતઘ્ન, કૃપણ, ખોટું બોલનાર તથા ગુરૂનાં અનેક કાર્ય કર્યાં છે જેણે એવો હું આપેલા વચન પ્રમાણે કરી શકતો નથી, વાસ્તે અધમ ઉપાયે કરી મારા પ્રાણનો ત્યાગ કરીશ ! કારણ મેં પૂર્વે કોઇ દિવસ દેવતાઓની પાસે યાચના કરી નથી, ને તે સૌ યજ્ઞના નિસ્તારમાં મને માને પણ છે. હું દેવતાઓમાં શ્રેષ્ઠ દેવ, ત્રણ ભુવનના ઇશ્વર, સર્વને ગતિરૂપ તથા ગતિમાન પ્રાણિયોથી શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણની પાસે જાઉં; કારણ તેમનાથી અસુર તથા સુરના ભોગ મનુષ્યને મળ્યા છે. હું નમ્રતાવાન થઇને યોગીરૂપ અવિનાશી શ્રીકૃષ્ણને મળવાની ઇચ્છા રાખું છું. હે દુર્યોધન ! એ પ્રમાણે વિલાપ કરતાં ગાલવે કહ્યું, ત્યારે વિનતાના પુત્ર ગરૂડે પાસે આવી પોતાનું સ્વરૂપ દેખાડ્યું ને તેને પ્રસન્ન કરવાની ઇચ્છાથી હર્ષ પામી કહ્યું કે હે ગાલવ ! સ્નેહીમાં માનીતા તમે મારા સ્નેહી છો, માટે મને જો વૈભવ હોય, તો મારે તમને ઇચ્છિત પદાર્થ પ્રાપ્ત કરાવવા જોઇએ. વાસ્તે હે પ્રિય ! મારી પાસે ઇંદ્રના નાના ભાઇ વિષ્ણુરૂપ વૈભવ છે. જેણે મને કહ્યું છે કે, " હે ગરૂડ ! પૂર્વે ગાલવ મુનિયે મારૂં કાર્ય કરેલ છે, માટે તારે તેનું કાર્ય કરવું. " હે ગાલવ ! એ પ્રમાણે વિષ્ણુએ મને જેનું કાર્ય કરવાનું કહ્યું છે એવા તેની પાસે આવો આપણે જઇશું. હું તમને સુખ થશે તેમ લઇ જઇશ; પૃથ્વીના પાર દેશ પ્રત્યે મારી સાથે આવો, વિલંબ કરો નહીં.

**समवाने तु गच्छाव नयिष्ये त्वां यथासुखं ।**
**देश पारं पृथिव्या वा गच्छ गालव माचिरं ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां सप्ताधिकशततमोऽध्यायः ॥ १०७ ॥**

## અધ્યાય ૧૦૮ મો. પૂર્વદિશાનું વર્ણન.

**सुपर्ण उवाच—अनुशिष्टोस्मि देवेन गालवज्ञानयोनिना ।**
**ब्रूहि कामं तु कां यामि द्रष्टुं प्रथमतो दिशं ॥ १ ॥**

સુપર્ણ કહે છે—હે ગાલવ ! જ્ઞાનયોગી એવા દેવ વિષ્ણુએ મને આજ્ઞા આપી છે માટે તમે મને સુખેથી કહો કે, હું પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ તથા ઉત્તર એ ચાર દિશાઓ છે તેમાંથી પ્રથમ કયી દિશા જોવા જાઉં ? હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! સર્વ લોકને પ્રકાશ કરનાર સૂર્ય પ્રથમ જે દિશામાં ઉદય પામે છે તથા સાધ્ય નામના દેવતાઓનું જોયું હોય છે, તે દિશા પૂર્વ કહેવાય છે. વળી જે દિશાને વિષે " પૂર્વ " પ્રથમ સૂર્યની કૃપાથી મનુષ્યને પ્રાતઃસંધ્યા કરવા પર મતિ ઉત્પન્ન થાય છે, જેણે કરી આખું જગત વ્યાપ્ત થાય છે; વળી જે દિશાને વિષે યજ્ઞના આજ્ય ભાગ નામનું કર્મ પ્રવર્તે છે, જે દિશાને વિષે કરેલો હુતદ્રવ્યનો હોમ, ફળરૂપે સર્વ દિશાઓમાં પ્રસરે છે. હે દ્વિજશ્રેષ્ઠ ! પૂર્વ દિશા દિવસનું તથા

સર્વ શુભ માર્ગનું દ્વાર છે એમ તમે જાણો. પૂર્વ દિશામાં પૂર્વે પ્રથમ દક્ષની કન્યાઓ અદિતિ, દિતિ, દનું તથા કાષ્ટાદિ લોકરૂપ પ્રજાને પ્રસૂત થઇ હતી. કશ્યપના પ્રભાવથી સર્વ દિશામાં વૃદ્ધિ પામી છે, માટેજ સર્વ દેવતાઓને સમૃદ્ધિનું મૂળ આજ દિશા છે; ને આને વિષે તેઓએ ઇંદ્રને રાજ્યગાદીનો અભિષેક કર્યો છે તથા આનેજ પ્રસન્ન કરીને તપશ્ચર્યા કરી છે; વાસ્તે પૂર્વ દિશા એવું નામ નામ કહેવાય છે. વળી સુખને ઇચ્છતા પુરૂષ, દેવતા સંબંધી સર્વ કાર્ય આ દિશાને વિષે કરે છે. માટે સર્વ દિશાઓમાં આ દિશાને પૂર્વ દિશા કહે છે. આ દિશાને વિષે સર્વ લોકને ઉત્પન્ન કરનાર બ્રહ્માએ પ્રથમ વેદોનો ઉચ્ચાર કર્યો છે તથા "સવિતા" સૂર્યે વેદવાણી કહી છે ને તે બ્રાહ્મણોમાં સાવિત્રી થઇ છે. હે દ્વિજશ્રેષ્ઠ! આ દિશાને વિષે સૂર્યે યાજ્ઞવલ્ક્યને યજુર્વેદ આપ્યો છે તથા વરદાન પ્રાપ્ત થયેલો ચંદ્ર દેવતાઓ સહિત યજ્ઞમાં અમૃતનું પાન કરે છે. આ દિશાને વિષે હુતદ્રવ્યને વહન કરનાર અગ્નિ અમૃત, ઘૃત તથા દુધરૂપ જળનું ભોજન કરે છે, અને વરૂણ દેવતા અહીંથી પાતાળના તળનો આશ્રય કરીને સમૃદ્ધિને પામ્યા છે. આ દિશામાં મિત્રાવરૂણના યજ્ઞ સમયે નિમિ રાજાના શાપથી પૂર્વે વસિષ્ઠના સ્થૂળ દેહનો નાશ, પાછો ક્રમથી જન્મ અને તેની પ્રતિષ્ઠા થઇ છે. આ દિશાને વિષે ઓંકારરૂપ વેદની શાખા પ્રશાખાદિ ભેદ તથા હજારો કર્મ માર્ગ થયેલા છે, ધુમ્રપાન કરનારા મુનિયો યજ્ઞજન્ય ધુમાડાનુંજ પાન કરે છે. વળી પૂર્વે આ દિશામાંના વનને વિષે ઇન્દ્રે યજ્ઞમાં દેવતાઓને ભાગ આપવા સારૂ વરાહાદિ ઘણા મૃગોને પ્રોક્ષણ કરી કલ્પના કરી રાખ્યા છે. આ દિશામાં ઉદય પામીને સૂર્ય ક્રોધે કરી આલોકમાં રહેનારા કૃતઘ્ની મનુષ્ય તથા અસુરાદિને "નાશ કરે છે" તેનાં આયુષ્યને નાશ કરે છે. હે મુનિ! ત્રણ લોકનું તથા સ્વર્ગનું અને સુખનું પણ આજ દ્વાર છે, આજ પૂર્વ દિશાનો ભાગ છે માટે જો તમે ઇચ્છતા હો, તો આપણે એમાં પ્રવેશ કરીયે. હે ગાલવ! હું જે વિષ્ણુનાં વચનમાં વિશ્વાસે રહ્યો છું, તેનું મારે અવશ્ય પ્રિય કરવું જોઇયે માટે આપણે ત્યાં જઇશું? વળી બીજી દિશા વિષે કહું તે પણ તમે સાંભળો.

**प्रियं कार्यं हि मे तस्य यस्यास्मि वचने स्थितः ।**
**ब्रूहि गालव यास्यामि शृणु चाप्यपरां दिशं ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायामष्टाधिकशततमोऽध्यायः ॥ १०८ ॥**

## અધ્યાય ૧૦૯ મો. દક્ષિણ દિશાનું વર્ણન.

**सुपर्ण उवाच—इयं विवस्वता पूर्वं श्रौतेन विधिना किल ।**
**गुरवे दक्षिणा दत्ता दक्षिणेत्युच्यते च दिक् ॥ १ ॥**

સુપર્ણ કહે છે–હે ગાલવ! પૂર્વે આ દિશામાં સૂર્યે વિધિયુક્ત શ્રૌતયજ્ઞ કરીને ગુરૂ એવા કશ્યપને દક્ષિણા આપી હતી તેથી આ દિશાનું નામ દક્ષિણ દિશા કહેવાય છે. આ દિશામાં ત્રણ લોકના પિતૃપક્ષ પ્રતિષ્ઠિત છે તથા ઉષ્ણપા નામના દેવતાઓ પિતૃઓ સહિત રહે છે, જેઓ લોકને વિષે પિતૃયજનમાં તેઓ સાથે સમાન ભાગને યોગ્ય થયા છે. હે દ્વિજ! આ દિશાને ધર્મનું પિતૃયજનનું બીજું દ્વાર કહે છે, આ દિશાને વિષે ત્રુટિ

ફળ પણ નાશ પામે છે. અરે ખોટું ભાષણ કરનાર મનુષ્યને રૂપ, સંતતિ તથા આધિપત્ય હોતાં નથી, ત્યારે શ્રેષ્ઠ ગતિ તો ક્યાંથીજ હોય ? વળી કૃતઘ્ન પુરૂષને યશસ્થાન તથા સુખ પણ ક્યાંથી હોય ? તેનામાં કોઇને વિશ્વાસ પણ રહેજ નહી તથા તેને શાંતિ પણ ક્યાંએ મળે નહી. અધન પાપી પુરૂષ ઘણો કાળ જીવે નહી ત્યારે પોતાના કુટુંબનું પોષણ ક્યાંથી કરે; ને કરેલા કાર્યનો નાશ કરતાં અવશ્ય પોતે નાશ પામે છે. પાપી, કૃતઘ્ન, કૃપણ, ખોટું બોલનાર તથા ગુરૂનાં અનેક કાર્ય કર્યા છે જેણે એવો હું આપેલા વચન પ્રમાણે કરી શકતો નથી, વાસ્તે અધમ ઉપાયે કરી મારા પ્રાણનો ત્યાગ કરીશ ! કારણ મેં પૂર્વે કોઇ દિવસ દેવતાઓની પાસે યાચના કરી નથી, ને તે સૌ યજ્ઞના વિસ્તારમાં મને માને પણ છે. હું દેવતાઓમાં શ્રેષ્ઠ દેવ, ત્રણ ભુવનના ઇશ્વર, સર્વને ગતિરૂપ તથા ગતિમાન પ્રાણિયોથી શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણની પાસે જાઉં; કારણ તેમનાથી અસુર તથા સુરના ભોગ મનુષ્યને મળ્યા છે. હું નમ્રતાવાન થઇને યોગીરૂપ અવિનાશી શ્રીકૃષ્ણને મળવાની ઇચ્છા રાખું છું. હે દુર્યોધન ! એ પ્રમાણે વિલાપ કરતાં ગાલવે કહ્યું, ત્યારે વિનતાના પુત્ર ગરૂડે પાસે આવી પોતાનું સ્વરૂપ દેખાડ્યું ને તેને પ્રસન્ન કરવાની ઇચ્છાથી હર્ષ પામી કહ્યું કે હે ગાલવ ! સ્નેહીમાં માનીતા તમે મારા સ્નેહી છો, માટે મને જો વૈભવ હોય, તો મારે તમને ઇચ્છિત પદાર્થ પ્રાપ્ત કરાવવા જોઇએ. વાસ્તે હે પ્રિય ! મારી પાસે ઇંદ્રના નાના ભાઇ વિષ્ણુરૂપ વૈભવ છે. જેણે મને કહ્યું છે કે, " હે ગરૂડ ! પૂર્વે ગાલવ મુનિયે મારૂં કાર્ય કરેલ છે, માટે તારે તેનું કાર્ય કરવું. " હે ગાલવ ! એ પ્રમાણે વિષ્ણુએ મને જેનું કાર્ય કરવાનું કહ્યું છે એવા તેની પાસે આવો આપણે જઇશું. હું તમને સુખ થશે તેમ લઇ જઇશ; પૃથ્વીના પાર દેશ પ્રત્યે મારી સાથે આવો, વિલંબ કરો નહીં.

समवाने तु गरूडाव नयिष्ये त्वां यथासुखं ।
देश पारं पृथिव्या वा गच्छ गालव माचिरं ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां सप्ताधिकशततमोऽध्यायः ॥ १०७ ॥



## અધ્યાય ૧૦૮ મો. પૂર્વદિશાનું વર્ણન.

सुपर्ण उवाच—अनुशिष्टोस्मि देवेन गालवज्ञानयोनिना ।
ब्रूहि कामं तु कां यामि द्रष्टुं प्रथमतो दिशं ॥ १ ॥

સુપર્ણ કહે છે—હે ગાલવ ! જ્ઞાનયોગી એવા દેવ વિષ્ણુએ મને આજ્ઞા આપી છે માટે તમે મને સુખેથી કહો કે, હું પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ તથા ઉત્તર એ ચાર દિશાઓ છે તેમાંથી પ્રથમ કઇ દિશા જોવા જાઉં ? હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! સર્વ લોકને પ્રકાશ કરનાર સૂર્ય પ્રથમ જે દિશામાં ઉદય પામે છે તથા સાધ્ય નામના દેવતાઓનું જોવું હોય છે, તે દિશા પૂર્વ કહેવાય છે. વળી જે દિશાને વિષે " પૂર્વ " પ્રથમ સૂર્યની કૃપાથી મનુષ્યને પ્રાતઃસંધ્યા કરવા પર મતિ ઉત્પન્ન થાય છે, જેણે કરી આખું જગત વ્યાપ્ત થાય છે; વળી જે દિશાને વિષે યજ્ઞના આજ્ય ભાગ નામનું કર્મ પ્રવર્તે છે, જે દિશાને વિષે કરેલો હુતદ્રવ્યનો હોમ, ફળરૂપે સર્વ દિશાઓમાં પ્રસરે છે. હે દ્વિજશ્રેષ્ઠ ! પૂર્વ દિશા દિવસનું તથા

# અધ્યાય ૧૧૦ મો. પશ્ચિમ દિશાનું વર્ણન.

सुपर्ण उवाच—इयं दिग्दयिता राज्ञो वरुणस्य तु गोपतेः ।
सदा सलिलराजस्य प्रतिष्ठा चादिरेव च ॥ १ ॥

સુપર્ણ કહે છે–હે ગાલવ ! આ પશ્ચિમ દિશાના રાજા એવા વરૂણ તથા સૂર્યને પ્રિય છે ને જળના રાજાની અહિં આદિથી સદૈવ પ્રતિષ્ઠા છે. આ પશ્ચિમ દિશાને વિષે દિવસ પૂર્ણ થયા કેડે સૂર્ય પોતાના કિરણનો ત્યાગ કરે છે, તેથી આનું પશ્ચિમ દિશા એવું નામ કહેવાય છે. પૂર્વે કશ્યપે જળજંતુ તથા જળની રક્ષાને માટે અહિં વરૂણને રાજ્યનો અભિષેક કર્યો હતો. આ પશ્ચિમ દિશાને વિષે કૃષ્ણ પક્ષમાં ચંદ્ર જળરૂપ છ રસનું પાન કરીને તરૂણપણાને પામ્યા હતા. પૂર્વે આ દિશાને વિષે વરૂણે વિમુખ કરેલા સન્નદ્ધ એવા દૈત્યોએ પવનથી પીડા પામીને શયન કર્યું હતું. આ દિશામાં રહેલો અસ્ત નામનો પર્વત પડતા સૂર્યને ગ્રહણ કરે છે, જેનાથી જગતમાં સાયં સંધ્યા પ્રસરે છે; ને તેના પછી જીવ લોકનાં અર્ધ આયુષ્યને હરણ કરવા સારૂ રાત્રિ પડે છે, જે વિષે પ્રાણી માત્રને નિદ્રા ઉત્પન્ન થાય છે. આ દિશાને વિષે સગર્ભા એવી દેવી દિતિયે શયન કર્યું હતું, તે જાણીને ઇંદ્રે તેને ગર્ભ વગરની કરી.. જે ગર્ભ ઓગણપચાસ વાયુ થયા. આ દિશામાંથી હિમાચળ પર્વતનું મૂળ મંદર પર્વત પ્રત્યે જાય છે, જેનો અંત મનુષ્યને હજારો વર્ષે પણ આવે તેમ નથી. આ દિશામાંના સુવર્ણશૈલ તથા વૃક્ષવાન સમુદ્ર સરખા તળાવના કિનારાને પામીને સુરભી ગાય શ્રેષ્ઠ દૂધને સ્રવે છે. આ દિશાને વિષે સમુદ્રની મધ્યે સૂર્ય તથા ચંદ્રને નાશ કરવાની ઇચ્છાવાળા તથા સૂર્ય સરખા રાહુનું કબંધ દેખાય છે. વળી આ દિશાને વિષે નિત્ય તરૂણ અવસ્થાવાન, અદૃશ્ય તથા અપ્રમેય એવા સુવર્ણશિરા નામના મુનિ ગાયન કરે છે. જેનો મોટો શબ્દ સંભળાય છે. આ દિશામાં હરિમેધસ નામના મુનિની ધ્વજવતી નામની કન્યા, સૂર્યની આજ્ઞાથી ‘ઉભા રહો, ઉભા રહો’ એમ બોલતી આકાશને વિષે રહે છે. આ દિશામાંના વાયુ, અગ્નિ, જળ તથા આકાશ જગતમાં દિવસના અને રાત્રિના દુઃખરૂપ સ્પર્શને મૂકે છે. હે ગાલવ ! આ દિશાને આરંભીને સૂર્યની આડી ગતિ વર્તે છે, પણ મનુષ્યોને અધોગતિ જોવામાં આવે છે; “જેના મંડળમાં સર્વ નક્ષત્રાદિ પ્રવેશ કરે છે” તેના તેજથી સર્વનાં તેજ ઢંકાઇ જાય છે. હે ગાલવ ! જેમ એક એક નક્ષત્ર અઠ્યાવીસ અઠ્યાવીસમે દિવસે ચંદ્ર સહવર્તમાન રહીને પાછું તેનાથી જુદું પડે છે, તેમ કાળ પરત્વે સૂર્ય સહિત રહીને પાછું તેનાથી જુદું પડે છે, એમજ સર્વ નક્ષત્ર સર્વ ગ્રહો સાથે રહીને, કાળે કરી તેમનાથી જુદાં પડે છે. આ પશ્ચિમ દિશાને વિષે સર્વ નદીના પ્રવાહજન્ય સમુદ્રનો નિવાસ રહ્યો છે. જે વરૂણના સ્થાનરૂપમાં ત્રણ લોકનું જળ રહ્યું છે. વળી આ દિશામાં અનાદિ, અવિનાશી તથા સર્વ નાગના રાજા વિષ્ણુરૂપ અનંતનું સ્થાન છે. આ દિશાને વિષે અગ્નિના સખા વાયુ, મહર્ષિ કશ્યપ તથા મારીચનાં રહેવાનાં સ્થાન છે. હે ગાલવ ! મેં તમને પશ્ચિમ દિશાનો માર્ગ સંક્ષેપથી કહ્યો. હે દ્વિજસત્તમ ! આપણે ત્યાં જઇશું ? તમારો શું વિચાર છે તે કહો ?

एष ते पश्चिमो मार्गो दिग्द्वारेण प्रकीर्तितः ।
ब्रूहि गालव गच्छावो बुद्धिः का द्विजसत्तम ॥

તથા લવથી કાળનો નિશ્ચય પણ ગણાય છે. આ દિશામાં દેવર્ષિ, પિતૃલોકર્ષિ તથા રાજર્ષિ વ્યથા વગરના થઇને નિવાસ કરે છે. વળી આ દિશાને વિષે મૃત્યુ પામેલા પ્રાણિયોને તેના કર્મ પ્રમાણે ગતિ પ્રાપ્ત થાય છે ને તેનાં ધર્મ, સત્ય તથા કર્મ વગેરે ચિત્રગુપ્તાદિથી પ્રકાશ કરાય છે. હે દ્વિજશ્રેષ્ઠ! જે દિશાને વિષે મૃત્યુ સમયે મૂર્છાથી વિંટાયલો પુરૂષ મરણ પછી સુખે કરી જતો નથી એવી આ દક્ષિણ દિશામાં દૈવે સરજેલા અસંખ્ય નૈઋતો છે. મૃત્યુ પામેલા જીવો યમપુરીના રસ્તાને વિષે જોવામાં આવે છે. વળી આ દિશાને વિષે રહેલા મંદર પર્વતના કુંજ તથા ઋષિયોના આશ્રમમાં ગંધર્વો તેમનાં ચિત્ત તથા બુદ્ધિને હરણ કરે એવી ગાથાઓ ગાય છે. પૂર્વે રૈવત નામનો રાજા બ્રહ્મલોકને વિષે સામવેદના મંત્રરૂપ ગાયનને સાંભળવાથી ઘણો કાળ ગયો, તે નહીં જાણવાથી પાછો પૃથ્વી ઉપર આવ્યો, ને પોતાનાં સ્ત્રી, અમાત્ય તથા રાજ્યાદિ નાશ પામ્યાં તે જાણીને આ દિશાના વનમાં ચાલી નિકળ્યો. હે બ્રહ્મન્! આ દિશામાં સાવર્ણિ નામના મનુએ તથા યવક્રીતના પુત્રે સૂર્યના રથ માર્ગ, તેને વહન કરનાર તથા દેવતાઓનો નિયમ કર્યો છે. જેને તે પણ બદલાવી શકતા નથી. વળી આ દિશામાં પૂર્વે પુલસ્ત્યના પુત્ર રાક્ષસના રાજા મહાત્મા રાવણે તપ કરીને, દેવતાઓ પાસે અમરતા માગી છે. આ દિશામાં પૂર્વે વૃત્રાસુર બળાત્કારે ઇંદ્રની સાથે વૈરતાને પામ્યો છે, તથા મરણ પામીને ગયેલા પ્રાણી પુનર્જન્મ પામે છે. હે ગાલવ! આ દિશામાં પાપ કર્મ કરનાર પુરૂષો કરેલાં કર્મનાં ફળને ભોગવે છે; ને નરકમાં જનારાં પ્રાણીથી વિંટાયલી વૈતરણી નામની નદી છે. વળી આ દિશાને વિષે મરણ પામીને ગયેલા પ્રાણીમાત્ર નરકને તથા સ્વર્ગ સુખને પણ પામે છે. કર્ક સંક્રાંતિ આવે છે ત્યારે સૂર્ય આ દિશાના માર્ગને પામી સુંદર રસમય જળને પૃથ્વી પર વરસાવે છે. સાયંકાળે ઉત્તર દિશામાં જઇને હિમનો ત્યાગ કરે છે. હે ગાલવ! પૂર્વે ક્ષુધાયુક્ત હું ચિંતવન કરતો હતો, તેવામાં યુદ્ધ કરતા એવા મોટા હસ્તિ તથા કાચબાને મળ્યો. વળી આ દિશાને વિષે સૂર્યથી ચક્રધનુ નામે ઋષિ ઉત્પન્ન થયા છે; જેને સર્વ કપિલ મુનિ છે એમ જાણે છે, જેનાથી પૂર્વે સગર રાજાના પુત્ર પીડાયુક્ત થયા હતા. આ દિશાને વિષે વેદના પારને પામેલા સિદ્ધ એવા શિવ નામના બ્રાહ્મણો, સમગ્ર વેદ ભણીને મોક્ષ પામ્યા છે. વળી આ દિશામાં ભોગવતી નામે નદી છે, જેની વાસુકિ, તક્ષક તથા ઐરાવતાદિ નાગ રક્ષા કરે છે. વળી આ દિશાને વિષે મનુષ્યને મરણ સમયે સૂર્ય તથા અગ્નિથી પણ ન ટળે એવું તમ આવે છે. હે ગાલવ! સેવ્ય એવા જે તમે તેનો આ માર્ગ છે, માટે જવું હોય તો કહો ને હવે બીજી પશ્ચિમ દિશા કહું તે સાંભળો.

अभेद्यं भास्करेणापि स्वयं वा कृष्णवर्त्मना ।

एषतस्यापि ते मार्गः परिचायस्य गालव ॥

ब्रूहि मे यदि गंतव्यं प्रतीचीं श्रृणु चापरां ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां नवाधिकशततमोऽध्यायः ॥ १०९ ॥

એક નર તથા નારાયણ વિના બીજા કોઇ મનુષ્ય જતાં નથી. આ દિશામાં કૈલાસ નામનો પર્વત છે, જે કુબેરનું સ્થાન કહેવાય છે. આ દિશાને વિષે વિદ્યુત્પ્રભા નામની દશ અપ્સરા ઉત્પન્ન થઇ હતી. આ દિશામાં પૂર્વે વામનજી ભગવાને બલિ રાજા પાસેથી ત્રણ પગલાં પૃથ્વી દાન લઇને, તેને ચરણે કરી માપતાં વિષ્ણુપદ નામનું સ્થાન કર્યું છે. વળી આ દિશામાં મરુત રાજાએ ઉશીર બીજ નામના સ્થાનકને વિષે યજ્ઞરૂપ પોતાનું ઇષ્ટ કર્યું હતું, જ્યાં જાંબુનદ નામનું સરોવર છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! આ દિશાને વિષે મહાત્મા જીમૂત નામના ઋષિની પાસે સુવર્ણની ખાણવાળો, નિર્મળ તથા પવિત્ર હિમાદ્રિ પર્વત, પોતામાં રહેલું સર્વ દ્રવ્ય બ્રાહ્મણોનુંજ છે એમ નિશ્ચય કરીને રહ્યો છે, તેથી પ્રકાશે છે, જેની તે ઋષિએ તારામાં જે દ્રવ્ય છે તે મારું કહેવાય એમ માગ્યું ને તેણે તે માન્ય કર્યું તેથી તેમાંનું દ્રવ્ય જૈમૂત કહેવાય છે. વળી હે દ્વિજ! આ દિશામાં સર્વ દિક્પાળ સાયંકાળ તથા પ્રાતઃકાળને સમયે કોઇનું કાંઇ કાર્ય છે? એમ મોટો શબ્દ કરે છે. એ પ્રમાણે બીજા પણ અનેક ગુણે કરીને ઉત્તમ તથા શુભકાર્યમાં શ્રેષ્ઠ એવી આ ઉત્તર દિશા છે. હે મુનિ! મેં તમને વિસ્તારપૂર્વક ક્રમથી ચારે દિશા વર્ણવી બતાવી, માટે હવે તમે કયી દિશા પ્રત્યે જવા ઇચ્છો છો? હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ગાલવ! હું તમને સર્વ દિશાઓ તથા સમગ્ર પૃથ્વી દેખાડવા ઉદ્યોગવાન છું, માટે તમે મારા ઉપર બેસો.

चतस्रः क्रमयोगेन कामाशां गंतुमिच्छसि ।
उद्यतोहं द्विजश्रेष्ठ तव दर्शयितुं दिशः ॥
पृथिवीं चाखिलां ब्रह्मस्तस्मादारोह मां द्विज ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायामेकादशाधिकशततमोऽध्यायः ॥ १११ ॥

## અધ્યાય ૧૧૨ મો. ગાલવને લઈ ગરૂડનું ઉડવું.

गालव उवाच—गरुत्मन्भुजगेंद्रारे सुपर्णविनतात्मज ।
नय मां तार्क्ष्यपूर्वेण यत्र धर्मस्य चक्षुषी ॥ १ ॥

ગાલવ કહે છે—હે સર્પના શત્રુ! હે સુપર્ણ! હે વિનતા પુત્ર! હે તાર્ક્ષ્ય ગરૂડ! જ્યાં ધર્મનાં અગ્નિ તથા ચંદ્ર એ બે નેત્ર છે એવી પૂર્વ દિશા પ્રત્યે તું મને હવે લઇ ચાલ; કેમકે તેં પ્રથમ વર્ણન કરીને કહી એવી તે દિશામાં દેવતાઓનું સાન્નિધ્ય છે અને સત્ય તથા ધર્મ પણ ત્યાં વસે છે; માટે હે અરૂણના નાનાભાઇ! હું દેવતાઓ સાથે એકરૂપ થવાની તથા તેમને જોવાની ઇચ્છા રાખું છું. નારદજી કહે છે—હે દુર્યોધન! એ પ્રમાણે ગાલવે કહ્યા પછી ગરૂડે તમે 'મારી ઉપર બેસો' એમ કહ્યું ત્યારે તે મુનિ તેની ઉપર બેઠા, ને તેના વેગથી સભય થઇ તેને કહેવા લાગ્યા કે, હે સર્પનું ભોજન કરનાર ગરૂડ! ગતિ કરતા એવા તારું રૂપ પૂર્વાહ્ન કાળ વેળા હજાર કિરણવાળા સૂર્ય સરખું છે. હે પક્ષિ! તારી પાંખના વાયુથી કંપાયમાન થયેલાં વૃક્ષો ગતિ કરતાં હોય એવી તારી ગતિ અને દેખાય છે. હે આકાશમાં ગતિ કરનાર ગરૂડ! તું પાંખના વાયુથી સમુદ્ર, વન, પર્વત તથા બગીચા સહિત સર્વ પૃથ્વીને આકર્ષણ કરતો હોય એવો દેખાય છે. વળી તું તારી પાંખથી

इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां दशाधिकशततमोऽध्यायः ॥ ११० ॥

## અધ્યાય ૧૧૧ મો. ઉત્તર દિશાનું વર્ણન.

सुपर्ण उवाच—यस्मादुत्तार्यते पापाद्यस्मान्निःश्रेयसोऽश्नुते ।
अस्मादुत्तारणबलादुत्तरेत्युच्यते द्विज ॥ १ ॥

સુપર્ણ કહે છે-હે ગાલવ ! જેથી સર્વ મનુષ્યો પાપથી છુટાં થાય છે, ને પુણ્યને ભોગવે છે, ને ઉત્તરાયણના બળથી આ દિશા ઉત્તર કહેવાય છે. ઉત્તર દિશા નિધિનું સ્થાન છે, ને પૂર્વ તથા પશ્ચિમ દિશાનો વચલો માર્ગ એ સ્વર્ગ માર્ગ છે એમ કહેવાય છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ગાલવ ! શ્રેષ્ઠ એવી આ ઉત્તર દિશાને વિષે અસૌમ્ય, અજીત ચિત્તવાન તથા અધર્મવાન જન રહેતુંજ નથી. આ દિશાને વિષેના બદરિકાશ્રમમાં શ્રીકૃષ્ણરૂપ નારાયણ તથા અર્જુનરૂપ નરમાં ઉત્તમ ઋષિઓ વિરાજે છે; ને તે જ દિશામાં અવિનાશી બ્રહ્મા વિરાજે છે. આ દિશામાં રહેલા હિમાદ્રિ પર્વતના પૃષ્ઠને વિષે યુગાંતાગ્નિ સરખા કાંતિમાન મહેશ્વર પાર્વતી સહિત વિરાજે છે; જે નર તથા નારાયણ વિના બીજા કોઇને જોવામાં આવતા નથી. કેવળ આ દિશામાં માયા સહિત વિરાજમાન પુરૂષરૂપ મહેશ્વરને હજાર નેત્રવાન, હજારો મસ્તકવાન, હજાર ચરણવાન તથા અવિનાશી એવા વિષ્ણુ જુવે છે. આ દિશાને વિષે ચંદ્રને બ્રાહ્મણોના રાજારૂપે અભિષેક થયો હતો. આ દિશાને વિષે આકાશથી પડતાં એવાં ગંગાજીને સદાશિવે પોતાની જટામાં ધારણ કરીને મનુષ્ય લોકને અર્પણ કર્યાં છે. પૂર્વે આ દિશામાં રહીને પાર્વતિયે મહાદેવજીની પ્રાપ્તિ માટે મોટું તપ કર્યું હતું. અહિં કામ, શેષ, પર્વત તથા પાર્વતી ઉત્પન્ન થયાં છે, વળી આ દિશામાંના કૈલાસ પર્વતને વિષે કુબેરને રાક્ષસ, યક્ષ તથા ગંધર્વોના આધિપત્યનો અભિષેક થયો હતો. વળી આ દિશામાં ચૈત્રરથ નામનું વન, વૈખાનસ બ્રાહ્મણનો આશ્રમ, મંદાકિની નદી તથા મંદર પર્વત છે અને સૌગંધિક નામનું વન પણ છે; જેની નૈઋતો રક્ષા કરે છે. આ દિશાને વિષે પતાકાની પેઠે ઉચ્છ્રિત સ્કંધવાન જંબાળ નામનો દેવતા રહે છે તથા પ્રશસ્ત એવાં કલ્પવૃક્ષ છે. વળી આ દિશાને વિષે આત્મ સંયમન કરનાર તથા પોતાની ઇચ્છા પ્રમાણે ગતિ કરનાર સિદ્ધોનાં યથેચ્છ ભોગવાળાં અનેક વિમાનો રહે છે તથા સર્વ ફરે છે. આ દિશામાં સપ્તર્ષિ તથા દેવી એવાં અરૂંધતી રહે છે, સ્વાતી રહે છે, જેનો અહિં ઉદય થયો હતો એમ કહેવાય છે. આ દિશાને વિષે જો યજ્ઞ થતો હોય, તો તેને જોઇને બ્રહ્મા ત્યાં અવશ્ય આવી બેસે એમાં સંદેહ નહી. આ દિશામાં સર્વ નક્ષત્રાદિ તેજસ્વી, સૂર્ય તથા ચંદ્ર નિત્ય પરિવર્તન કરે છે. વળી અહીં રહીને ગંગાજી સ્વર્ગદ્વારની રક્ષા કરે છે. આ દિશાને વિષે સત્યવાદી મહાત્મા ધામા નામના મુનિયો રહે છે; જેમની મૂર્તિ, આકૃતિ તથા તપશ્ચર્યા કોઇને જાણવામાં આવતી નથી. હે ગાલવ ! જેમ યજ્ઞમાં ભોજન કરવા બેઠેલા પુરૂષોને અન્ન પીરસવાનાં પાત્ર તથા ઇચ્છિત ભોજન કરવાનાં પદાર્થનું આવવું અને જવું નહી જાણવામાં આવતાં પાછાં સ્થાનકને વિષે જઇ પ્રવેશ કરે છે, તેમ આ દિશામાંના હિમાદ્રિ પર્વતથી જુદાં રહેનાર મનુષ્ય, જો તે તરફ જાય, તો લય પામે છે, માટે ત્યાં

એક નર તથા નારાયણ વિના બીજા કોઇ મનુષ્ય જતાં નથી. આ દિશામાં કૈલાસ નામનો પર્વત છે, જે કુબેરનું સ્થાન કહેવાય છે. આ દિશાને વિષે વિદ્યુત્પ્રભા નામની દશ અપ્સરા ઉત્પન્ન થઇ હતી. આ દિશામાં પૂર્વે વામનજી ભગવાને બલિ રાજા પાસેથી ત્રણ પગલાં પૃથ્વી દાન લઇને, તેને ચરણે કરી માપતાં વિષ્ણુપદ નામનું સ્થાન કર્યું છે. વળી આ દિશામાં મરૂત રાજાએ ઉશીર બીજ નામના સ્થાનકને વિષે યજ્ઞરૂપ પોતાનું ઇષ્ટ કર્યું હતું, જ્યાં જાંબુનદ નામનું સરોવર છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ! આ દિશાને વિષે મહાત્મા જીમૂત નામના ઋષિની પાસે સુવર્ણની ખાણવાળો, નિર્મળ તથા પવિત્ર હિમાદ્રિ પર્વત, પોતામાં રહેલું સર્વ દ્રવ્ય બ્રાહ્મણોનુંજ છે એમ નિશ્ચય કરીને રહ્યો છે, તેથી પ્રકાશે છે, જેની તે ઋષિએ તારામાં જે દ્રવ્ય છે તે મારૂં કહેવાય એમ માગ્યું ને તેણે તે માન્ય કર્યું તેથી તેમાંનું દ્રવ્ય જૈમૂત કહેવાય છે. વળી હે દ્વિજ ! આ દિશામાં સર્વ દિક્‌પાળ સાયંકાળ તથા પ્રાત:કાળને સમયે કોઇનું કાંઇ કાર્ય છે ? એમ મોટો શબ્દ કરે છે. એ પ્રમાણે બીજા પણ અનેક ગુણે કરીને ઉત્તમ તથા શુભકાર્યમાં શ્રેષ્ઠ એવી આ ઉત્તર દિશા છે. હે મુનિ ! મેં તમને વિસ્તારપૂર્વક ક્રમથી ચારે દિશા વર્ણવી બતાવી, માટે હવે તમે કયી દિશા પ્રત્યે જવા ઇચ્છો છો ? હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ગાલવ ! હું તમને સર્વ દિશાઓ તથા સમગ્ર પૃથ્વી દેખાડવા ઉદ્યોગવાન છું, માટે તમે મારા ઉપર બેસો.

चतुस्रः क्रमयोगेन कामाशां गंतुमिच्छसि ।
उद्यतोहं द्विजश्रेष्ट तव दर्शयितुं दिशः ॥
पृथिवीं चाखिलां ब्रह्मस्तस्मादारोह मां द्विज ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायामेकादशाधिकशततमोऽध्यायः ॥ १११ ॥**

## અધ્યાય ૧૧૨ મો. ગાલવને લઈ ગરૂડનું ઉડવું.

**गालव उवाच—गरुत्मनभुजगेंद्रारे सुपर्णविनतात्मज ।
नय मां तार्क्ष्यपूर्वेण यत्र धर्मस्य चक्षुषी ॥ १ ॥**

ગાલવ કહે છે–હે સર્પના શત્રુ ! હે સુપર્ણ ! હે વિનતા પુત્ર ! હે તાર્ક્ષ્ય ગરૂડ ! જ્યાં ધર્મનાં અગ્નિ તથા ચંદ્ર એ બે નેત્ર છે એવી પૂર્વ દિશા પ્રત્યે તું મને હવે લઇ ચાલ, કેમકે તેં પ્રથમ વર્ણન કરીને કહી એવી તે દિશામાં દેવતાઓનું સાનિધ્ય છે અને સત્ય તથા ધર્મ પણ ત્યાં વસે છે; માટે હે અરૂણના નાનાભાઇ ! હું દેવતાઓ સાથે એકરૂપ થવાની તથા તેમને જોવાની ઇચ્છા રાખું છું. નારદજી કહે છે–હે દુર્યોધન !, એ પ્રમાણે ગાલવે કહ્યા પછી ગરૂડે તમે 'મારી ઉપર બેસો' એમ કહ્યું ત્યારે તે મુનિ તેની ઉપર બેઠા, ને તેના વેગથી સભય થઇ તેને કહેવા લાગ્યા કે, હે સર્પનું ભોજન કરનાર ગરૂડ ! ગતિ કરતા એવા તારૂં રૂપ પૂર્વાહ્ન કાળ વેળા હજાર કિરણવાળા સૂર્ય સરખું છે. હે પક્ષિ ! તારી પાંખના વાયુથી કંપાયમાન થયેલાં વૃક્ષો ગતિ કરતાં હોય એવી તારી ગતિ મને દેખાય છે. હે આકાશમાં ગતિ કરનાર ગરૂડ ! તું પાંખના વાયુથી સમુદ્ર, વન, પર્વત તથા બગીચા સહિત સર્વ પૃથ્વીને આકર્ષણ કરતો હોય એવો દેખાય છે. વળી તું તારી પાંખથી

ઉત્પન્ન થયેલા મોટા વાયુએ કરી મચ્છ તથા સર્પાદિ પ્રાણી સહિત જળને આકાશમાં સ્થાપન કરતો હોય એવો નિરંતર ગતિના યોગથી દેખાય છે. વળી તારી ગતિથી તેં પરાભવ પમાડેલાં મત્સ્ય, જળચર પ્રાણી, હસ્તિ, અશ્વ અને મનુષ્યનાં રૂપ તથા મુખ સરખાંજ દેખાય છે. હે ગરૂડ! સમુદ્રના વેગથી મારા કાન બ્હેરા થઇ ગયા છે, તેથી હું દેખતો નથી તથા સાંભળતો પણ નથી; પણ એ પ્રમાણે મારા આત્માને થવાનું કારણ કંઇ જણાતું નથી. હે પક્ષિ! તું આવી રીતે ગતિ કરશે તો મારો વિનાશ થશે, માટે બ્રહ્મહત્યાનો વિચાર રાખીને ધીમે ધીમે ગતિ કર; કારણ આ તારી ગતિના વેગથી મને સૂર્ય, દિશા તથા આકાશ કંઇ દેખવામાં આવતાં નથી. વળી હું કેવળ અંધકારને જોઉં છું તેથી તારા શરીર વગર મણિ સરખાં બે નેત્રને દેખું છું. હે ગરૂડ! હું તારા શરીરને તથા મારા શરીરને તો દેખતો નથી ને પગલે પગલે શરીરથી ઉઠતા અગ્નિને જોઉં છું માટે હે વિનતાના પુત્ર! તું તારી ગતિ ત્વરાથી ધીમી કર, જેથી મારાં નેત્ર શાંતિ પામે. મને જવાનું કંઇ પ્રયોજન નથી, માટે તું નિવૃત્તિ પામ, કારણ હું તારો વેગ સહન કરી શકતો નથી. હે અંડજ! મેં ગુરૂને આઠસો અશ્વ આપવાનું કહ્યું છે, તે આપી શકાય એવો માર્ગ હું દેખતો નથી, માટે આ શરીરનો ત્યાગ કરવો એજ માર્ગ નિશ્ચય કર્યો છે; કેમકે મારી પાસે દ્રવ્ય નથી, તેમ દ્રવ્યવાન મારો કોઇ સ્નેહી પણ નથી, જેથી કરી ગુરૂને કહ્યા પ્રમાણે આપી શકું! નારદજી કહે છે–હે ભારત! એ પ્રમાણે ઘણાં દીનતાનાં વચન બોલતા એવા ગાલવનાં વચન સાંભળી ગતિ કરતા એવા ગરૂડે હસીને કહ્યું કે, હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ગાલવ! તમે પોતાના શરીરનો ત્યાગ કરવા ઇચ્છો છો, તેથી મહા બુદ્ધિમાન નથી. કારણ તેમ કરવાથી ઇચ્છિત કાર્ય સંપાદન થતું નથી ને મરણ થાય છે. તમે મને પ્રથમ પૂર્વ દિશામાં જવાનું કહ્યું નથી શું? આ દિશામાં તમારી ઇચ્છા પૂરી પડે એવો ઉપાય છે. આ ઋષભ નામનો પર્વત આપણને સમિપ પ્રાપ્ત થાય છે. હે ગાલવ! સમુદ્રની પાસે આ ઋષભ પર્વત આવ્યો, તેને વિષે આપણે વિશ્રાંતિ તથા ભોજન કરીને આગળ વધીશું.

**तदेष ऋषभो नाम पर्वतः सागरांतिके ।**
**अत्र विश्रम्यभुक्त्वा च निवर्तिष्याव गालव ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां द्वादशाधिकशततमोऽध्यायः ॥ ११२ ॥**

---

## અધ્યાય ૧૧૩ મો. શાંડિલીનું તપોવન.

**नारद उवाच—ऋषभस्य ततः शृंगं निपत्य द्विजपक्षिणौ ।**
**शांडिलीं ब्राह्मणीं तत्र ददृशा तेतपोन्विता ॥ १ ॥**

નારદજી કહે છે–હે દુર્યોધન! ત્યાર પછી ગરૂડ તથા ગાલવ એ બેઉ ઋષભ પર્વતના શિખર ઉપર આવ્યા; ને ત્યાં તેઓએ તપશ્ચર્યાવાન શાંડિલી નામની બ્રાહ્મણીને જોઇને નમસ્કાર કર્યા તથા ગાલવે તેની પૂજા કરી. શાંડિલીએ 'તમે ભલે આવ્યા' એમ કહ્યું હતું જેને એવા તે બેઉ આસન ઉપર બેઠા. ત્યાર પછી તે બ્રાહ્મણીએ મંત્રે કરી શુદ્ધ કરેલું સિદ્ધ અન્ન તેમને આપ્યું; ભોજન કરવાથી તૃપ્ત થયેલા તેઓ પૃથ્વી ઉપર સૂતા. ત્યાર

પછી ત્યાંથી જવાની ઇચ્છાથી ગરૂડ જાગ્રત થયો, ને જોયું તો તેણે પાંખ વગરના થયેલા પોતાના શરીરને જોયું. હે દુર્યોધન ! મુખ તથા પક્ષવાન માંસના પિંડ સરખા ગરૂડને જોઇને દુર્મન થયેલા ગાલવે પૂછ્યું કે-હે ગરૂડ ! ઋષભ પર્વત પ્રત્યે આવવાથી તને આ શું ફળ મળ્યું ? આપણને અહીં કેટલો કાળ રહેવું પડશે ? ધર્મને દૂષણ આપે એવો મનમાં તેં શું વિચાર કર્યો ? કંઇ થોડા અધર્મનો વિચાર કર્યો હોય એવું તો નહિ હોય ? હે ભારત ! એ પ્રમાણે ગાલવનાં વચન સાંભળી ગરૂડે તેને કહ્યું કે હે બ્રાહ્મણ ! મેં આ સિદ્ધ શાંડિલીને જ્યાં મહાદેવ, વિષ્ણુ, ધર્મ તથા યજ્ઞ છે, ત્યાં વસશે એવી ઇચ્છાથી લઇ જવાની મરજી કરી. પણ આ અહીં કેમ વસે છે ? એમ વિચાર કરતો એવો હું મારા પ્રિયને માટે તેની પ્રાર્થના કરીશ. હે ભારત ! એ પ્રમાણે ગાલવને કહીને ગરૂડ શાંડિલી બ્રાહ્મણીને કહેવા લાગ્યો કે હે શાંડિલિ ! મેં તમે અહીં વસો છો, માટે જ્યાં વિષ્ણુ આદિ રહે છે, ત્યાં તમને લઇ જઇશ એવી ઇચ્છારૂપ તમારૂં અપ્રિય કર્યું, તે સારૂં હોય અથવા નહી સારૂં હોય તોપણ માહાત્મ્યપણાથી એ મારો અપરાધ ક્ષમા કરો. ગરૂડનાં વચન સાંભળી તેની ઉપર તથા ગાલવ ઉપર પ્રસન્ન થયેલી શાંડિલીયે કહ્યું કે હે ગરૂડ ! તું પક્ષી છે માટે તારે ભય રાખવો નહી, મનમાંનો સંભ્રમ ત્યાગ કર. હે પુત્રરૂપ ગરૂડ ! તેં મારી નિંદા કરી; પણ હું તેને સહન કરી શકું એમ નથી; જે પાપી પ્રાણી મારી નિંદા કરે, તેને સર્વ લોકથી ભ્રષ્ટ કરૂં એવી હું છું. હે વિનતાના પુત્ર ! ખરાબ લક્ષણ વગરની તથા નિંદા નહી કરવા લાયક એવી હું આચારનેજ ગ્રહણ કરીને, તને અનુભવ થયો એવી સિદ્ધિને પામી છું; કારણ તેનાથીજ સર્વને ધર્મ, ધન તથા સમૃદ્ધિની પ્રાપ્તિ થાય છે અને અપલક્ષણ નાશ પામે છે; માટે હે પક્ષીના રાજા ! તું તારી ઇચ્છા પ્રમાણે હવે જા. તારે નિંદવા લાયક હું નથી. બીજી કોઇ સ્ત્રિયો હશે. તું પાછો જેવો બળ તથા પરાક્રમવાળો દેહયુક્ત હતો તેવો થઇશ. હે કૌરવ ! એ પ્રમાણે શાંડિલી બ્રાહ્મણીએ કહ્યું કે તે જ વખતે ગરૂડ બળવાન પાંખયુક્ત થયો. પછી તે બ્રાહ્મણીની આજ્ઞાથી ગરૂડ જેવી રીતે ત્યાં આગળ આવ્યો હતો તેવીજ રીતે જવા લાગ્યો; પણ તે પર્વતમાંથી ગાલવને ગુરૂના માગવા પ્રમાણે અશ્વ મળ્યા નહી. પછી રસ્તામાં ઉભેલા વિશ્વામિત્રે રસ્તે જતા એવા શિષ્ય ગાલવને જોઇને ગરૂડની સાંનિધ્ય કહ્યું કે હે દ્વિજ ! તેં તારી મેળે મારી ઇચ્છા પ્રમાણે આપવાની પ્રતિજ્ઞા લીધી છે, તે આપવાનો સમય પ્રાપ્ત થયો છે માટે તારા ધ્યાનમાં આવે તેમ કર. તું જે સમય સુધી મને મારા માગ્યા પ્રમાણે અશ્વ આપીશ, તે સમય પર્યંત હું તારી વાટ જોયા કરીશ; માટે તને જે ઉપાયથી તેવા સર્વ અશ્વ પ્રાપ્ત થાય, તે ઉપાયનો વિચાર કર. વિશ્વામિત્રનાં વચન સાંભળી મહા દુઃખયુક્ત હોવાથી દીન થયેલા ગાલવ મુનિને જોઇને ગરૂડે કહ્યું કે હે મુનિ ! આ વિશ્વામિત્રે જે વાક્ય કહ્યાં તે સત્ય છે માટે હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ગાલવ ! તમે આવો, આપણે વિચાર કરીશું; કારણ ગુરૂના માગવા પ્રમાણે આપ્યા વિના તમારે સ્થિર થઇ બેસવું શકય નથી.

तदागच्छ द्विजश्रेष्ठ मंत्रयिष्याव गालव ।
नादत्वा गुरवे शक्यं कृत्स्नमर्थंत्वयासितुं ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां त्रयोदशाधिकशततमोऽध्यायः ॥ ११३ ॥**

## અધ્યાય ૧૧૪ મો. ગાલવનું યયાતિ પાસે જવું.

नारद उवाच—अथाह गालवं दीनं सुपर्णः पततांवरः ।
निर्मितं वाह्निना भूमौ वायुना शोधितं तथा ॥ १ ॥
यस्माद्धिरण्मयं सर्वं हिरण्यं ते न चोच्यते ।

નારદજી કહે છે–હે દુર્યોધન! પછી પક્ષીમાં શ્રેષ્ઠ ગરૂડ, દીન એવા ગાલવને કહેવા લાગ્યો કે, પૃથ્વીને વિષે અગ્નિએ નિર્માણ કરેલું તથા વાયુએ શોધેલું "હિરણ્ય" સુવર્ણ, તે મય આ જગત છે, માટે તેનું નામ હિરણ્ય કહેવાય છે; જે દ્રવ્ય સર્વને પોષણ કરે છે, જીવાડે છે અને ત્રણ લોકમાં શાશ્વત રહે છે. વળી અગ્નિ પોતાના રેતસરૂપ સુવર્ણમય ધન, પૂર્વાભાદ્રપદ અથવા ઉત્તરાભાદ્રપદ નક્ષત્ર અને શુક્રવારનો યોગ આવે ત્યારે કુબેરની વૃદ્ધિ માટે તેને આપે છે "માટે કોઇ મનુષ્ય કહેલા યોગમાં અગ્નિનું આરાધન કરે, તો તેને પણ તે પ્રાપ્ત થાય છે." તેની અજૈકપાદ, અહિર્બુધ્ન તથા કુબેર રક્ષા કરે છે, માટે તે પ્રાપ્ત થવું અશક્ય છે, તેથી ન મળે એવું છે; વાસ્તે હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ગાલવ! તમને ધન વગર ગુરૂના માગવા પ્રમાણે અશ્વ મળવાના નથી. પણ તમે કોઇ રાજર્ષિના વંશમાં ઉત્પન્ન થયેલો રાજા હોય તેની પાસે જઇ યાચના કરો; જે પોતાના શહેરની પ્રજાને પીડા આપ્યા વગર આપણી ઇચ્છા પૂર્ણ કરે. હે ગાલવ! ચંદ્રવંશમાં ઉત્પન્ન થયેલો સત્ય, પરાક્રમી તથા રાજર્ષિ નહુષનો પુત્ર યયાતિ નામે રાજા મારો સખા છે, તેની પાસે આપણે જઇએ; કારણ પૃથ્વીને વિષે કુબેર સરખા ધનવાન એવા ઐશ્વર્યવાનની પાસે જઇ તમે યાચના કરશો ને હું ભલામણ કરીશ, તો તે અવશ્ય ધન આપશે. હે વિદ્વન્! એ પ્રમાણે તમે તે રાજા પાસેથી યાચના કરીને ઘણું દ્રવ્ય મેળવશો. હે દુર્યોધન! એ પ્રમાણે ગરૂડ તથા ગાલવ મુનિ વાતો કરતા કરતા અને દ્રવ્ય મેળવવાનો વિચાર કરતા કરતા યયાતિ રાજાના ગામમાં આવ્યા, ને તેની પાસે જઇ ઉભા ત્યારે તે રાજાએ અર્ધ્ય પાદ્યથી પૂજન કરીને મોટો સત્કાર કર્યો. તેણે આવવાનું પ્રયોજન પૂછ્યું. ગરૂડે તેને કહ્યું કે હે નહુષના પુત્ર યયાતિ! તપશ્ચર્યારૂપ ભંડારવાળા આ ગાલવ નામે મહામુનિ મારા સખા છે; જે હજારો વર્ષ પર્યંત વિશ્વામિત્ર ઋષિના શિષ્ય થયા હતા. ગાલવને ઉપકારની ઇચ્છાથી વિશ્વામિત્રે કંઇ કહ્યું ત્યારે તેમણે તેને કહ્યું કે, હું તમને ગુરૂ દક્ષિણા આપવા ઇચ્છું છું, માટે શું આપું તે કહો, એમ વારંવાર કહ્યું તેથી કંઇ એક ક્રોધયુક્ત થયેલા ગુરૂએ કહ્યું કે, એક બાજુથી શ્યામ કાનવાળા, સફેદ ચંદ્ર સરખા વર્ણવાળા તથા શુદ્ધ જન્મવાન આઠસો અશ્વ તારી ઇચ્છા હોય તો આપ. હે યયાતિ! એ પ્રમાણે ગુરૂ એવા વિશ્વામિત્રે કહ્યું ત્યારે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ગાલવ મુનિ શોકે કરી મહા તાપયુક્ત થયા; કારણ તે પ્રમાણે આપવાને સમર્થ નથી. હે મનુષ્યમાં સિંહરૂપ! ગાલવ મુનિ તમારે શરણે આવેલા છે, તમારી પાસેથી ભિક્ષા લઇ ગુરૂએ માગેલા અશ્વ આપીને મોટું તપ કરશે જે પોતાના તપના ફળમાંથી અર્ધ ભાગ તમને આપી પૂર્ણ કરશે. હે નરેશ્વર પૃથ્વીપતિ યયાતિ! અશ્વનું દાન આપનાર પુરૂષ, અશ્વના શરીર ઉપર જેટલાં રૂંવાં હોય તેટલાં વર્ષ પર્યંત શ્રેષ્ઠ લોકને પામે છે. વળી આ ગાલવ મુનિ દાન લેવાને પાત્ર છે તથા તમે દાન આપવાને લાયક છો, માટે આના માગવા પ્રમાણે આપો, કે જેથી શંખમાં ભરેલા દૂધ સરખું થાય.

છે કે અતિરથિ છે એમ કહી શકાતું નથી; પણ એના સરખો આપણી તથા પાંડવની સેનામાં બીજો કોઇ નથી; કેમકે સુંદર દેખાવવાળો એકલા રથે કરી દેવતાઓની સેનાને બાળી ભસ્મ કરે તથા ધનુષના શબ્દે કરી પર્વતોને પણ વિદારણ કરે એવો તે છે. વળી હે ભારત! અસંખ્ય ગુણવાન, શૂરવીર, શત્રુને હણનાર, દારૂણ કાંતિવાળો, યમરાજાની પેઠે અસહ્ય, ક્રોધે કરી યુગાંતના અગ્નિ સરખો, સિંહ સરખા કાંધવાળો અને મોટી કાંતિવાળો અશ્વત્થામા, કાળની પેઠે ફરશે ને યુદ્ધને અંતે અવશેષ રહેલા પાંડવ પક્ષના યોદ્ધાઓનો નાશ કરશે. હે રાજન્! એ અશ્વત્થામાના પિતા મોટા તેજસ્વી દ્રોણ અવસ્થાએ કરી વૃદ્ધ છે, પણ યુવાન પુરૂષોથી શ્રેષ્ઠ છે માટે સંગ્રામમાં મોટું કર્મ કરશે એમાં મને સંદેહ નથી. અસ્ત્રના વેગરૂપ વાયુથી વૃદ્ધિ પામેલા તથા સેના એજ તૃણરૂપી ઇંધનથી ઉઠેલા રક્ષિત એવા દ્રોણરૂપી અગ્નિ અતિરથિ છે; જે પાંડુરાજાના પુત્રની સેનાને બાળી ભસ્મ કરશે. વળી હે દુર્યોધન! મનુષ્યમાં શ્રેષ્ઠ ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય, યુદ્ધમાં મોટું કર્મ તથા તારૂં હિત કરશે. વળી સર્વ રાજાઓના આચાર્ય તથા ગુરૂ અને અવસ્થાએ કરી વૃધ્ધ એવા આ દ્રોણાચાર્ય યુદ્ધમાં સંજયોનો અંત આણશે જેને અર્જુન અત્યંત પ્રિય છે. મોટા ધનુષવાળા આ દ્રોણ અકિલષ્ટ કર્મ કરનાર, પોતે વિદ્યા શિખવેલા, દેદિપ્યમાન તથા ગુણે કરી પોતે સ્વાધિન થએલા અર્જુનને સ્મરણ કરી નાશ કરશે નહીં, કેમકે ગુણના વિસ્તારથી તે વખણાય છે ને પોતાના પુત્ર કરતાં પણ તેને અધિક માને છે. હે દુર્યોધન! ધનુષ ધારણ કરનાર મહા પ્રતાપી દ્રોણાચાર્ય, સંગ્રામમાં દેવતા, ગંધર્વ તથા મનુષ્ય સર્વ એકઠા મળ્યા હોય, તોપણ તેમને એકલા અસ્ત્રે કરી નાશ કરે એવા છે. રાજાઓમાં સિંહ સરખો, મહારથિ તથા શત્રુના શૂરવીર રથિને પીડા આપનાર પૌરવ નામનો રાજા રથિ પુરૂષમાં શ્રેષ્ઠ છે એવો મારો મત છે; જે પોતાની મોટી સેનાએ કરી શત્રુની સેનાને તાપ પમાડતો તથા તૃણમાં જેમ અગ્નિ ગતિ કરે, તેમ સેનામાં ગતિ કરતો પંચાળ દેશના યોદ્ધાઓને બાળી ભસ્મ કરશે. હે રાજન્! સત્ય કીર્ત્તિવાળો રાજપુત્ર બ્રહદ્બલ એક રથિ છે, તે તારા શત્રુની સેનામાં કાળની પેઠે ફરશે; જેના વિચિત્ર કવચ તથા આયુદ્ધવાળા યોદ્ધાઓ સંગ્રામમાં તારા શત્રુઓનો નાશ કરતા વિચરશે. મહારથિ તથા બળવાન પુરૂષોમાં શ્રેષ્ઠ કર્ણનો પુત્ર વૃષસેન તારી સેનામાંના રથિઓને વિષે મુખ્ય છે; જે તારા શત્રુના બળને બાળી ભસ્મ કરશે. હે રાજન્! મોટા તેજવાળો, તારા રથિમાં શ્રેષ્ઠ, શત્રુના પરાક્રમને નાશ કરનાર, હસ્તિ ઉપર બેસવામાં કુશળ, મહાબાહુ, પરાક્રમથી વિચિત્ર યુદ્ધ કરનાર તથા ભય વગરનો આ જળસંધ રાજા પણ રથિ છે એમ હું માનું છું; જે હસ્તિ અથવા રથ ઉપર બેસીને સંગ્રામમાં યુદ્ધ કરશે ને પોતાના પ્રાણનો ત્યાગ કરશે. સંગ્રામમાં પાછો નહીં હઠનાર, શૂરવીર તથા યમ રાજા સરખો બાહ્લિક અતિરથિ છે એવો મારો મત છે, જે સંગ્રામમાં આવી કદી પણ હઠશે નહીં અને વાયુની પેઠે શત્રુઓનો નાશ કરશે. હે મહારાજ! મહારથિ, સંગ્રામમાં અદ્દ્ભુત કર્મ કરનાર તથા શત્રુના રથિ પુરૂષોને પીડા આપનાર તારી સેનાનો અધિપતિ સત્યવાન રથિ છે; જેના સંગ્રામને જોવાથી કંઇપણ વ્યથા રહેતી નથી. વળી રથ માર્ગમાં ઉભેલા શત્રુઓને વિષે હર્ષ પામતો જઇ પડે એવો પુરૂષમાં શ્રેષ્ઠ તે, મોટા વિનાશ વેળાએ શત્રુઓને વિષે તારે માટે સત્પુરૂષે કરવા લાયક એવું કર્મ કરશે. હે રાજન્! રાક્ષસોનો ઇંદ્ર ક્રૂરકર્મા, મહારથિ, સર્વ રાક્ષસની સેનામાંના રથિઓમાં શ્રેષ્ઠ, માયાવી તથા દૃઢ વૈરવાન અલંબુષ રાક્ષસ, પોતાના પૂર્વના વૈરને સંભારીને સંગ્રામમાં

શત્રુઓનો નાશ કરતો વિચરશે. હે ગાંધારીના પુત્ર દુર્યોધન ! પ્રાગ્જ્યોતિષપુરનો અધિપતિ ભગદત્ત રાજા મહા શૂરવીર, પ્રતાપી, હસ્તિએ કરી યુદ્ધ કરવામાં કુશળ, પુરૂષમાં શ્રેષ્ઠ તથા રથિ વિષેના યુદ્ધમાં કુશળ છે, તેની સાથે પૂર્વે અર્જુને ઘણા દિવસ સુધી યુદ્ધ કર્યું હતું; જેમાં તે બેઉ પોતાના જયને ઇચ્છતા હતા. ત્યારપછી ઇંદ્રને પોતાનો સખા જાણીને તેણે, મહાત્મા અર્જુન સાથે મિત્રાઇ કરી છે, જે હસ્તિ ઉપર બેસવામાં કુશળ ઐરાવત ઉપર બેઠેલા દેવતાઓના રાજા ઇંદ્રની પેઠે યુદ્ધ કરનાર છે.

**एष योत्स्यति संग्रामे गजस्कंधविशारदः ।**
**ऐरावतगतो राजा देवानामिव वासवः ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि गुर्जरभाषायां सप्तषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६७ ॥**

## અધ્યાય ૧૬૮ મો. ભીષ્મ ને કર્ણ વચ્ચે ઝઘડો.

**भीष्म उवाच—अचलो वृषकश्चैव सहितौ भ्रातरावुभौ ।**
**रथौ एव दुराधर्षौ शत्रुन्विध्वंसयिष्यतः ॥ १ ॥**

ભીષ્મ કહે છે—હે દુર્યોધન! દુરાધર્ષ અચલ તથા વૃષક એ બે ભાઇઓ તારા પક્ષના રથિ છે, તે મળીને શત્રુનો નાશ કરશે; જેઓ બળવાન પુરૂષમાં સિંહરૂપ, દૃઢ, ક્રોધી પ્રહાર કરનાર, ગાંધાર દેશના યોદ્ધાઓમાં મુખ્ય, યુવાન, જોવા લાયક સ્વરૂપવાળા તથા મહા બળવાન છે. હે દુર્યોધન! તારો પ્રિય સખા પણ નિરંતર યુદ્ધમાં કર્કશ, તને પાંડવ સાથે વૈર કરવામાં ઉત્સાહ કરાવનાર, કડવું વચન બોલનાર, નીચ, તારો મંત્રિ તથા બંધુ, જેના કહેવા પ્રમાણે તું ચાલે છે એવો, માની, અત્યંત ઉચ્છ્રિત, મૂર્ખ અને નિરંતર નિંદક સૂર્યપુત્ર કર્ણ, સંગ્રામમાં રથિ નથી તથા અતિરથિ પણ નથી; કેમકે તેની સાથેજ ઉત્પન્ન થયેલાં કવચ તથા દિવ્ય એવાં બે કુંડળ રહિત તે છે. હે રાજન્! આ કર્ણ પરશુરામના શાપ, બ્રાહ્મણના ભાષણ તથા દેહ સાથેજ ઉત્પન્ન થયેલાં કવચાદિથી રહિત હોવાને લીધે, અર્ધરથિ છે એમ હું માનું છું; માટે યુદ્ધમાં અર્જુનને પામી પાછો જીવતો મુકશે નહી. હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે ભીષ્મે કહ્યું ત્યાર પછી સર્વ શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ દ્રોણે ફરીથી કહ્યું કે હે ભીષ્મ! જેમ તમે કહો છો, તેમ છે એમાં કંઇ પણ શંકા નથી. નિંદક તથા ગાફલ કર્ણ અભિમાની છે, પણ સંગ્રામમાં તો વિમુખ થયેલો ઘણીવાર જોવામાં આવ્યો છે; માટે અર્ધરથિજ છે એવો મારો પણ મત છે.

હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે ભીષ્મનાં વચન સાંભળીને કર્ણ ક્રોધથી પોતાનાં નેત્ર ચઢાવી ભીષ્મને ચાબુકની પેઠે વાણીએ કરી વ્યથા કરતાં કહેવા લાગ્યો કે હે પિતામહ ભીષ્મ ! તમે પગલે પગલે વગર અપરાધી મને પોતાની ઇચ્છા પ્રમાણે સદૈવ આવીજ રીતે વાણીરૂપી બાણે કરી વિંધો છો; પણ તેને હું કેવળ દુર્યોધનને લીધેજ સહન કરૂં છું. તમે મને કુત્સિત પુરૂષની પેઠે મંદ માની અર્ધરથિ કહો છો; તેથી જગત ભીષ્મ ખોટું બોલે નહીં એમ માની સર્વ મારી અવજ્ઞા કરે છે. પણ તમે કૌરવનું અહિત કર્તા છો, તે આ રાજા દુર્યોધન જાણતો નથી; કેમકે એમ ન હોય તો જેમ સમાન ઉદાર કર્મવાળા

છે કે અતિરથિ છે એમ કહી શકાતું નથી; પણ એના સરખો આપણી તથા પાંડવની સેનામાં બીજો કોઇ નથી; કેમકે સુંદર દેખાવવાળો એકલા રથે કરી દેવતાઓની સેનાને બાળી ભસ્મ કરે તથા ધનુષના શબ્દે કરી પર્વતોને પણ વિદારણ કરે એવો તે છે. વળી હે ભારત! અસંખ્ય ગુણવાન, શૂરવીર, શત્રુને હણનાર, દારૂણ કાંતિવાળો, યમરાજાની પેઠે અસહ્ય, ક્રોધે કરી યુગાંતના અગ્નિ સરખો, સિંહ સરખા કાંધવાળો અને મોટી કાંતિવાળો અશ્વત્થામા, કાળની પેઠે ફરશે ને યુદ્ધને અંતે અવશેષ રહેલા પાંડવ પક્ષના યોદ્ધાઓનો નાશ કરશે. હે રાજન્! એ અશ્વત્થામાના પિતા મોટા તેજસ્વી દ્રોણ અવસ્થાએ કરી વૃદ્ધ છે, પણ યુવાન પુરૂષોથી શ્રેષ્ઠ છે માટે સંગ્રામમાં મોટું કર્મ કરશે એમાં મને સંદેહ નથી. અસ્ત્રના વેગરૂપ વાયુથી વૃદ્ધિ પામેલા તથા સેના એજ તૃણરૂપી ઇંધનથી ઉઠેલા રક્ષિત એવા દ્રોણરૂપી અગ્નિ અતિરથિ છે; જે પાંડુરાજાના પુત્રની સેનાને બાળી ભસ્મ કરશે. વળી હે દુર્યોધન! મનુષ્યમાં શ્રેષ્ઠ ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય, યુદ્ધમાં મોટું કર્મ તથા તારૂં હિત કરશે. વળી સર્વ રાજાઓના આચાર્ય તથા ગુરૂ અને અવસ્થાએ કરી વૃધ્ધ એવા આ દ્રોણાચાર્ય યુદ્ધમાં સૃંજયોનો અંત આણશે. જેને અર્જુન અત્યંત પ્રિય છે. મોટા ધનુષવાળા આ દ્રોણ અક્લિષ્ટ કર્મ કરનાર, પોતે વિદ્યા શિખવેલા, દેદિપ્યમાન તથા ગુણે કરી પોતે સ્વાધિન થયેલા અર્જુનને સ્મરણ કરી નાશ કરશે નહીં, કેમકે ગુણના વિસ્તારથી તે વખણાય છે ને પોતાના પુત્ર કરતાં પણ તેને અધિક માને છે. હે દુર્યોધન! ધનુષ ધારણ કરનાર મહા પ્રતાપી દ્રોણાચાર્ય, સંગ્રામમાં દેવતા, ગંધર્વ તથા મનુષ્ય સર્વ એકઠા મળ્યા હોય, તોપણ તેમને એકલા અસ્ત્રે કરી નાશ કરે એવા છે. રાજાઓમાં સિંહ સરખો, મહારથિ તથા શત્રુના શૂરવીર રથિને પીડા આપનાર પૌરવ નામનો રાજા રથિ પુરૂષમાં શ્રેષ્ઠ છે એવો મારો મત છે; જે પોતાની મોટી સેનાએ કરી શત્રુની સેનાને તાપ પમાડતો તથા તૃણમાં જેમ અગ્નિ ગતિ કરે, તેમ સેનામાં ગતિ કરતો પંચાળ દેશના યોદ્ધાઓને બાળી ભસ્મ કરશે. હે રાજન્! સત્ય કીર્તિવાળો રાજપુત્ર બ્હદ્બલ એક રથિ છે, તે તારા શત્રુની સેનામાં કાળની પેઠે ફરશે; જેના વિચિત્ર કવચ તથા આયુદ્ધવાળા યોદ્ધાઓ સંગ્રામમાં તારા શત્રુઓનો નાશ કરતા વિચરશે. મહારથિ તથા બળવાન પુરૂષોમાં શ્રેષ્ઠ કર્ણનો પુત્ર વૃષસેન તારી સેનામાંના રથિઓને વિષે મુખ્ય છે; જે તારા શત્રુના બળને બાળી ભસ્મ કરશે. હે રાજન્! મોટા તેજવાળો, તારા રથિમાં શ્રેષ્ઠ, શત્રુના પરાક્રમને નાશ કરનાર, હસ્તિ ઉપર બેસવામાં કુશળ, મહાબાહુ, પરાક્રમથી વિચિત્ર યુદ્ધ કરનાર તથા ભય વગરનો આ જળસંધ રાજા પણ રથિ છે એમ હું માનું છું; જે હસ્તિ અથવા રથ ઉપર બેસીને સંગ્રામમાં યુદ્ધ કરશે ને પોતાના પ્રાણનો ત્યાગ કરશે. સંગ્રામમાં પાછો નહીં હઠનાર, શૂરવીર તથા યમ રાજા સરખો બાલ્હિક અતિરથિ છે એવો મારો મત છે, જે સંગ્રામમાં આવી કદી પણ હઠશે નહીં અને વાયુની પેઠે શત્રુઓનો નાશ કરશે. હે મહારાજ! મહારથિ, સંગ્રામમાં અદ્ભુત કર્મ કરનાર તથા શત્રુના રથિ પુરૂષોને પીડા આપનાર તારી સેનાનો અધિપતિ સત્યવાન રથિ છે; જેના સંગ્રામને જોવાથી કંઇપણ વ્યથા રહેતી નથી. વળી રથ માર્ગમાં ઉભેલા શત્રુઓને વિષે હર્ષ પામતો જઇ પડે એવો પુરૂષમાં શ્રેષ્ઠ તે, મોટા વિનાશ વેળાએ શત્રુઓને વિષે તારે માટે સત્પુરૂષે કરવા લાયક એવું કર્મ કરશે. હે રાજન્! રાક્ષસોનો ઇંદ્ર ક્રૂરકર્મા, મહારથિ, સર્વ રાક્ષસની સેનામાંના રથિઓમાં શ્રેષ્ઠ, માયાવી તથા દઢ વૈરવાન અલંબુષ રાક્ષસ, પોતાના પૂર્વના વૈરને સંભારીને સંગ્રામમાં

શત્રુઓનો નાશ કરતો વિચરશે. હે ગાંધારીના પુત્ર દુર્યોધન ! પ્રાગ્જ્યોતિષપુરનો અધિપતિ ભગદત્ત રાજા મહા શૂરવીર, પ્રતાપી, હસ્તિએ કરી યુદ્ધ કરવામાં કુશળ, પુરૂષમાં શ્રેષ્ઠ તથા રથિ વિષેના યુદ્ધમાં કુશળ છે, તેની સાથે પૂર્વે અર્જુને ઘણા દિવસ સૂધી યુદ્ધ કર્યું હતું; જેમાં તે બેઉ પોતાના જયને ઇચ્છતા હતા. ત્યારપછી ઇંદ્રને પોતાનો સખા જાણીને તેણે, મહાત્મા અર્જુન સાથે મિત્રાઇ કરી છે, જે હસ્તિ ઉપર બેસવામાં કુશળ ઐરાવત ઉપર બેઠેલા દેવતાઓના રાજા ઇંદ્રની પેઠે યુદ્ધ કરનાર છે.

एष योत्स्यति संग्रामे गजस्कंधविशारदः ।
ऐरावतगतो राजा देवानामिव वासवः ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि गुर्जरभाषायां सप्तषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६७ ॥

---

## અધ્યાય ૧૬૮ મો. ભીષ્મ ને કર્ણ વચ્ચે ઝઘડો.

भीष्म उवाच—अचलो वृषकश्चैव सहितौ भ्रातरावुभौ ।
रथौ एव दुराधर्षौ शत्रून्विध्वंसयिष्यतः ॥ १ ॥

ભીષ્મ કહે છે—હે દુર્યોધન! દુરાધર્ષ અચલ તથા વૃષક એ બે ભાઇઓ તારા પક્ષના રથિ છે, તે મળીને શત્રુનો નાશ કરશે; જેઓ બળવાન પુરૂષમાં સિંહરૂપ, દૃઢ, ક્રોધી પ્રહાર કરનાર, ગાંધાર દેશના યોદ્ધાઓમાં મુખ્ય, યુવાન, જોવા લાયક સ્વરૂપવાળા તથા મહા બળવાન છે. હે દુર્યોધન! તારો પ્રિય સખા પણ નિરંતર યુદ્ધમાં કર્કશ, તને પાંડવ સાથે વૈર કરવામાં ઉત્સાહ કરાવનાર, કડવું વચન બોલનાર, નીચ, તારો મંત્રિ તથા બંધુ, જેના કહેવા પ્રમાણે તું ચાલે છે એવો, માની, અત્યંત ઉચ્છ્રિત, મૂર્ખ અને નિરંતર નિંદક સૂર્યપુત્ર કર્ણ, સંગ્રામમાં રથિ નથી તથા અતિરથિ પણ નથી; કેમકે તેની સાથેજ ઉત્પન્ન થયેલાં કવચ તથા દિવ્ય એવાં બે કુંડળ રહિત તે છે. હે રાજન્! આ કર્ણ પરશુરામના શાપ, બ્રાહ્મણના ભાષણ તથા દેહ સાથેજ ઉત્પન્ન થયેલાં કવચાદિથી રહિત હોવાને લીધે, અર્ધરથિ છે એમ હું માનું છું; માટે યુદ્ધમાં અર્જુનને પામી પાછો જીવતો મુકશે નહીં. હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે ભીષ્મે કહ્યું ત્યાર પછી સર્વ શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ દ્રોણે ફરીથી કહ્યું કે હે ભીષ્મ! જેમ તમે કહો છો, તેમ છે એમાં કંઇ પણ શંકા નથી. નિંદક તથા ગાફલ કર્ણ અભિમાની છે, પણ સંગ્રામમાં તો વિમુખ થયેલો ઘણીવાર જોવામાં આવ્યો છે; માટે અર્ધરથિજ છે એવો મારો પણ મત છે.

હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે ભીષ્મનાં વચન સાંભળીને કર્ણ ક્રોધથી પોતાનાં નેત્ર ચઢાવી ભીષ્મને ચાબુકની પેઠે વાણીએ કરી વ્યથા કરતાં કહેવા લાગ્યો કે હે પિતામહ ભીષ્મ! તમે પગલે પગલે વગર અપરાધી મને પોતાની ઇચ્છા પ્રમાણે સદૈવ અનીજ રીતે વાણીરૂપી બાણે કરી વિંધો છો; પણ તેને હું કેવળ દુર્યોધનને લીધેજ સહન કરૂં છું. તમે મને કુત્સિત પુરૂષની પેઠે મંદ માની અર્ધરથિ કહો છો; તેથી જગત ભીષ્મ ખોટું બોલે નહીં એમ માની સર્વ મારી અવજ્ઞા કરે છે. પણ તમે કૌરવનું અહિત કર્તા છો, તે આ રાજા દુર્યોધન જાણતો નથી; કેમકે એમ ન હોય તો જેમ સમાન ઉદાર કર્મવાળા

રાજાઓ વિષે ભેદ થાય એમ ઇચ્છતા તમે તેમના ગુણની અદેખાઇને લીધે દ્વેષને ઇચ્છી આવી રીતે ઉત્સાહને તોડો છો, તેમ બીજો કોણ કરે ! હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ભીષ્મ ! તમે ઘણાં વર્ષ સફેદ બાળ ઘણા દ્રવ્ય તથા બંધુઓને લીધે ક્ષત્રિયોની સંખ્યા કરવા યોગ્ય નથી; કેમકે ક્ષત્રિઓમાં બળ પ્રધાન છે તથા બ્રાહ્મણોમાં મનસુબા કરવા એ પ્રધાન છે, વૈશ્યમાં દ્રવ્ય પ્રધાન છે તથા શૂદ્રમાં અવસ્થા પ્રધાન છે. તમે તો પોતાની ઇચ્છા પ્રમાણે અમુક રથિ અને અમુક અતિરથિ એમ બોલો છો; તેથી કામ તથા દ્વેષયુક્ત હોવાને લીધે માંહોમાંહે ભેદ કરો છો. હે મોટી ભુજાવાળા ! હે પુરૂષમાં સિંહરૂપ ! હે દુર્યોધન ! તું સારી રીતે ઝીણી નજરથી જો, દુષ્ટભાવવાળા, ભીષ્મ તારૂં અપ્રિય કરનાર છે માટે એનો ત્યાગ કર; કેમકે પરંપરાથી મળેલી સેનામાં ભેદ થાય તો તેનું પાછું અનુસંધાન કરવું એ કઠણ પડે છે, ત્યારે અનેક દેશની સેના મળીને એકજ કાર્ય કરવા સારૂ તૈયાર થઇ છે, તેમાં ભેદ થાય તો પછી તેનું અનુસંધાન કેમ થાય. હે ભારત ! યુદ્ધને વિષે આ સર્વ યોદ્ધાઓમાં ભેદ ઉત્પન્ન થયો; કારણ કે આ ભીષ્મ પ્રત્યક્ષ મમારા ઉત્સાહનો નાશ કરે છે. રથિ તથા અતિરથિની સંખ્યા કરવાનું જ્ઞાન ક્યાં અને અલ્પ ચિત્તવાળા આ ભીષ્મ ક્યાં ? " આ સર્વ ખોટું બોલે છે ! " હું એકલો આ સર્વ પાંડવની સેનાને અટકાવીશ. અમોઘ બાણવાળા મને પામીને પંચાળ દેશના યોદ્ધાઓ સહિત પાંડવો, જેમ વૃષભો કેસરી સિંહને પામી દશ દિશાઓમાં ભાગી જાય, તેમ દશે દિશાઓમાં ભાગી જશે. યુદ્ધ વિમર્દ તથા મનસુબાને વિષે બોલવું એ ક્યાં, અને અવસ્થા જેની જતી રહી છે એવા, મંદ અંતઃકરણવાળા તથા કાળે પ્રેરણા કરેલા ભીષ્મ ક્યાં ? નિષ્ફળ દેખાવવાળા એકલા ભીષ્મ આખા જગત સાથે સ્પર્ધા કરે છે, ને જગતમાં પોતાવિના બીજા કોઇને પુરૂષ છે એમ માનતા નથી. હે દુર્યોધન ! વૃદ્ધોનાં વચન સાંભળવાં એમ શાસ્ત્રમાં કહ્યું છે, પણ અતિવૃદ્ધ હોય તેનાં વચન ન સાંભળવાં; કેમકે તેનો બાળક સરખા હોય છે એવો મારો મત છે. હે રાજાઓમાં સિંહરૂપ ! યુદ્ધને વિષે હું એકલો પાંડવની સેનાનો નાશ કરીશ, ને વિજયના યશને ભીષ્મ પામશે કેમકે તેં એમને સેનાપતિ કર્યા છે. યશ સેનાધ્યક્ષને મળે યોદ્ધાઓને મળે નહીં, પણ જ્યાંસુધી ગંગાપુત્ર ભીષ્મ જીવતા હશે, ત્યાં સુધી હું કદી પણ યુદ્ધ કરીશ નહી, ને જ્યારે તે નાશ પામશે, ત્યારે સર્વ મહારથિયોની સામે યુદ્ધ કરીશ. ભીષ્મે કહ્યું કે હે સૂતપુત્ર કર્ણ ! સંગ્રામને વિષે ઘણાં વર્ષનો ઇચ્છિત, મોટો તથા સમુદ્ર સરખો દુર્યોધનનો આભાર મને પ્રાપ્ત થયો છે; તેને વહન કરવાનો, રૂંવાંને હર્ષ ઉત્પન્ન કરે એવો પ્રચંડકાળ સમીપ આવ્યો છે; માટે મારે માંહોમાંહે ભેદ થાય એમ કરવું નથી; તેથીજ તું જીવે છે. હે સૂતજ ! વૃદ્ધ એવો હું પરાક્રમથી બાળકરૂપ તને યુદ્ધ કરવામાં જે શ્રદ્ધા છે તેને તથા તારા જીવિતને આજ ભેદ કરતો નથી. પૂર્વે જમદગ્નિના પુત્ર પરશુરામે મારી ઉપર મોટાં અસ્ત્ર મૂક્યાં તેથી મને કંઇ પણ વ્યથા થઇ નહીં. ત્યારે તું મને શું કરનાર છે. હે નીચ ! હે કુળમાં રજ સરખા કર્ણ ! સત પુરૂષ પોતાના બળનું સ્તવન કરતાં પોતે કરેલા કાર્યની પ્રશંસા કરતા નથી; પણ અત્યંત તાપ પામેલો હું તને કહું છું કે. કાશીરાજાને ત્યાં સ્વયંવરને વિષે ક્ષત્રિય રાજાઓ એકઠા મળ્યા હતા, તે સર્વને મેં એકજ રથે પરાજય પમાડ્યા ને તેની કન્યાનું હરણ કર્યું. ત્યાર પછી વળી એવી તો એકઠા મળેલા રાજાઓની હજારો સેનાને સંગ્રામમાં મેં એકલે પરાજય કરી. કૌરવોને વૈર પુરૂષ એવો તું મળવાથીજ વિનાશ માટે મોટું વૈર પ્રાપ્ત થયું છે વાસ્તે હવે યત્ન કર અને પુરૂષ થા. હે નિરંતર દુષ્ટ બુદ્ધિવાળા કર્ણ ! તું જો

અર્જુન સાથે સ્પર્ધા કરે છે, તેની સાથે સંગ્રામમાં યુદ્ધ કર, તેનાથી જીવતો મૂકાઈશ તે હું જોઇશ. હે ધૃતરાષ્ટ્ર ! એ પ્રમાણે કર્ણને કહ્યું, ત્યારે પ્રતાપી તમારા પુત્ર દુર્યોધને ભીષ્મને કહ્યું કે હે ગંગાના પુત્ર ભીષ્મ ! તમે મારી સામું જૂવો * * મોટું કામ તૈયાર થયું છે, માટે મારૂં કલ્યાણ થાય એવી રીતે એકાગ્ર મનથી તેનો વિચાર કરો. તમે એઉ મારૂં કામ કરશો; હું આપણા શત્રુમાંના રથિ, અતિરથિ તથા રથના યૂથને પાલન કરનારાઓ સાંભળવા ઇચ્છું છું. તેમજ હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ભીષ્મ ! આપણા શત્રુનું બળાબળ પણ સાંભળવા ઇચ્છું છું; કેમકે આજની રાત્રિ નિવૃત્ત થશે એટલે આ યુદ્ધ શરૂ થશે.

बलाबलममित्राणां श्रोतुमिच्छामि कौरव ।
प्रभातायां रजन्यां वै इदंयुद्धं भविष्यति ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि गुर्जरभाषायांमष्टषष्ठयधिकशततमोऽध्यायः ॥ १६८ ॥



## અધ્યાય ૧૬૯ મો. પાંડવ સેનાનિયો.

भीष्म उवाच—एते रथास्तवाख्यातास्तथैवातिरथा नृप ।
येचाप्यर्द्ध रथा राजन् पांडवानामतः शृणु ॥ १ ॥

ભીષ્મ કહે છે–હે દુર્યોધન ! મેં તને તારા જે રથિ, અતિરથિ તથા અર્દ્ધરથિ હતા તે કહ્યા; ને જો પાંડવની સેના વિષે રથિ તથા અતિરથિની સંખ્યા સાંભળવાની ઇચ્છા હોય, તો હું કહું તે તું આ સર્વ રાજાઓ સહિત સાંભળ. હે તાત ! પાંડવ એવા કુંતિપુત્ર યુધિષ્ઠિર રાજા, રથિ પુરૂષમાં ઉત્તમ છે. જે સંગ્રામમાં અગ્નિની પેઠે ફરશે. હે રાજેંદ્ર ! દશ હજાર હસ્તિના બળ સરખો બળવાન, માની તથા તેજે કરી જાણે મનુષ્યજ ન હોય એવો ભીમસેન અષ્ટરથિ છે; જેના સરખો યુધ્ધને વિષે ગદાયે કરી તથા બાણે કરી યુધ્ધ કરનાર બીજો કોઇ નથી. હે દુર્યોધન ! પુરૂષમાં શ્રેષ્ઠ, અશ્વિનિકુમાર સરખા રૂપવાળા તથા તેજસ્વી માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવ રથિ છે; જેઓ યુધ્ધમાં રૂદ્રની પેઠે વિચરશે એમાં મને કંઇ પણ સંદેહ નથી. હે રાજન્ ! સર્વ પાંડવો, મહાત્મા, સાગના સ્તંભ સરખા, સરલ દેહવાળા, બીજા પુરૂષો કરતાં અંગુઠા તથા તર્જનીના અંતર પ્રમાણે ઉંચા અને સિંહ સરખા બળવાન છે. વળી તેઓ બ્રહ્મચર્ય પાળી વેદ ભણેલા, તપસ્વી, લજ્જાવાન, પુરૂષમાં સિંહરૂપ તથા વ્યાઘ્ર સરખા ઉત્કટ બળવાન છે. વળી હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! તેઓ વેગ, પ્રહાર તથા સંમર્દન વિષે સર્વ મનુષ્ય કરતાં અધિક છે; જેમણે દિગ્વિજયને વિષે સર્વ રાજાઓને જીત્યા છે. હે કૌરવ ! એ પાંડવોના આયુધ, ગદા તથા બાણોને હાથમાં લઇ ફેંકવાને કોઇ પણ પુરૂષ સમર્થ નથી. વળી વેગમાં, નિશાન પાડવામાં, મર્મસ્થાનને ભેદવામાં તથા પૃથ્વી ઉપર ઉભી મુષ્ટિએ કરી યુધ્ધ કરવામાં તેઓ બાળકપણાથીજ તમારા કરતાં અધિક છે, ને વળી આપણા સૈન્યને પામીને અત્યંત બલોત્કટ થશે, તેથી સંગ્રામમાં વિનાશ પામશે, માટે તેમની સાથે તમે યુધ્ધ સમાગમ ન કરો. હે રાજેંદ્ર ! તે એક એક જણ સંગ્રામને વિષે સર્વ રાજાઓને હણે એવો છે; કારણ તેતો તેં રાજસૂય યજ્ઞમાં પ્રત્યક્ષ જોયેલું છે. વળી તેઓ દ્રૌપદીના કલેશને તથા દ્યૂતને વિષે તમોએ કહેલાં કઠોર વચનને

સંભારીને, સંગ્રામમાં રૂદ્રની પેઠે સંહાર કરતા વિચરશે. હે રાજન્! રક્ત નેત્રવાળો તથા નારાયણની સહાયતાવાળો શૂરવીર અર્જુન, એઉ સેનામાં જેના સરખો બીજો કોઇ નથી એવો રથિ છે; કારણ દેવતા, સર્પ, રાક્ષસ તથા યક્ષમાં પણ તેના સરખો કોઇ નથી, ત્યારે મનુષ્યમાં કોણ હોય, જે રૂદ્રની પેઠે સંગ્રામમાં વિચરે? બુધ્ધિમાન અર્જુનના રથ સરખો કોઇનો પણ રથ થઇ ગયો છે અથવા થશે એમ મેં સાંભળ્યું નથી; કેમકે તેમાં સારથિ શ્રીકૃષ્ણ, યોધ્ધો અર્જુન, વાયુ સરખા વેગવાળા અશ્વ તથા દિવ્ય એવું ગાંડીવ ધનુષ છે. ભેદ ન પામે એવું દિવ્ય કવચ છે જેનું એવા, જેમાંથી બાણ ખૂટે નહી એવા બે ભાથા છે જેના એવા. ઈંદ્ર, રૂદ્ર, કુબેર, યમ તથા વરૂણના અસ્ત્ર સમૂહ જેની પાસે છે એવા, ઉગ્ર દેખાવવાળી ગદાવાળા તથા વજ્રાદિ મુખ્ય પ્રહાર કરવાનાં હથિયારવાળા એકલા અર્જુને હિરણ્યપુરમાં રહેનાર હજારો દૈત્યનો યુધ્ધમાં નાશ કરેલો છે; માટે તેના સરખો બીજો કયો રથિ છે? ક્રોધી બળવાન, સત્ય પરાક્રમી તથા મહાબાહુ અર્જુન, પોતાની સેનાનું પાલન કરતાં તરી સેનાનો નાશ કરશે. હે રાજેંદ્ર! અર્જુન સામે હું તથા દ્રોણાચાર્ય યુદ્ધ કરવા જઇ શકીયે એવા છીયે, પણ એઉ સેનામાં ત્રીજો કોઇ એવો નથી કે જે વર્ષાઋતુમાં વાયુએ પ્રેરણા કરેલા મેઘની પેઠે બાણનો વર્ષાદ કરતો તેની સામે જાય. હે દુર્યોધન! કુંતિ પુત્ર અર્જુન યુધ્ધ કરવામાં આસક્ત, શ્રીકૃષ્ણની સહાયતાવાળો તરૂણ તથા યુધ્ધ કરવામાં કુશળ છે, ને હું તથા દ્રોણ એઉ વૃધ્ધ છીયે. વૈશંપાયન કહે છે–હે જનમેજય! એ પ્રમાણે ભીષ્મનાં વચન સાંભળી તથા પાંડવોનાં પુરાતન સામર્થ્યને સંભારીને, સર્વ રાજાઓના સુવર્ણના બાજુબંધવાળા, સ્થૂલ તથા ચંદન ચોપડેલા હસ્ત મન સહિત, જેમ પ્રત્યક્ષ જોવાથી શિથલ થાય તેમ શિથલ થઇ ગયા.

**मनोभिः सहसंवेगैः संस्मृत्य च पुरातनं ।**
**सामर्थ्यं पांडवेयानां यथा प्रत्यक्षदर्शनात् ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि पांडवरथातिरथसंख्यायां गुर्जरभाषायामूनसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १६९ ॥**

## અધ્યાય ૧૭૦ મો. પાંડવના રથિઓ.

**भीष्म उवाच—द्रौपदेया महाराज सर्वे पंचमहारथाः ।**
**वैराटिरुत्तरश्चैव रथोदारोमतो मम ॥ १ ॥**

ભીષ્મ કહે છે–હે દુર્યોધન! દ્રૌપદીના પાંચ પુત્ર મહારથિ છે; અને વિરાટનો પુત્ર ઉત્તર રથિ પુરૂષમાં શ્રેષ્ઠ છે એમ હું માનું છું. હે મહાબાહો! સંગ્રામમાં અર્જુન તથા શ્રીકૃષ્ણ સમાન, શત્રુનો નાશ કરનાર, જલદી અસ્ત્ર ફેંકનાર, અનેક તરેહથી યુધ્ધ કરનાર, મનસ્વી તથા દઢ મતવાળો અભિમન્યુ અતિરથિ છે; જે પોતાના પિતાના ક્લેશને સ્મરણ કરી યુદ્ધમાં મોટું પરાક્રમ કરશે. યાદવોમાં મહા ક્રોધી તથા ભય વગરનો સાત્યકિ અતિરથિ છે. ઉત્તમૌજા તથા પરાક્રમી યુધામન્યુ એ એઉ રથિ છે એમ હું માનું છું. મેં પાંડવ પક્ષના કહેલા યોધ્ધાઓના સૈન્યમાં રથ, અશ્વ, તથા હસ્તિ ઉપર બેસનાર યોધ્ધાઓ હજારો છે; જેઓ યુધ્ધમાં યુધિષ્ઠિરનું પ્રિય કરવાની ઇચ્છાથી પાંડવો સાથે મળીને તારી

સેના વિષેના યોધ્ધાઓને અગ્નિ તથા વાયુની પેઠે બોલાવી પોતાના પ્રાણનો ત્યાગ થતાં લગી યુધ્ધ કરશે. હે રાજન્! યુધ્ધમાં કોઇથી જીતાય નહીં એવા, મહા પરાક્રમી, પુરૂષમાં શ્રેષ્ઠ અને વૃધ્ધ વિરાટ તથા દ્રુપદને હું મહારથિ માનું છું. તેઓ અવસ્થાએ કરી વૃધ્ધ છે તોપણ પાંડવોનું હિત ઇચ્છનાર છે. વળી ક્ષત્રિય ધર્મમાં તત્પર, શૂરવીરોએ અનુસરેલા માર્ગને વિષે રહેનાર, શ્રેષ્ઠ વ્રતવાન્, સ્નેહ તથા પરાક્રમે કરી સર્વ કરતાં શ્રેષ્ઠ, યુધ્ધમાં મરવું એવોજ જેમનો નિશ્ચય છે એવા, દઢ ધનુષવાળા, પોતાના પ્રાણ ત્યાગ કરતાં સુધી પણ શક્તિ પ્રમાણે પરાક્રમ કરનાર, દારૂણ, એક એક અક્ષૌહિણી સેનાવાળા, સંબંધીપણાની રક્ષા કરનાર, લોકમાં શૂરવીર, મોટા ધનુષવાળા, દેહ ત્યાગ કરવાની ઇચ્છાવાળા તથા નહીં વિશ્વાસઘાત કરનાર તે બેઉ યુધ્ધમાં મોટું પરાક્રમ કરશે.

लोकवीरौ महेष्वासौ त्यक्त्वामानौ च भारत ।
प्रत्ययं परिरक्षंतो महत्कर्म करिष्यतः ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि गुर्जर-भाषायां सप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७० ॥

## અધ્યાય ૧૭૧ મો. રથાતિરથની ગણના.

भीष्म उवाच—पंचालराजस्य सुतो राजन्परपुरंजयः ।
शिखंडिरथमुख्यो मे मतः पार्थस्य भारत ॥ १ ॥

ભીષ્મ કહે છે—હે દુર્યોધન! શત્રુના પૂરને જીતનાર દ્રુપદ રાજાનો પુત્ર શિખંડિ પાંડવોના રથિ પુરૂષોમાં મુખ્ય છે. તે પૂર્વની પોતાની સ્ત્રીપણાની સ્થિતિને નહીં દેખાડતાં તારી સેનામાં ઉત્કૃષ્ટ યશ વિસ્તાર કરતાં સંગ્રામમાં યુદ્ધ કરશે, જેની પંચાળ તથા પ્રભદ્રક દેશ નિવાસી સેના ઘણી છે, માટે રથ સમૂહે યુક્ત થઇ તે મોટું કર્મ કરશે. હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા રાજન્! દ્રોણનો શિષ્ય, મહારથિ તથા પાંડવની સેનાનો અધિપતિ ધૃષ્ટદ્યુમ્ન, સર્વ સેનામાં અતિરથિ છે એમ હું માનું છું. સંગ્રામમાં યુગના અંત વખતે ત્રિશૂળ ધારણ કરનાર મહાબળી ક્રોધયુક્ત થયેલા સમર્થ મહાદેવજીની પેઠે શત્રુઓનો નાશ કરતો તે યુદ્ધ કરશે; જેની રણપ્રિય પુરૂષ રથસેના ઘણી હોવાથી દેવતાઓની સેના સરખી તથા સમુદ્ર સરખી છે એમ કહે છે. હે રાજેંદ્ર! ધૃષ્ટદ્યુમ્નનો પુત્ર ક્ષત્રધર્મા અર્ધરથિ છે એમ હું માનું છું; કેમકે તેણે બાળપણામાં અસ્ત્રવિદ્યા શિખવા વિષે અતિશય શ્રમ કર્યો નથી. મહા શૂરવીર, મોટા ધનુષધારી, પાંડવોનો સંબંધી શિશુપાળનો પુત્ર તથા ચેદિ દેશનો રાજા ધૃષ્ટકેતુ મહારથિ છે; જે પોતાના પુત્ર સહિત થઇ મહારથિયોની મધ્યે બીજાથી ન થાય એવું મોટું કર્મ કરશે. હે રાજેંદ્ર! ક્ષત્રિય ધર્મમાં પ્રીતિમાન તથા શત્રુના પૂરને જીતનાર ક્ષત્રદેવ, પાંડવોની સેના વિષે રથિ પુરૂષમાં ઉત્તમ છે એવો મારો મત છે. જયંત, અમિતૌજા તથા મહારથિ સત્યજીત એ સર્વ મહાત્મા તથા પાંચાળ દેશના યોદ્ધાઓમાં શ્રેષ્ઠ મહારથિઓ છે; જેઓ સંગ્રામને વિષે ક્રોધ પામેલા હસ્તિની પેઠે યુધ્ધ કરશે. મહા પરાક્રમી અને શૂરવીર અજ તથા ભોજ રાજા મહારથિ છે, જેઓ પાંડવોને લીધે પોતાની ઉત્કૃષ્ટ શક્તિથી વિનાશ કરતાં યુધ્ધ કરશે. હે રાજેંદ્ર! શીઘ્ર અસ્ત્ર ફેંકનાર, વિચિત્ર યુધ્ધ કરનાર, કુશળ, દઢ પરાક્રમી તથા લાલ ધ્વજાવાળા કેકય નામના પાંચ ભાઇયો રથિ પુરૂષમાં ઉદાર છે.

હે નૃપ! કાશિક, સુકુમાર નીલ સૂર્યદત્ત, શંખ તથા મદિરાશ્વ વગેરે રથિ પુરૂષમાં ઉત્તમ છે; જેઓ યુધ્ધ કરવામાં કુશલ, અસ્ત્રવિદ્યામાં ચતુર તથા મહાત્મા છે એમ હું માનું છું. હે મહારાજ! વાર્ધક્ષેમિ મહારથિ છે એમ હુ માનું છું. ચિત્રાયુધ્ધ રાજા રથિ પુરૂષમાં ઉત્તમ છે. સંગ્રામમાં શોભે એવો તથા અર્જુનનો ભક્ત છે. પુરૂષમાં સિંહરૂપ ચેકિતાન તથા સત્યધૃતિ પાંડવ સૈન્યમાં મહારથિ છે. હે ભારત! વ્યાઘ્રદત્ત તથા ચંદ્રસેન પાંડવ સેના વિષે રથિ પુરૂષમાં ઉત્તમ છે, એમાં મને કંઇપણ સશંય નથી. હે સમર્થ! વાસુદેવ તથા ભીમસેન સમાન, અત્યંત ઉતાવળથી અસ્ત્ર ફેંકનાર, વખાણવા લાયક, મનુષ્યમાં ઉત્તમ, શત્રુના પૂરને જીતનાર તથા ક્રોધહંતા એવું જેનું ઉપમાન છે એવો સેનાબિંદુ એક રથિ માનવો, પણ યુધ્ધમાં તે પરાક્રમ કરે તો અષ્ટરથિ છે. જેમ તું મને, દ્રોણને તથા કૃપાચાર્યને માને છે, તેમજ યુધ્ધમાં શ્લાઘા કરવા લાયક તેને માનવો. યુધ્ધમાં વખાણાયલો, પાંડવોમાં પ્રીતિમાન, શૂરવીર તથા યુવાન દ્રુપદનો પુત્ર સત્યજીત, ધૃષ્ટદ્યુમ્ન સમાન અતિરથિપણાને પામ્યો છે; જે પાંડવોના યશની કામનાથી મોટું કર્મ કરશે. મહા વીર્યવાન, પાંડવ સેનામાં ધુરંધર, દ્દઢ ધનુષવાળો તથા શ્રેષ્ઠ બાણવાળો પાંડચ રાજા પાંડવના સૈન્યમાં મહારથિ છે. હે કૌરવમાં શ્રેષ્ઠ! શત્રુના શહેરને જીતનાર શ્રેણિમાન તથા વસુદાન એ બે રાજાઓ અતિરથિ છે એમ હું માનું છું.

श्रेणिमान् कौरवश्रेष्ट वसुदानश्च पार्थिवः ।
उभावेतावातिरथौ मतौ परपुरंजयौ ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि गुर्जरभाषायामेकसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७१ ॥



## અધ્યાય ૧૭૨ મો. સેનાપતિઓ ને યોદ્ધાઓ.

भीष्म उवाच—रोचमानो महाराज पांडवानां महारथः ।
योत्स्यतेऽमरवत्संख्ये परसैन्येषु भारत ॥ १ ॥

ભીષ્મ કહે છે—હે મહારાજ! ભરત કુળમાં ઉત્પન્ન થયેલા દુર્યોધન, રોચમાન પાંડવ સેનામાં મહારથિ છે, જે સંગ્રામમાં શત્રુની સેનામાં દેવતાની પેઠે યુદ્ધ કરશે. ઘણાઓને જીતનાર, મોટો ધનુષ ધારી, મહા બળવાન ભીમસેનનો મામો, શૂરવીર, ચતુર, નિપુણ, વિચિત્ર યુદ્ધ કરનાર, સમર્થ, જેના સર્વ યોદ્ધાઓ વિખ્યાત તથા યુદ્ધ કરવામાં કુશળ છે એવો અને પાંડવોના પ્રિય હિતમાં પ્રીતિમાન કુંતિભોજ પણ રથિ છે. તે, જેમ ઇંદ્ર દાનવો સાથે યુદ્ધ કરે, તેમ યુદ્ધ કરતાં પોતાના ભાણેજને લીધે મોટું કર્મ કરશે. હે મહારાજ! મહા માયાવી તથા રાક્ષસોનો રાજા ભીમપુત્ર હેડંબ અતિરથિ છે. તે સંગ્રામમાં યુદ્ધ કરશે હે તાત! મહા માયાવી તથા યુદ્ધ જેને પ્રિય છે એવા હેડંબના વશવર્તિ એવા શૂરવીર બળવાન રાક્ષસો પણ, સંગ્રામમાં યુદ્ધ કરશે. હે રાજન્! વાસુદેવ જેમાં મુખ્ય છે એવા મેં કહ્યા એ તથા અનેક દેશના પતિ બીજા ઘણા રાજાઓ યુધિષ્ઠિર માટે એકઠા થયા છે; જે મહાત્મા એવા રથિ, અતિરથિ તથા અર્ધરથિઓ, જેમ ઇંદ્રદેવ સેનાનું પાલન કરે, તેમ અર્જુને પાલન કરેલી ભયંકર સેનાને રણસંગ્રામમાં લાવશે. હે રાજન્! સર્વ માયા

જાણનાર તથા જયની ઇચ્છાવાળા રાજાઓ સાથે હું જયની ઇચ્છા રાખી યુદ્ધ કરીશ, અથવા સંગ્રામમાં મરણ પામીશ. ચક્ર તથા ગાંડીવ ધનુષને ધરનાર, એ સંધ્યાકાળ વેળા ઉદય થતા સૂર્ય તથા ચંદ્ર સરખા અને ઉત્તમ રથવાળા શ્રીકૃષ્ણ તથા અર્જુન અને યુધિષ્ઠિરના રથિ પુરૂષમાં ઉત્તમ સૈનિક પુરૂષો પોતપોતાની સેના સહિત રણસંગ્રામમાં આવશે, તેમની સામે હું જઇશ. હે કૌરવેંદ્ર! એ પ્રમાણે મેં તને પાંડવોના રથિ, અતિરથિ તથા અર્ધરથિ કહ્યા. હે ભારત! હું, અર્જુન, શ્રીકૃષ્ણ તથા સર્વ રાજાઓને જ્યાંસુધી મારા શરીરમાં શક્તિ હશે, ત્યાંસુધી યુદ્ધમાં નિવારણ કરીશ, પણ હે મહાબાહો! દ્રુપદનો પુત્ર શિખંડિ સંગ્રામમાં મારી સામે યુદ્ધ કરશે તથા બાણ ઉગામશે તેને હું જોઇશ, તો પણ તેનો નાશ કરીશ નહીં. કેમકે હું પોતાના પિતાનું પ્રિય કરવાની ઇચ્છાથી પ્રાપ્ત થતા રાજ્યનો ત્યાગ કરી બ્રહ્મચર્ય વ્રતને પાળું છું, તે સર્વ લોક જાણે છે. વળી મેં ચિત્રાંગદને કૌરવના અધિપતિપણાનો અભિષેક કર્યો તથા બાળક વિચિત્રવીર્યને યૌવરાજ્યનો અભિષેક કર્યો છે અને સર્વ પૃથ્વી પ્રત્યે રાજાઓમાં મારૂં બ્રહ્મચર્યપણું જાહેર જણાવ્યું છે, માટે હું સ્ત્રીરૂપ એવા શિખંડિનો નાશ કરીશ નહીં; કેમકે તેના પૂર્વ ભાવનું સ્મરણ થવાથી મારા મનમાં વિકાર થાય. હે ભારત! એ શિખંડિ પ્રથમ સ્ત્રી હતો તે તારા જાણવામાં હશે, કેમકે જન્મ્યો ત્યારે તેવો હતો ને પછી પુરૂષ થયો છે; માટે હું તેની સામે યુદ્ધ નહીં કરૂં. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! એ વિના બાકી જેની સામે સંગ્રામમાં હું જઇશ તેનો જરૂર નાશ કરીશ, ને કુંતિપુત્ર પાંડવોનો નાશ કરીશ નહીં.

सर्वांस्त्वन्यान्हनिष्यामि पार्थिवान् भरतर्षभ ।
यान्समेष्यामि समरे न तु कुंतीसुतान्नृप ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि गुर्जर-भाषायां द्विसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७२ ॥

## અધ્યાય ૧૭૩ મો. અંબાપાખ્યાન.

दुर्योधन उवाच—किमर्थं भरतश्रेष्ठ नैव हन्याःशिखंडिनं ।
उद्यतेषुमथो दृष्ट्वा समरेष्वाततायिनं ॥ १ ॥

દુર્યોધન પૂછે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ ભીષ્મ! તમે સંગ્રામમાં ઉગામેલા બાણવાળા તથા કવચ પહેરી મારવા તૈયાર થયેલા શિખંડિને જોઇને કેમ નહીં મારો? કારણ, હે મહાબાહો! હે ગંગાપુત્ર! તમે, હું, સોમકો સહિત સર્વ પંચાળ દેશના યોદ્ધાઓનો નાશ કરીશ, એમ પૂર્વે કહેલું છે માટે તેને ન મારવાનું જે કારણ હોય તે કહો. ભીષ્મ કહે છે—હે દુર્યોધન! હું જે સારૂ યુધ્ધમાં શિખંડિને જોઇને નહીં મારૂં, તેનું કારણ કહું તે તું આ સર્વ રાજાઓ સહિત સાંભળ. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! ધર્માત્મા, લોકમાં પ્રસિધ્ધ તથા મહારાજ મારા પિતા શંતનુ સમય આવ્યો ત્યારે મરણ પામ્યા. ત્યાર પછી મેં પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરતાં, પોતાના ભાઇ ચિત્રાંગદને આ મહારાજ્યને વિષે અભિષેક કર્યો. પછી જ્યારે તે મૃત્યુ પામ્યો, ત્યારે સત્યવતીના મતમાં રહીને મેં, વિચિત્રવીર્યને યથાવિધિ રાજ્યાભિષેક કર્યો. હે રાજેંદ્ર! મેં જેને રાજ્ય ઉપર અભિષેક કર્યો હતો એવો

ધર્માત્મા વિચિત્રવીર્ય અવસ્થાએ મારાથી નાનો હતો, માટે મનેજ વશ થઇ રહ્યો હતો; તેથી હે પુત્રરૂપ દુર્યોધન ! તે વિચિત્રવીર્યનો વિવાહ કરવાની ઇચ્છાવાળા મેં, યોગ્ય કુળની કન્યા લેવી એમ નિશ્ચય કર્યો. ત્યાર કેડે હે મહાબાહો ! મેં જેના સરખી રૂપવાન બીજી કોઇ નહીં એવી કાશિરાજાની અંબા, અંબિકા, અને અંબાલિકા એ ત્રણ કન્યાઓનો સ્વયંવર થતો હતો તે સાંભળ્યો; જેમાં સર્વ રાજાઓને તે રાજાએ બોલાવ્યા હતા. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! કાશિરાજાની ત્રણ કન્યામાં અંબા મોટી, અંબિકા મધ્યમ તથા અંબાલિકા નાની હતી. પછી હું એકલો એક રથે કરી કાશિરાજાની પૂરી પ્રત્યે ગયો, ને મેં શણગારેલી તે ત્રણ કન્યાઓને જોઇ તથા તે રાજાએ બોલાવેલા સર્વ રાજાઓને પણ જોયા. ત્યારપછી હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! મેં સંગ્રામમાં ઉભેલા સર્વ રાજાઓને બોલાવી પરાક્રમરૂપ દ્રવ્યના ખરચવાળી કન્યાઓને પોતાના રથમાં બેસારી કહ્યું કે, આ હું શંતનુનો પુત્ર ભીષ્મ તમારા જોતાં આ કન્યાઓને બળાત્કારથી હરણ કરૂં છું, માટે જો તમારામાં શક્તિ હોય, તો તેમને છોડાવવા સારૂ યત્ન કરો. હે રાજન્ ! એવાં મારાં વચન સાંભળી સર્વ રાજાઓ ઉઘાડાં હથિયાર લઇ સારથિયોને 'રથ જોડો રથ જોડો' એમ કહેવા લાગ્યા. પછી મોટા રથ, હસ્તિ તથા પુષ્ટ અશ્વ ઉપર બેઠેલા રાજાઓ ઉઘાડાં અનેક પ્રકારનાં આયુધ લઇ યુદ્ધ કરવા આવ્યા, ને રથના સમુદાયે કરી ચોતરફથી મને ઘેરી લીધો, ત્યારે મેં એકલે તે સર્વને બાણના વર્ષાદે કરી અટકાવીને જેમ ઇંદ્ર દૈત્યોને જીતે, તેમ સર્વને જીત્યા. તે આવી રીતે કે, મેં હસતાં હસતાં પ્રકાશમાન બાણે કરી આવતા એવા તે સર્વ રાજાઓના સુવર્ણથી શોભિતા વિચિત્ર ધ્વજોને પાડ્યા, ને એક એક બાણે કરી હસ્તિ, અશ્વ તથા સારથિયોને પૃથ્વી ઉપર પાડ્યા. મારી યુદ્ધ લાઘવીને જોઇને સર્વ રાજાઓ યુદ્ધ કરવાથી નિવૃત્ત થયા, તેઓમાં ભંગાણ પડ્યું; ત્યાર પછી સર્વ રાજાઓને જીતેલો હું કન્યાઓને સાથે લઇ હસ્તિનાપુરમાં આવ્યો. પછી હે ભારત ! મેં મારા ભાઇ વિચિત્રવીર્ય સારૂ ત્રણ કન્યાઓ લાવ્યો તે તથા સર્વ રાજાઓને જીત્યા તે સર્વ મારી માતા સત્યવતીને કહી સંભળાવ્યું.

**ततो हृताश्च कन्या वै भ्रातुरर्थाय भारत ।**
**तच्च कर्ममहाबाहो सत्यवत्यैन्यवेदयं ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि कन्याहरणे गुर्जरभाषायां त्रिसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७३ ॥**

## અધ્યાય ૧૭૪ મો. અંબાએ શાલ્વને પસંદ કર્યો.

**भीष्म उवाच—ततोहं भरतश्रेष्ठ मातरं वीरमातरं ।**
**अभिगम्योपसंगृह्य दाशेयीमिदमब्रुवं ॥**

ભીષ્મ કહે છે–હે ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન ! શૂરવીર પુત્રને જન્મ આપનાર મારી માતા સત્યવતીની પાસે જઇ તેમના ચરણમાં પ્રણામ કરીને મેં આવી રીતે કહ્યું કે, હે માતા ! હું સર્વ રાજાઓને જીતીને પરાક્રમરૂપ દ્રવ્યના ખરચવાળી આ કાશિરાજાની કન્યાઓને વિચિત્રવીર્ય સારૂ હરણ કરી લાવ્યો છું. હે નૃપ ! મારાં વચન સાંભળી મારૂં મસ્તક સુંઘીને અશ્રુયુક્ત નેત્રવાળી પ્રસન્ન થયેલી સત્યવતીએ મને કહ્યું કે હે પુત્ર ! તારે

જય થયો એ ઘણું સારૂં થયું. હે દુર્યોધન! એ પ્રમાણે માતાએ મેં કરેલા તે કામની પ્રશંસા કરી ત્યારપછી, જ્યારે માતાના મતથી ઠરાવેલો વિવાહનો સમય સમીપ આવ્યો, ત્યારે કાશિરાજાની મોટી કન્યા અંબાએ લજ્જાયુક્ત થઇને મને કહ્યું કે હે ભીષ્મ! તમે ધર્મજ્ઞ તથા સર્વ શાસ્ત્રમાં ચતુર છો, માટે મારાં વચન સાંભળીને જે ધર્મયુક્ત હોય; તે કરજો. હું પ્રથમ શાલ્વ રાજાને શ્રેષ્ઠ વર માની મને કરી વરી છું, ને તે મારા પિતાથી ગુપ્ત એકાંતમાં મને વર્યો છે, માટે હે ભીષ્મ! બીજા વરની કામનાવાળી મને તમે કુરૂકુળમાં ઉત્પન્ન થઇ રાજધર્મને છોડી દઇ કેમ ગૃહમાં રાખશો? હે ભરતર્ષભ! હે મહાબાહો! એ વિષે તમે બુદ્ધિએ કરી વિચાર કરીને, જેમ કરવું ઘટે, તેમ કરવા યોગ્ય છો. હે પૃથ્વીપતિ! શાલ્વરાજા વાટ જોયા કરતો હશે; વાસ્તે તમે મને તેની પાસે જવાની રજા આપવા યોગ્ય છો. હે ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ! હે મહાબાહો! હે શૂરવીર! તમે પૃથ્વી વિષે સત્ય વ્રતવાળા છો એમ અમે સાંભળ્યું છે વાસ્તે મારી ઉપર કૃપા કરો.

**कृपां कुरु महाबाहो मयि धर्मभृतांवर ।**
**त्वं हि सत्यव्रतो वीर पृथिव्यामिति नः श्रुतं ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि अंबावाक्ये गुर्जरभाषायां चतुःसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७४ ॥**

## અધ્યાય ૧૭૫ મો. ભીષ્મનું ઔદાર્ય.

**भीष्म उवाच—ततोहं समनुज्ञाप्य कालीं गंधवतीं तदा ।**
**मंत्रिणश्चर्त्विजश्चैव तथैव च पुरोहितान् ॥ १ ॥**

ભીષ્મ કહે છે—હે દુર્યોધન! એ પ્રમાણે તે કન્યાએ કહ્યું ત્યાર પછી ગંધવતી કાળી મારી માતા સત્યવતી, મંત્રિ બ્રાહ્મણ તથા પુરોહિતની રજા લઇને, મેં મોટી કન્યા અંબાને જવાની આજ્ઞા આપી. વૃદ્ધ બ્રાહ્મણોએ રક્ષા કરેલી તથા ધાત્રિ જેની પાછળ જતી હતી એવી તે મારી આજ્ઞાથી, મોટા માર્ગનું ઉલ્લંઘન કરીને, શાલ્વ રાજાના પૂર પ્રત્યે ગઇ; પણ તે રાજા પાસે જઇ આવી રીતે બોલી કે, હે મહાબાહો! હે શાલ્વરાજા! હું તમારે વાસ્તે અહીં આવી છું. હે દુર્યોધન! અંબાનાં વચન સાંભળી શાલ્વરાજાએ હસતાં હસતાં કહ્યું કે હે શ્રેષ્ઠ સ્વરૂપવાળી! બીજાએ સ્વીકાર કરેલી તું છે, માટે તારારૂપ સ્ત્રીનો અર્થિ હું નથી, વાસ્તે ભીષ્મની પાસે જા; કેમકે તેણે બળાત્કારથી ગ્રહણ કરેલી તને હુ સ્વીકાર કરવા ઇચ્છતો નથી. હે શ્રેષ્ઠ સ્વરૂપવાળી! ભીષ્મ યુદ્ધમાં સર્વ રાજાઓને જીતી તેમાં પ્રીતિવાળી તને હરણ કરી લઇ ગયા હતા; માટે બીજાએ સ્વીકાર કરેલી તારા વિષે હું સ્ત્રીરૂપે ઇચ્છા રાખતો નથી. હે કલ્યાણિ! જાણ્યું હોય છે વિજ્ઞાન જેણે એવો તથા બીજાઓને ધર્મનો ઉપદેશ કરનાર મારા સરખો રાજા, બીજાએ સ્વીકાર કરેલી સ્ત્રીને પોતાના ગૃહ વિષે કેમ પ્રવેશ કરાવે: માટે તારે ઇચ્છા હોય ત્યાં જા, વિલંબ કર નહી. હે ભારત! શાલ્વનાં વચન સાંભળીને કામથી પીડાયલી અંબાએ કહ્યું કે હે મહીપાળ શાલ્વ! તમે એમ બોલો નહીં, તમારા કહેવા પ્રમાણે નથી. હે શત્રુઓને દમન કરનાર! હું પ્રીતિમાન હતી, ને તેણે મને હરણ કરી એમ નથી. હું તો તે વેળા રૂદન કરતી હતી, ને તે સર્વ

રાજાઓને નસાડી બળાત્કારથી મને લઇ ગયા હતા; માટે હે શાલ્વ ! તમે કંઇપણ બોલ્યા વગર નિરપરાધી તથા તમારામાં પ્રીતિવાળી મને સ્ત્રીરૂપે ગ્રહણ કરો; કેમકે પોતામાં પ્રીતિમાનનો ત્યાગ કરવો એ કોઇ ધર્મમાં કહ્યું નથી. હે મોટી ભુજાવાળા ! યુદ્ધમાં કદી પણ હઠનાર નહીં એવા ભીષ્મની રજા લઇને હું તેમની આજ્ઞાથી તમારી પાસે આવી છું. હે પૃથ્વીપતિ ! ભીષ્મ મને ઇચ્છતા નથી, તેણે તો પોતાના નાના ભાઇ વિચિત્રવીર્ય સાથે મારી બે બ્હેનો પરણાવી. હે પુરૂષમાં સિંહરૂપ ! હે શાલ્વ ! હું તમારા વગર બીજા કોઇપણ વરનું ચિંતન કરતી નથી; જો તેમ ન હોય, તો મારા મસ્તકના સોગન ખાઉં છું. હે રાજેંદ્ર ! હું બીજાને સ્ત્રી રૂપે પ્રાપ્ત થઇ તમારી પાસે આવી નથી, એ ખરેખર મારા પોતાના સોગન લઇ કહું છું; માટે હે મોટાં નેત્રવાન ! પોતાની મેળે આવેલી, બીજા પુરૂષે નહીં સ્વીકારે કરેલી અને તમારી કૃપાની ઇચ્છાવાળી કન્યારૂપ હું છું, તેનો તમે સ્વીકાર કરો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન ! એ પ્રમાણે બીજાં પણ અનેક વાકય કહીને કાશિરાજાની પુત્રી અંબાએ ઘણો વિનવ્યો, તોપણ શાલ્વરાજાને તેમાં વિશ્વાસ આવ્યો નહીં; ને જેમ સર્પ જીર્ણ થયેલી કાંચળીનો ત્યાગ કરે, તેમ તેણે તેનો ત્યાગ કર્યો. ક્રોધ યુક્ત થયેલી તથા અશ્રુયુક્ત નેત્રવાળી કાશિરાજાની જ્યેષ્ટ પુત્રી અંબા, ગદ્‌ગદ્ વાણીએ કરી બોલવા લાગી કે હે પૃથ્વીપતિ ! તમે મારો ત્યાગ કરો છો, માટે હું જ્યાં જઇશ ત્યાં મારા સત્ય પ્રમાણે સત્પુરૂષ મારી રક્ષા કરનાર થાઓ. હે કૌરવ્ય ! એ પ્રમાણે બોલતી એવી તથા અત્યંત કરૂણાયુક્ત થઇ શોક કરતી એવી તે અંબાને ત્યાગ કરતો શાલ્વ રાજા બોલ્યો કે હે શ્રેષ્ઠ કટિપશ્ચાદ્ ભાગવાળી ! ભીષ્મે ગ્રહણ કરેલી તું જા જા, હું તેનાથી ભય પામું છું. હે દુર્યોધન ! એ પ્રમાણે લાંબા વિચારવાળા શાલ્વે કહ્યું, ત્યારે કુરરી પક્ષિણીની પેઠે રૂદન કરતી એવી અંબા, તેના પૂરમાંથી નિકળી. શહેરમાંથી નિકળીને દુઃખયુક્ત તે કન્યા પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, પૃથ્વીને વિષે મારા સરખી દુઃખી સ્ત્રી કોઇ નથી; કેમકે મારો બંધુજને ત્યાગ કર્યો તથા શાલ્વ રાજાએ તિરસ્કાર કર્યો. તેમ મારાથી હસ્તિનાપુર પ્રત્યે જવાય એમ નથી, કારણ ભીષ્મે શાલ્વને લીધે તેની પાસે જવાની મને આજ્ઞા આપી છે. હું તે શું પોતાની વા યુદ્ધમાં દુઃસહ ભીષ્મની અથવા જેણે મારો સ્વયંવર કર્યો એવા મારા પિતાની નિંદા કરૂં પણ તેમ નહીં, કેવળ મારો પોતાનોજ વાંક છે, કેમકે જ્યારે ભીષ્મનું ક્ષત્રિય સાથે દારૂણ યુદ્ધ થવા લાગ્યું, ત્યારે હું શાલ્વને માટે તેના રથમાંથી ઉતરી ન પડી; જે વાંકના ફળને મૂઢની પેઠે પામી. ભીષ્મને ધિક્કાર છે અને મૂર્ખ મારા પિતાને પણ ધિક્કાર છે; જે પરાક્રમરૂપ દ્રવ્યવાન મારા પિતાએ સ્વયંવરને વિષે ભુજીસ્યાની પેઠે મને યોજી. વળી મને, શાલ્વ રાજાને અને વિધાતાને ધિક્કાર છે; જેમના અયોગ્યપણાથી હું અત્યંત દુઃખ પામી. સર્વ મનુષ્ય પોતાના ભાગ્ય પ્રમાણે ફળને પામે છે, પણ આ મારા દુઃખનું કારણ કેવળ ભીષ્મજ છે; માટે મારે તપે કરી અથવા યુદ્ધે કરી તે મૃત્યુ પામે એવી રીતે કરવું એમ હું માનું છું, પણ યુદ્ધમાં ભીષ્મને પામી કયો રાજા જીવવાનો ઉત્સાહ રાખે એમ છે ? હે રાજન્ ! એ પ્રમાણે વિચાર કરતી એવી અંબા શાલ્વ રાજાના શહેરમાંથી નિકળીને, પુણ્ય શીયળવાન તથા મહાત્મા ઋષિયોના આશ્રમ પ્રત્યે ગઇ; ને તે દિવસની રાત્રિ તપસ્વીયોએ વિંટાયલી ત્યાં રહી અને પોતાનું ભીષ્મે હરણ કર્યું તે, તેણે શાલ્વરાજા પાસે જવાની રજા આપી તે તથા રાજાએ પોતાનો ત્યાગ કર્યો તે સમગ્ર વૃત્તાંત વિસ્તારથી તેમને કહ્યું. નિશ્ચયવ્રતવાળા, તપશ્ચર્યાએ કરી વૃદ્ધ, શાસ્ત્રને વિષે પ્રવીણ,

બ્રહ્મવેત્તા, સ્માર્ત કર્મ કુશળ તથા શ્રેષ્ઠ મોટા તપસ્વી શૈખાવત્ય નામના બ્રાહ્મણ હતા, તેણે પીડા પામેલી, નિઃશ્વાસ મૂકતી અને દુઃખ તથા શોકને પરાયણ થયેલી અંબાને કહ્યું કે હે કલ્યાણરૂપ મોટા ભાગ્યવાળી! એવી રીતે છે, ત્યારે આશ્રમમાં બેઠેલા, તપશ્ચર્યાએ યુક્ત તથા મહાત્મા તપસ્વિયોએ શું થાય એમ છે? હે રાજન્! એ પ્રમાણે બ્રાહ્મણનાં વચન સાંભળી તે કન્યાએ કહ્યું કે હે બ્રહ્મન્! તમે મારી ઉપર અનુગ્રહ કરો, હું સંન્યાસ કર્મને ઇચ્છું છું, માટે દુઃખે કરીને પણ આચરણ ન થાય એવું તપ કરીશ. હે ઋષિ! મૂઢ એવી મેં પૂર્વ દેહને વિષે પાપ કર્મ કર્યાં હશે, તેનું આ ફળ મને પ્રાપ્ત થયું એમાં સંદેહ નથી. હે તપસ્વિયો! શાલ્વ રાજાએ ના કહેલી તથા તિરસ્કાર કરેલી હું પાછી પોતાના પિતાના ગૃહ પ્રત્યે જવા ઇચ્છતી નથી. હે પાપરહિત મુનિયો! હું દેવતા સરખા તમોને ઉપદેશ કરેલા તપશ્ચર્યા તથા વ્રત કરવા ઇચ્છું છું, માટે તમારી કૃપા મારે વિષે હો. પછી શૈખાવત્ય મુનિએ લોકના ઉદાહરણ, વેદનાં વાક્ય, તથા યુક્તિએ કરી તે કન્યાને આશ્વાસના કરી તથા સાંત્વના પણ કરી ને બ્રાહ્મણો સહિત તે તેના કાર્યનો વિચાર કરવા લાગ્યા.

सतामाश्वासयत्कन्यां दृष्टांतागमहेतुभिः ।
सांत्वयामास कार्यं च प्रतिजज्ञे द्विजैः सह ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि शैखावत्यांबासंवादे गुर्जरभाषायां पंचसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७५ ॥**



## અધ્યાય ૧૭૬ મો. અંબાનો તપ કરવાનો નિશ્ચય.

**भीष्म उवाच—ततस्ते तापसाः सर्वे कार्यवंतो भवंस्तदा ।**
**तां कन्यां चिंतयंतस्ते किं कार्यमितिधर्मिणः ॥ १ ॥**

ભીષ્મ કહે છે—હે દુર્યોધન! પછી ધર્મિષ્ઠ એવા તે તપસ્વિયો કાર્યવાન થયા, ને તે વેળા તે કન્યાનું ચિંતન કરતા આપણે શું કરવું એમ વિચાર કરવા લાગ્યા, ત્યારે કેટલાએક તપસ્વિયો આ કન્યાને એના પિતાને ત્યાં પોહોંચાડવી એમ કહેવા લાગ્યા, કેટલાએકે તો આપણો આશ્રય કરી રહે એમ મતિ કરી, કેટલાએકે શાલ્વ રાજા પાસે જઇ એને મેળવવી અને કેટલાએક તો એમ નહીં એવી રીતે વિચાર કરવા લાગ્યા, ને શૈખાવત્યે તેઓના કહેવા પ્રમાણે કરવાની કન્યાને ના કહી. પછી સર્વ ઋષિયોએ તેને કહ્યું કે હે કલ્યાણરૂપ! તારા કહેવા પ્રમાણે છે, ત્યારે મનુષ્યોથી તેનો ઉપાય શું થઇ શકે એમ છે. હે દુર્યોધન! એવી રીતે તે ઋષિયોએ કહ્યું, ત્યારપછી વળી નિશ્ચય વ્રતવાળા તેઓ ફરીથી તેને કહેવા લાગ્યા કે, હે કલ્યાણિ! તારે અહીં સંન્યાસ કર્મ આચરવું તેણે કરી શું! માટે તારૂં હિત થાય એવાં વચન કહીએ તે તું સાંભળ. હે કન્યા! તારૂં કલ્યાણ થાઓ ને તું તારા પિતાનાજ ગૃહપ્રત્યે જા, ને ત્યાર પછી તેને જે કરવું હશે, તે તે કરશે. વળી હે કલ્યાણિ! હે સર્વ ગુણયુક્ત! ત્યાં તું સુખે કરી વસીશ. તારે પિતાને ત્યાં જવું યોગ્ય છે, તેવું બીજે જવું યોગ્ય નથી, કેમકે સ્ત્રીના ગતિરૂપ પતિ તથા પિતાજ છે. તેમાં સારી અવસ્થાને વિષે સ્ત્રીનો ગતિરૂપ પતિ છે અને વિષયરહિત અવસ્થાને વિષે ગતિરૂપ પિતા છે.

રાજાઓને નસાડી બળાત્કારથી મને લઇ ગયા હતા; માટે હે શાલ્વ ! તમે કંઇપણ બોલ્યા વગર નિરપરાધી તથા તમારામાં પ્રીતિવાળી મને સ્ત્રીરૂપે ગ્રહણ કરો; કેમકે પોતામાં પ્રીતિમાનનો ત્યાગ કરવો એ કોઇ ધર્મમાં કહ્યું નથી. હે મોટી ભુજાવાળા ! યુદ્ધમાં કદી પણ હઠનાર નહીં એવા ભીષ્મની રજા લઇને હું તેમની આજ્ઞાથી તમારી પાસે આવી છું. હે પૃથ્વીપતિ ! ભીષ્મ મને ઇચ્છતા નથી, તેણે તો પોતાના નાના ભાઇ વિચિત્રવીર્ય સાથે મારી બે બહેનો પરણાવી. હે પુરુષમાં સિંહરૂપ ! હે શાલ્વ ! હું તમારા વગર બીજા કોઇપણ વરનું ચિંતન કરતી નથી; જો તેમ ન હોય, તો મારા મસ્તકના સોગન ખાઉં છું. હે રાજેંદ્ર ! હું બીજાને સ્ત્રી રૂપે પ્રાપ્ત થઇ તમારી પાસે આવી નથી, એ ખરેખર મારા પોતાના સોગન લઇ કહું છું; માટે હે મોટાં નેત્રવાન ! પોતાની મેળે આવેલી, બીજા પુરૂષે નહીં સ્વીકાર કરેલી અને તમારી કૃપાની ઇચ્છાવાળી કન્યારૂપ હું છું, તેનો તમે સ્વીકાર કરો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન ! એ પ્રમાણે બીજાં પણ અનેક વાક્ય કહીને કાશિરાજાની પુત્રી અંબાએ ઘણો વિનવ્યો, તોપણ શાલ્વરાજાને તેમાં વિશ્વાસ આવ્યો નહીં; ને જેમ સર્પ જીર્ણ થયેલી કાંચળીનો ત્યાગ કરે, તેમ તેણે તેનો ત્યાગ કર્યો. ક્રોધ યુક્ત થયેલી તથા અશ્રુયુક્ત નેત્રવાળી કાશિરાજાની જ્યેષ્ઠ પુત્રી અંબા, ગદ્‍ગદ્ વાણીએ કરી બોલવા લાગી કે હે પૃથ્વીપતિ ! તમે મારો ત્યાગ કરો છો, માટે હું જ્યાં જઇશ ત્યાં મારા સત્ય પ્રમાણે સત્પુરૂષ મારી રક્ષા કરનાર થાઓ. હે કૌરવ્ય ! એ પ્રમાણે બોલતી એવી તથા અત્યંત કરૂણાયુક્ત થઇ શોક કરતી એવી તે અંબાને ત્યાગ કરતો શાલ્વ રાજા બોલ્યો કે હે શ્રેષ્ઠ કટિપશ્ચાદ્ ભાગવાળી ! ભીષ્મે ગ્રહણ કરેલી તું જા જા, હું તેનાથી ભય પામું છું. હે દુર્યોધન ! એ પ્રમાણે લાંબા વિચારવાળા શાલ્વે કહ્યું, ત્યારે કુરરી પક્ષિણીની પેઠે રૂદન કરતી એવી અંબા, તેના પૂરમાંથી નિકળી. શહેરમાંથી નિકળીને દુઃખયુક્ત તે કન્યા પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, પૃથ્વીને વિષે મારા સરખી દુઃખી સ્ત્રી કોઇ નથી; કેમકે મારો બંધુજને ત્યાગ કર્યો તથા શાલ્વ રાજાએ તિરસ્કાર કર્યો. તેમ મારાથી હસ્તિનાપુર પ્રત્યે જવાય એમ નથી, કારણ ભીષ્મે શાલ્વને લીધે તેની પાસે જવાની મને આજ્ઞા આપી છે. હું તે શું પોતાની વા યુદ્ધમાં દુઃસહ ભીષ્મની અથવા જેણે મારો સ્વયંવર કર્યો એવા મારા પિતાની નિંદા કરૂં પણ તેમ નહીં, કેવળ મારો પોતાનોજ વાંક છે, કેમકે જ્યારે ભીષ્મનું ક્ષત્રિય સાથે દારૂણ યુદ્ધ થવા લાગ્યું, ત્યારે હું શાલ્વને માટે તેના રથમાંથી ઉતરી ન પડી; જે વાંકના ફળને મૂઢની પેઠે પામી. ભીષ્મને ધિક્કાર છે અને મૂર્ખ મારા પિતાને પણ ધિક્કાર છે; જે પરાક્રમરૂપ દ્રવ્યવાન મારા પિતાએ સ્વયંવરને વિષે ભુજીસ્યાની પેઠે મને યોજી. વળી મને, શાલ્વ રાજાને અને વિધાતાને ધિક્કાર છે; જેમના અયોગ્યપણાથી હું અત્યંત દુઃખ પામી. સર્વ મનુષ્ય પોતાના ભાગ્ય પ્રમાણે ફળને પામે છે, પણ આ મારા દુઃખનું કારણ કેવળ ભીષ્મજ છે; માટે મારે તપે કરી અથવા યુદ્ધે કરી તે મૃત્યુ પામે એવી રીતે કરવું એમ હું માનું છું, પણ યુદ્ધમાં ભીષ્મને પામી કયો રાજા જીવવાનો ઉત્સાહ રાખે એમ છે ? હે રાજન્ ! એ પ્રમાણે વિચાર કરતી એવી અંબા શાલ્વ રાજાના શહેરમાંથી નિકળીને, પુણ્ય શીયળવાન તથા મહાત્મા ઋષિયોના આશ્રમ પ્રત્યે ગઇ; ને તે દિવસની રાત્રિ તપસ્વીયોએ વિંટાયલી ત્યાં રહી અને પોતાનું ભીષ્મે હરણ કર્યું તે, તેણે શાલ્વરાજા પાસે જવાની રજા આપી તે તથા રાજાએ પોતાનો ત્યાગ કર્યો તે સમગ્ર વૃત્તાંત વિસ્તારથી તેમને કહ્યું. નિશ્ચયવ્રતવાળા, તપશ્ચર્યાએ કરી વૃદ્ધ, શાસ્ત્રને વિષે પ્રવીણ,

બ્રહ્મવેત્તા, સ્માર્ત કર્મ કુશળ તથા શ્રેષ્ઠ મોટા તપસ્વી શૈખાવત્ય નામના બ્રાહ્મણ હતા, તેણે પીડા પામેલી, નિઃશ્વાસ મૂકતી અને દુઃખ તથા શોકને પરાયણ થયેલી અંબાને કહ્યું કે હે કલ્યાણરૂપ મોટા ભાગ્યવાળી! એવી રીતે છે, ત્યારે આશ્રમમાં બેઠેલા, તપશ્ચર્યાએ યુક્ત તથા મહાત્મા તપસ્વિયોએ શું થાય એમ છે? હે રાજન્! એ પ્રમાણે બ્રાહ્મણનાં વચન સાંભળી તે કન્યાએ કહ્યું કે હે બ્રહ્મન્! તમે મારી ઉપર અનુગ્રહ કરો, હું સંન્યાસ કર્મને ઇચ્છું છું, માટે દુઃખે કરીને પણ આચરણ ન થાય એવું તપ કરીશ. હે ઋષિ! મૂઢ એવી મેં પૂર્વ દેહને વિષે પાપ કર્મ કર્યાં હશે, તેનું આ ફળ મને પ્રાપ્ત થયું એમાં સંદેહ નથી. હે તપસ્વિયો! શાલ્વ રાજાએ ના કહેલી તથા તિરસ્કાર કરેલી હું પાછી પોતાના પિતાના ગૃહ પ્રત્યે જવા ઇચ્છતી નથી. હે પાપરહિત મુનિયો! હું દેવતા સરખા તમોને ઉપદેશ કરેલા તપશ્ચર્યા તથા વ્રત કરવા ઇચ્છું છું, માટે તમારી કૃપા મારે વિષે હો. પછી શૈખાવત્ય મુનિએ લોકના ઉદાહરણ, વેદનાં વાક્ય, તથા યુક્તિએ કરી તે કન્યાને આશ્વાસના કરી તથા સાંત્વના પણ કરી ને બ્રાહ્મણો સહિત તે તેના કાર્યનો વિચાર કરવા લાગ્યા.

सतामाश्वासयत्कन्यां दृष्टांतागमहेतुभिः ।
सांत्वयामास कार्यं च प्रतिजज्ञे द्विजैः सह ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि शैखावत्यांबासंवादे गुर्जरभाषायां पंचसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७५ ॥**



## અધ્યાય ૧૭૬ મો. અંબાનો તપ કરવાનો નિશ્ચય.

**भीष्म उवाच—ततस्ते तापसाः सर्वे कार्यवंतो भवंस्तदा ।**
**तां कन्यां चिंतयंतस्ते किं कार्यमितिधर्मिणः ॥ १ ॥**

ભીષ્મ કહે છે—હે દુર્યોધન! પછી ધર્મિષ્ઠ એવા તે તપસ્વિયો કાર્યવાન થયા, ને તે વેળા તે કન્યાનું ચિંતન કરતા આપણે શું કરવું એમ વિચાર કરવા લાગ્યા, ત્યારે કેટલાએક તપસ્વિયો આ કન્યાને એના પિતાને ત્યાં પોહોંચાડવી એમ કહેવા લાગ્યા, કેટલાએકે તો આપણો આશ્રય કરી રહે એમ મતિ કરી, કેટલાએકે શાલ્વ રાજા પાસે જઇ એને મેળવવી અને કેટલાએક તો એમ નહીં એવી રીતે વિચાર કરવા લાગ્યા, ને શૈખાવત્યે તેઓના કહેવા પ્રમાણે કરવાની કન્યાને ના કહી. પછી સર્વ ઋષિયોએ તેને કહ્યું કે હે કલ્યાણરૂપ! તારા કહેવા પ્રમાણે છે, ત્યારે મનુષ્યોથી તેનો ઉપાય શું થઇ શકે એમ છે. હે દુર્યોધન! એવી રીતે તે ઋષિયોએ કહ્યું, ત્યારપછી વળી નિશ્ચય વ્રતવાળા તેઓ ફરીથી તેને કહેવા લાગ્યા કે, હે કલ્યાણિ! તારે અહીં સંન્યાસ કર્મ આચરવું તેણે કરી શું! માટે તારૂં હિત થાય એવાં વચન કહીએ તે તું સાંભળ. હે કન્યા! તારૂં કલ્યાણ થાઓ ને તું તારા પિતાનાજ ગૃહપ્રત્યે જા, ને ત્યાર પછી તેને જે કરવું હશે, તે તે કરશે. વળી હે કલ્યાણિ! હે સર્વ ગુણયુક્ત! ત્યાં તું સુખે કરી વસીશ. તારે પિતાને ત્યાં જવું યોગ્ય છે, તેવું બીજે જવું યોગ્ય નથી, કેમકે સ્ત્રીના ગતિરૂપ પતિ તથા પિતાજ છે. તેમાં સારી અવસ્થાને વિષે સ્ત્રીનો ગતિરૂપ પતિ છે અને વિષયરહિત અવસ્થાને વિષે ગતિરૂપ પિતા છે.

વળી હે શ્રેષ્ઠ સ્વરૂપવાળી! સુકુમારી એવી તને સંન્યાસ કર્મ આચરવામાં મોટું દુઃખ છે; વળી હે ભામિનિ! અહીં રહેવાથી રાજપુત્રી તથા પ્રકૃતિએ કરી સુકુમારી એવી તને ઘણા દોષ છે તે એ કે, સુંદર તરૂણી તને જોઇને મુનિયો મોહ પામશે અથવા તું પોતાના ધર્મથી વિમુખ થઇશ; ને જો તારા પિતાને ત્યાં જઇ રહીશ, તો તે પ્રમાણે દોષ થશે નહીં. હે દુર્યોધન! પછી વળી બીજા મુનિયો તપસ્વી એવી તે કન્યા અંબાને કહેવા લાગ્યા કે હે શ્રેષ્ઠ! મનુષ્ય વગરના ગાઢા વનમાં તું રહીશ તો તને જોઇને રાજાઓ તારી માગણી કરશે; માટે અહીં રહેવાનું મન કર નહીં. અંબાએ કહ્યું કે હે મુનિયો! મારાથી કાશીપુરીને વિષે પિતાને ઘેર જવાય એમ નથી; કેમકે ત્યાં જો હું જાઉં, તો મારા સર્વ બાંધવો મારી અવજ્ઞા કરે એમાં સંશય નથી. હે તપસ્વિયો! હું બાળકપણામાં પિતાને ઘેર રહી છું, માટે જ્યાં મારા પિતા છે, ત્યાં નહીં જાઉં, ને તપસ્વિયોથી રક્ષિત થઇને તપશ્ચર્યા કરવાની ઇચ્છા રાખું છું. હે તપસ્વિયોમાં શ્રેષ્ઠ! હવે મારૂં દુર્ભાગ્યપણું છે તેથી મને પરલોકમાં સુખનો નાશ થાય નહીં, વાસ્તે હું અહીં રહી તપશ્ચર્યા કરીશ. ભીષ્મ કહે છે—હે દુર્યોધન! એ પ્રમાણે સર્વ બ્રાહ્મણો તથા અંબા કન્યા પરસ્પર વિચાર તથા વાતો કરતાં હતાં તેવામાં તપસ્વી હોત્રવાહન નામના રાજર્ષિ તે વનમાં આવ્યા. તપસ્વિયોએ પૂજા કરીને, 'તમે ભલે આવ્યા' એમ કહેવારૂપે આસન આપવા તથા જળ આપવારૂપે તેમનો સત્કાર કર્યો. પછી થાકેલા હોત્રવાહન રાજર્ષિ બેઠા, ત્યારે તેમના સાંભળતાં ઋષિયો તે કન્યા સાથે વાતો કરવા લાગ્યા. હે ભારત! મોટા તેજસ્વી હોત્રવાહન રાજા, અંબા તથા કાશિરાજા, સંબંધી તે વાતો સાંભળીને, અત્યંત ઉદ્વેગ મનયુક્ત થયા. પછી મહાતપસ્વી તે રાજર્ષિ, બોલતી એવી અંબાને જોઇ તથા તેનાં વચન સાંભળીને કૃપાયુક્ત થયા. પછી અંબાની માતાના પિતા મહાત્મા તે રાજા કંપતા ઉઠ્યા; ને તેણે પોતાના ખોળામાં બેસારી આશ્વાસન કરીને તેના દુઃખનું કારણ પૂછ્યું. ત્યારે તે કન્યાએ તે રાજર્ષિને પોતાનું સર્વ દુઃખ યથાર્થ વર્ણન કરી કહ્યું. હે દુર્યોધન! અંબાનાં દુઃખરૂપ વાક્ય સાંભળીને તે રાજર્ષિ દુઃખ તથા શોક યુક્ત થયા, ને તે કન્યાના કાર્યનો મનમાં વિચાર કરી કંપતા કંપતા કહેવા લાગ્યા કે હે કલ્યાણિ! તું તારા પિતાના ગૃહપ્રત્યે જઇશ નહીં, હું તારી માતાનો પિતા થાઉં છું. માટે મારા કહેવા પ્રમાણે કર; તારૂં સર્વ દુઃખ નિવૃત્ત કરીશ. હે વત્સે! તારા મનની ઇચ્છા સર્વ મેં જાણી છે, જેથી તું સુકાઇ ગઇ છે. હે પુત્રિ! તું મારા કહેવાથી જમદગ્નિના પુત્ર તપસ્વી પરશુરામની પાસે જા, તે તારા મોટા દુઃખ તથા શોકને નિવૃત્ત કરશે. હે શ્રેષ્ઠ! તે પ્રલયકાળના અગ્નિ સરખા તેજસ્વી ભાર્ગવ શ્રેષ્ઠ પરશુરામ જો ભીષ્મ તેના વચન પ્રમાણે નહીં કરે, તો તેનો સંગ્રામમાં નાશ કરશે, વાસ્તે તું તેમની પાસે જા; જે તને સારો રસ્તો બતાવશે. હે દુર્યોધન! એ પ્રમાણે હોત્રવાહનનાં વચન સાંભળીને નેત્રમાંથી વારંવાર અશ્રુ મૂકતી અંબા, પોતાની માતાના પિતા તે રાજાને નમસ્કાર કરી શ્રેષ્ઠ સ્વરથી કહેવા લાગી કે, હું તમારી આજ્ઞાથી પરશુરામની પાસે જઇશ, તે આર્ય તથા સર્વ લોકમાં પ્રસિદ્ધ એવા તેને આજ જોઇશ; પણ ભાર્ગવ તે મારાં તીવ્ર દુઃખનો કેમ નાશ કરશે? મારે તેમની પાસે કેવી રીતે જવું એ તમારાથી જાણવા ઇચ્છું છું. હોત્રવાહને કહ્યું કે હે કલ્યાણિ! તું જેમાં વેદ જાણનાર ઋષિયો, ગંધર્વ તથા અપ્સરાઓ રહે છે એવા સર્વ પર્વતમાં શ્રેષ્ઠ મહેંદ્ર પર્વતને વિષે ઉગ્ર તપ કરનાર, સત્યવાદી, શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, શૂરવીર, દૃઢ વ્રતવાળા, તપોવૃદ્ધ તથા મહા બળવાન જમદગ્નિના પુત્ર

પરશુરામ રહે છે, તેમની પાસે જા. હે વત્સે! તું તેમને મારી ઓળખાણુ આપીશ તેથી તે તારૂં સર્વ કાર્ય કરી આપશે; કેમકે તે મારા સખા તથા મારામાં અત્યંત પ્રીતિમાન છે. હે દુર્યોધન! એ પ્રમાણે હોત્રવાહન રાજા તે કન્યાને કહેતા હતા તેવામાં પરશુરામના પ્રિય શિષ્ય અકૃતવ્રણ ત્યાં આવ્યા; જેને જોઇને હજારો મુનિયો તથા અવસ્થાએ કરી વૃદ્ધ અને સૃંજય કુળમાં ઉત્પન્ન થયેલા રાજર્ષિ હોત્રવાહન ઉભા થયા. પછી સર્વ ઋષિયો એક બીજા સામું જોઇને, હોત્રવાહને કર્યું હતું આતિથ્ય જેનું એવા અકૃતવ્રણને ચોતરફથી વીંટાઇ વળ્યા. મોટા હર્ષથી મનોહર, દિવ્ય તથા ધન્ય એવી અનેક વાતો કરવા લાગ્યા, પછી તે વાતો થઇ રહ્યા કેડે મહાત્મા હોત્રવાહન રાજર્ષિ અકૃતવ્રણને પરશુરામના સમાચાર પૂછતાં કહેવા લાગ્યા કે, હે મહાબાહો! હે વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ! હમણાં પ્રતાપી જમદગ્નિના પુત્ર પરશુરામ કયાં બિરાજે છે? ને તેમનાં દર્શન કયાં થશે? અકૃતવ્રણે કહ્યું કે હે સમર્થ રાજન્! સૃંજય કુળમાં ઉત્પન્ન થયેલો હોત્રવાહન રાજર્ષિ મારો પ્રિય સખા છે એમ તમને તે યાદ કરે છે. પરશુરામ તમને મળવા સારૂ આવતી કાલે સવારના અહીં આવશે. હે રાજર્ષિ! આ કન્યા શા સારૂ વનમાં આવી છે? કોની કન્યા છે? અને તમારી શું થાય? એ હું જાણવા ઇચ્છું છું. હોત્રવાહને કહ્યું કે હે નિષ્પાપ સમર્થ અકૃતવ્રણ! આ અંબા નામની કન્યા કાશીરાજાની મોટી પુત્રી અને મારી દૌહિત્રી છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! આ કન્યાના પિતા કાશીરાજાએ કાશીપુરીમાં આની અંબિકા તથા અંબાલિકા નામની બે નાની બહેનો સહિત એક સ્વયંવર રચ્યો હતો જેમાં સર્વ ક્ષત્રિય મંડળ ભેગું થયું હતું, કન્યાઓ નિમિત્ત મોટો ઉત્સાહ થયો હતો. તેવામાં મહા પરાક્રમી તથા મહા તેજસ્વી શંતનુના પુત્ર ભીષ્મ ત્યાં આવ્યા, ને સર્વ રાજમંડળને જીતી બળાત્કારથી ત્રણે કન્યાઓનું હરણ કરી હસ્તિનાપુરમાં ગયા. પછી પોતાની માતા સત્યવતીને તે ત્રણે કન્યાઓ નિવેદન કરી કહ્યું કે હે માતા! હું મારા નાના ભાઇ વિચિત્રવીર્ય સારૂ આ ત્રણે કન્યાઓને લાવ્યો છું. પછી એ પ્રમાણે માતા સત્યવતીને કહીને, ભીષ્મે તેના સહિત કન્યાઓ તથા વિચિત્રવીર્યના વિવાહના કાળનો નિશ્ચય કર્યો; જે સાંભળીને અંબાએ મંત્રિયોની મધ્યમાં ગંગાપુત્ર ભીષ્મને કહ્યું કે હે ધર્મજ્ઞ! મેં મારા મનથી શાલ્વ રાજાને પતિ માનેલા છે માટે બીજામાં મન વાળી મને તમે પોતાના ભાઇને આપવા લાયક નથી. હે અકૃતવ્રણ! અંબાનાં વચન સાંભળીને ભીષ્મે પોતાના કારભારી સાથે વિચાર કરી, પોતાના મનમાં નિશ્ચય કરી તથા પોતાની માતા સત્યવતીના મત પ્રમાણે તેને જવાની આજ્ઞા આપી. ત્યારે પ્રસન્ન થયેલી આ કન્યા સૌભ શહેરના પતિ શાલ્વ રાજા પાસે ગઇ. તેને આવી રીતે કાલાનુકૂલ વચન કહેવા લાગી કે હે રાજાઓમાં શ્રેષ્ઠ! ભીષ્મે મારો ત્યાગ કર્યો છે, માટે તમે મને સ્ત્રીરૂપે ગ્રહણ કરો; કેમકે હું પૂર્વેજ મને કરી તમને વરી છું. હે અકૃતવ્રણ! અંબાનાં વચન સાંભળી આના ચરિત્રમાં શંકા યુક્ત થઇ શાલ્વ રાજાએ, તેમ કરવાની ના કહી, તેથી તપ કરવામાં પ્રીતિવાળી આ કન્યા તપ કરવા સારૂ તપોવનમાં આવી છે; ને મેં માતાપિતાના વંશનું કીર્તન કરવાથી એને ઓળખી છે. હે ઋષિ! આ કન્યા પોતાના દુઃખનું કારણ ભીષ્મ છે એમ માને છે. અંબાએ કહ્યું કે હે મહાસમર્થ ઋષિ! મારી માતાના પિતા સૃંજય કુળમાં ઉત્પન્ન થયેલા આ હોત્રવાહન રાજર્ષિ કહે છે તેમજ બધું છે. હે તપોધન! હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ! હે ભગવન્! હું અપમાનના ભયથી તથા લજ્જાને લીધે મારા પિતા કાશીરાજાનાં શહેરમાં પાછી જવા ઇચ્છતી નથી. પરશુરામ મને જે કહેશે, તે જ કાર્ય ઘણું કરીને મારે કરવું એવી મારી મતિ છે.

यत्तु मां भगवन् रामो वक्ष्यति द्विजसत्तम ।
तन्मे कार्यतमं कार्यमिति मे भगवन्मतिः ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि होत्रवाहनांबासंवादे गुर्जरभाषायां षट्सप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७६ ॥



## અધ્યાય ૧૭૭ મો. અંબાની વહારે પરશુરામ.

अकृतव्रण उवाच—दुःखद्वयमिदं भद्रे कतरस्य चिकीर्षसि ।
प्रतिकर्तव्यमबले तत्त्वं वत्से वदस्व मे ॥ १ ॥

અકૃતવ્રણ કહે છે–હે કલ્યાણિ ! હે અબળા ! હે વત્સે ! તને દુઃખનું કારણ ભીષ્મ તથા શાલ્વ રાજા કોણ છે, તે મને કહે ? હે કલ્યાણિ ! તું જો સૌભપતિ શાલ્વ રાજા સાથે પાણિગ્રહણ કરવા ઇચ્છતી હોય તો મહાત્મા પરશુરામ તારા હિત માટે તેમ કરાવશે. જો તું બુદ્ધિમાન પરાશુરામે સંગ્રામમાં જીતેલા ભીષ્મને જોવા ઇચ્છતી હોઇશ, તો તે પણ તારાં તથા હોત્રવાહન રાજાનાં વચન સાંભળી તેમ કરશે, માટે તારે જે અવસ્ય કરવાનું હોય, તેનો એક નિશ્ચય કર. અંબાએ કહ્યું કે હે ભગવન્ ! હે બ્રહ્મન્ ! ભીષ્મે મારૂં હરણ અજાણથી કર્યું છે, કેમકે મારૂં મન પરાક્રમી શાલ્વ રાજામાં આસક્ત હતું તે તે જાણતા ન હતા. હે બ્રહ્મન્ અકૃતવ્રણ ! એ વિષે તમે મનમાં વિચારપૂર્વક નિશ્ચય કરીને, કુરૂકુળમાં સિંહરૂપ ભીષ્મ ઉપર અથવા શાલ્વ રાજા ઉપર વા તે બેઉ ઉપર ન્યાયથી જેની ઉપર દોષ મૂકવો ઘટે તેની ઉપર મૂકો. મેં મારા દુઃખનું મૂળ યથાર્થ તમને નિવેદન કર્યું. હવે જેવી રીતે કરવું યોગ્ય હોય તેવી રીતે કહો. અંબાનાં વચન સાંભળીને અકૃતવ્રણ ઋષિએ કહ્યું કે હે વરને વરનારી ! હે કલ્યાણિ ! આ તું ધર્મયુક્ત વાક્ય કહે છે એ તને યોગ્ય છે, માટે હું કહું તે મારાં વચન સાંભળ. હે ભીરૂ ! જો ભીષ્મ તને હસ્તિનાપુર પ્રત્યે લઇ ગયા ન હોત, તો શાલ્વરાજા પરશુરામની આજ્ઞાથી તને મસ્તક ઉપર ચઢાવી ગ્રહણ કરત, પણ હે કલ્યાણિ ! હે રૂડા મધ્ય ભાગવાળી ! ભીષ્મ રાજાઓને જીતી તને હસ્તિનાપુરમાં લઇ ગયા, તે કારણને લીધે શાલ્વ રાજાને તારે વિષે સંશય ઉત્પન્ન થયો; માટે હું પરાક્રમી છું એમ અભિમાનવાળા જયશીલ ભીષ્મ વિષે તારે દંડ અપાવવો યોગ્ય છે. હે બ્રહ્મન્ ! મારા હૃદયમાં સદૈવ એવીજ ઇચ્છા રહે છે, રણસંગ્રામમાં હું ભીષ્મને મરાવું, માટે હે બ્રહ્મન્ ! હે મહાબાહો ! જે નિમિત્તથી હું અત્યંત દુઃખિત થઇ છું, તે ભીષ્મ વા શાલ્વ, જેની ઉપર તમને દોષ ભાસતો હોય તેને શિક્ષા કરો; મારાથી નિશ્ચય કહી શકાતું નથી.

ભીષ્મ કહે છે–હે ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન ! એ રીતે વાતો કરતાં તેમને તે દિવસ તથા સુખરૂપ શીતોષ્ણ વાયુવાળી રાત્રિ નિવૃત્ત થઇ; ને પ્રાતઃકાળ થયો ત્યારે તેજે કરી પ્રજ્વલિત અગ્નિ સરખા, જટા તથા ચિર વસ્ત્રથી શોભિતા, પરશુ તથા ધનુષ ધારણ કરેલા, ઉદાર ચિત્તવાળા તથા શિષ્યથી વિંટાયલા પરશુરામ મુનિ ત્યાં પધાર્યા. તેમને જોઇ ત્યાં રહેનાર તપસ્વી પુરૂષોએ મહા તપસ્વી હોત્રવાહન રાજાએ તથા તપસ્વી એવી તે કન્યા અંબાએ ઉભા થઇ અવ્યગ્ર ચિત્તથી મધુપર્કે કરી ન્યાયપૂર્વક તેમની પૂજા કરી; ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા પરશુરામ તે સર્વ સહિત ત્યાં આસન ઉપર વિરાજમાન થયા. પછી સૃંજય કુળમાં

ઉત્પન્ન થયેલો હોત્રવાહન રાજા તથા પરશુરામ એ બેઉ જણ કેટલીક વાતો કરવા લાગ્યા; ને તે વાતો સંપૂર્ણ થયા પછી રાજર્ષિએ ભૃગુકુળમાં શ્રેષ્ઠ મહા બળવાન તેને મધુર વાણીથી વખતને યોગ્ય અર્થયુક્ત વચન કહ્યાં કે હે કાર્ય કરવામાં ચતુર ! હે સમર્થ ! હે રામ ! અંબા મારી દૌહિત્રી અને કાશી રાજાની કન્યા છે, માટે એનું કાર્ય તમે સાંભળો. હે દુર્યોધન ! હોત્રવાહનનાં વચન સાંભળીને પરશુરામે તે કન્યાને કહ્યું કે, તારે જે કાર્ય હોય તે કહે. હે ભારત ! પરશુરામનાં વચન સાંભળીને શોકવાળી અંબા કન્યા, અગ્નિ સમાન પ્રજ્વલિત પરશુરામના પવિત્ર ચરણને પ્રણામ કરી, કમળ દળ સરખા પોતાના બે હાથથી તેમનો સ્પર્શ કરી, પાસે ઉભી રહી રૂદન કરતી કહેવા લાગી કે, સૃંજય કુળમાં ઉત્પન્ન થયેલા હોત્રવાહન રાજર્ષિની દૌહિત્રી હું શરણે થવા લાયક ભૃગુનંદન તમારે શરણે આવી છું. હે દુર્યોધન ! એ પ્રમાણે અંબાનાં વચન સાંભળી પરશુરામે કહ્યું કે હે રાજકન્યા ! જે રીતે સૃંજયકુળમાં ઉત્પન્ન થયેલા હોત્રવાહન રાજાની તું દૌહિત્રી છે, તે જ રીતે મારી પણ દૌહિત્રી છે, માટે જે તારા મનનું દુઃખ હોય તે કહે. હું તારા કહેવા પ્રમાણે કરીશ. અંબા બોલી કે હે ભગવન્ ! હું મોટા વ્રતવાળા તમારી શરણે પ્રાપ્ત થઇ છું, વાસ્તે ભયંકર શોકરૂપી કાદવના સમુદ્રમાંથી મારો ઉદ્ધાર કરો. ભીષ્મ કહે છે હે દુર્યોધન ! અંબાનાં વચન સાંભળી તેનું રૂપ, નવી અવસ્થા તથા અત્યંત સુકુમારતા જોઇ, પરશુરામે પોતાના મનમાં વિચાર કરતાં આ કન્યા શું કહેશે એમ જાણી વળી તેને દયાથી કહ્યું કે હે પવિત્ર હાસ્યવાળી ! જે તારૂં દુઃખ હોય તે ધૈર્ય રાખી મને કહે. હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા દુર્યોધન ! પરશુરામનાં વચન સાંભળી તે કન્યાએ, પોતાનું દુઃખ યથાર્થ તેને કહી સંભળાવ્યું. જમદગ્નિના પુત્ર પરશુરામે, તે રાજકન્યાનાં વચન સાંભળી મનમાં નિશ્ચય કરી, તેને કહ્યું કે હે ભાવિનિ ! હું તને કુરૂકુળમાં શ્રેષ્ઠ ભીષ્મ પાસે મોકલીશ અને ગંગાપુત્ર રાજા મારા કહેવા પ્રમાણે કરશેજ એમ હું માનું છું; ને કદી નહીં કરે તો અમાત્ય સહિત તેને શસ્ત્રના તેજે કરી રણસંગ્રામમાં બાળી ભસ્મ કરીશ. હે રાજકન્યા ! જો ત્યાં જવાની તારી મતિ ન હોય, તો એ કામમાં શૂરવીર શાલ્વપતિને હું સૂચના કરૂં. એવાં પરશુરામનાં વચન સાંભળી અંબાએ કહ્યું કે હે ભૃગુનંદન ! પૂર્વેથી મારૂં મન શાલ્વ રાજા વિષે ગયેલું છે એમ મારા કહેવાથી ભીષ્મે મને તેની પાસે મોકલી હતી, ત્યારે સૌભપતિ શાલ્વ રાજા પાસે જઇને મેં દુઃખે કરી બોલાય નહીં એવાં વચન તેને કહ્યાં; પણ મારા ચરિત્ર વિષે શંકિત થઇ તેણે તો મારો સ્વીકાર કર્યો નહીં. હે ભૃગુનંદન ! તમે આ મારાં વચન સાંભળ્યાં, માટે હવે નિશ્ચય કરી જે કરવું ઘટે, તે કરવા યોગ્ય છો. હું વિચાર કરૂં છું તો ખરેખર મારા દુઃખનું મૂળ મોટા વ્રતવાળા ભીષ્મજ છે એમ દેખાય છે; કારણ તેણે બળાત્કારથી હરણ કરી જઇ મને વશ કરી. હે મહાબાહો પરશુરામ ! જેને લીધે આ દુઃખ મને પ્રાપ્ત થયું એવા ભીષ્મને તમે મારો; જે લોભી, નીચ તથા જયશીલ છે, વાસ્તે તે વિષે પ્રતિક્રિયા કરવી એ યોગ્ય છે. જ્યારથી મોટા વ્રતવાળા ભીષ્મે બળાત્કારથી મને હરણ કરી, ત્યારથી મારા મનમાં તેને હું કોઇ પાસે પણ મરાવું એવો સંકલ્પ છે માટે હે નિષ્પાપ ! હે મહાબાહો પરશુરામ ! એ મારી કામના હાલ તમે સંપાદન કરો, તે ઇંદ્ર જેમ વૃત્રાસુરને મારે, તેમ ભીષ્મને મારો.

**तस्मात्कामं ममाद्यमे रामसंपादयानघ ।**
**जहि भीष्मं महाबाहो यथा वृत्रं पुरंदरः ॥**

इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि रामांबासंवादे गुर्जरभाषायां सप्तसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७७॥

## અધ્યાય ૧૭૮ મો. ભીષ્મ સામે પરશુરામનો કોપ.

भीष्म उवाच—एवमुक्तस्तदा रामो जहि भीष्ममिति प्रभो ।
उवाच रुदतीं कन्यां चोदयंतीं पुनःपुनः ॥ १ ॥

ભીષ્મ કહે છે—હે દુર્યોધન! અંબાએ તેમને મને મારવાનું કહ્યું ત્યારે પરશુરામે વારંવાર તે કામ કરવાની પ્રેરણા કરતી તથા રૂદન કરતી એવી કન્યા અંબાને કહ્યું કે હે કાશીરાજાની પુત્રી! હે શ્રેષ્ઠ સ્વરૂપવાળી! હું બ્રહ્મવેત્તાના હેતુ વિના ઇચ્છા પ્રમાણે શસ્ત્ર ધારણ નહીં કરૂં; માટે એ ઉપરાંત બીજું શું કરૂં તે કહે? હે સુંદર ગાત્રવાળી રાણી! ભીષ્મ તથા શાલ્વ રાજા મારા કહેવા પ્રમાણે કરશે, માટે હું શસ્ત્ર ધારણ નહીં કરૂં; ને તું કંઇ પણ શોચ કર નહીં. હે શ્રેષ્ઠ અંગવાળી! હું કદી પણ શસ્ત્ર ધરીશ નહીં કેમકે બ્રાહ્મણની આજ્ઞા વગર મારે શસ્ત્ર ધરવાં નહીં એવો મેં નિશ્ચય કર્યો છે. અંબાએ કહ્યું કે હે પરશુરામ! મહા સમર્થ તમારે હરેક ઉપાયે કરી જે મારૂં દુઃખ નિવૃત્ત કરવાનું છે, તે કેવળ ભીષ્મથીજ ઉત્પન્ન થયેલું છે; માટે તમે મહા સમર્થ એવા તેનો નાશ કરો. પરશુરામ બોલ્યા કે હે કાશીરાજાની કન્યા અંબા! ભીષ્મ મસ્તકે કરી નમસ્કાર કરવા લાયક છે, તોપણ મારા કહેવાથી તારા ચરણને પણ ગ્રહણ કરશે; વાસ્તે તું ફરીથી કહે તેની સાથે યુદ્ધ વગર બીજું શું કરૂં? અંબા બોલી કે હે રામ! પૂર્વે સંગ્રામમાં રામચંદ્રને યુદ્ધ કરવા સારૂ જેણે બોલાવ્યા હતા એવા તમે, જો મારૂં પ્રિય કરવા ઇચ્છતા હો, તો યુદ્ધને વિષે અસુરની પેઠે ગર્જના કરનાર ભીષ્મનો નાશ કરી જે બોલ્યા છો, તે સત્ય કરી દેખાડો. ભીષ્મ કહે છે—હે દુર્યોધન! એ પ્રમાણે પરશુરામ તથા અંબા પરસ્પર વિવાદ કરતાં હતાં તે વેળા પરમ ધર્માત્મા અકૃતવ્રણ ઋષિ બોલ્યા કે—હે મોટી ભુજાવાળા! હે ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા! હે શૂરવીર પરશુરામ! શરણે આવેલી આ કન્યાનો ત્યાગ કરવો યોગ્ય નથી, માટે જો યુદ્ધમાં બોલાવેલા ભીષ્મ તમે મને જીત્યો એમ બોલે અથવા તમારા કહેવા પ્રમાણે કરે, તો આનું કાર્ય કર્યું અને પોતાનાં વાક્ય પણ સત્ય કર્યાં એમ કહેવાય. હે પરશુરામ! પૂર્વે તમે જ્યારે સર્વ ક્ષત્રિયોને જીત્યા ત્યારે બ્રાહ્મણોની પાસે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, તથા શૂદ્રમાંથી કોઇપણ બ્રાહ્મણનો દ્વેષ કરનાર થશે, તેનો હું સંગ્રામમાં નાશ કરીશ પણ શરણાર્થે, ભય પામેલા તથા શરણને અર્થે પ્રાપ્ત થયેલા પ્રાણીને જીવતાં લગી કદી પણ ત્યાગ કરવા સમર્થ થઇશ નહીં. સંગ્રામમાં એકઠા થયેલા સર્વ ક્ષત્રિય મંડળને જીતે એવો કોઇ હશે, તોપણ દેદીપ્યમાન શરીરવાળાનો નાશ કરીશ એવી પ્રતિજ્ઞા લીધી છે. હે ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા! આ ભીષ્મ છે. વાસ્તે તમે સંગ્રામમાં તેની સામે જઇ યુદ્ધ કરો. પરશુરામે કહ્યું કે હે ઋષિયોમાં શ્રેષ્ઠ! મેં પૂર્વે જે પ્રતિજ્ઞા લીધી છે, તે મને યાદ છે, માટે સામના ઉપાયે કરી જેમ સિદ્ધ થશે, તેમ હું પ્રથમ કરીશ. હે બ્રહ્મન્! કાશીરાજાની આ કન્યાના મનમાં જે કાર્ય છે, તે મોટું છે, માટે હું જ્યાં ભીષ્મ છે, ત્યાં આને સાથે લઇને જઇશ, ને જો સંગ્રામમાં વખાણવા લાયક ભીષ્મ મારા કહેવા પ્રમાણે નહીં કરે, તો તેનો નાશ કરીશ એવો મારો નિશ્ચય છે. મારાં મૂકેલાં બાણ દેહધારીને શરીરને વિષે

આસક્ત થઇ રહેતાં નથી તેને કાપીજ નાખે છે; એ વાત ક્ષત્રિયોના સંગ્રામને વિષે તમારા જાણવામાં છે. હે દુર્યોધન! મોટા તપસ્વી પરશુરામ એ પ્રમાણે કહી બ્રહ્મવાદિ બ્રાહ્મણો સહિત પ્રયાણ કરવાનો નિશ્ચય કરીને જવા તૈયાર થયા. ત્યારપછી તે સર્વ તપસ્વિયો તે દિવસની રાત્રિ ત્યાં રહ્યા, ને બીજે દિવસે અગ્નિમાં આહુતિ આપી તથા જપ કરીને મને મારવાની ઇચ્છાથી રવાને થવા તૈયાર થયા, ત્યારે હે મહારાજ દુર્યોધન! પરશુરામ બ્રાહ્મણો તથા અંબા સહિત કુરૂક્ષેત્રમાં આવ્યા. પછી ભૃગુકુળમાં ઉત્તમ થયેલા પરશુરામ જેમાં મુખ્ય હતા એવા મહાત્મા તથા તપસ્વી સર્વ બ્રાહ્મણો સરસ્વતીની ચોમેર ફરતા બેઠા. તેમને ત્યાં આવ્યે ત્રણ દિવસ થયા ત્યારે મોટા વ્રતવાળા પરશુરામે, હું અહીં આવ્યો છું એમ મને કહેવરાવ્યું. મહા બળવાન, અતિ તેજસ્વી તથા મહા સમર્થ પરશુરામ મારા દેશની સાન્નિધ્ય આવ્યા છે એવું સાંભળીને, હું પ્રીતિને લીધે મોટા વેગથી તેમની પાસે ગયો ને મેં તેમને ગાય નિવેદન કરી પૂજા કરી. હે રાજેંદ્ર! વેદમૂર્તિ ઋત્વિક્, પુરોહિત તથા બીજા બ્રાહ્મણોથી વિંટાયલા અને મહા પ્રતાપી જમદગ્નિના પુત્ર પરશુરામ, મને જોઇને મારી પૂજાનો સ્વીકાર કરી આવી રીતે કહેવા લાગ્યા કે હે ભીષ્મ! નિષ્કામનાવાળા તમે કાશીરાજાની કંન્યા અંબાને હરણ કરીને પછી તેનો ત્યાગ કર્યો એ કેવા વિચારથી કર્યું? તમે મોટા યશવાળી આ કન્યાને ધર્મથી ભ્રષ્ટ કરી કેમક તમોએ સ્વીકાર કરેલીને આ પૃથ્વીને વિષે કયો પુરૂષ ગ્રહણ કરવા સમર્થ છે? હે ભારત! તમે આને લઇ ગયા તેથી શાલ્વ રાજાએ આનો સ્વીકાર કર્યો નહીં; માટે મારા કહેવાથી ગ્રહણ કરો.

હે પુરૂષમાં સિંહરૂપ! હે નિષ્પાપ! રાજપુત્રી અંબા પોતાના ધર્મને પામો ને તમારે આનું અપમાન કરવું એ યોગ્ય નથી. હે દુર્યોધન! એ પ્રમાણે પરશુરામે મને કહ્યું ત્યારે ઉદાસ મનવાળા તેમને જોઇને મેં કહ્યું કે હે બ્રહ્મન્! મેં મારા ભાઇ વિચિત્રવીર્યને માટે આ કન્યા ગ્રહણ કરી હતી પણ જ્યારે તેણે મને હું શાલ્વ રાજાને મન વચનથી વરેલી તેની સ્ત્રી છું એમ કહ્યું, ત્યારે મેં તેને તેની પાસે જવાની રજા આપી, તેથી તેના શહેર પ્રત્યે ગઇ. હે પરશુરામ! ભય, દયા, ધનનો લોભ તથા કામનાથી પણ મારે ક્ષત્રિય ધર્મનો ત્યાગ કરવો નહીં એમ મેં વ્રત લીધેલું છે. હે દુર્યોધન! મારાં વચન સાંભળીને, ક્રોધથી વ્યાકુળ નેત્રવાળા પરશુરામે કહ્યું કે હે મનુષ્યમાં શ્રેષ્ઠ! તું મારા કહેવા પ્રમાણે નહીં કરે તો; હું અમાત્ય સહિત તારો નાશ કરીશ. હે શત્રુને દમન કરનાર દુર્યોધન! એ પ્રમાણે ક્રોધયુક્ત થયેલા પરશુરામે વારંવાર મને કહ્યું ત્યારે મેં તેને પ્રિય લાગે એવી વાણીએ કરી પ્રાર્થના કરતાં અનેક વાકય કહ્યાં તોપણ ભૃગુકુળમાં સિંહરૂપ તે શાંતિ પામ્યા નહીં, ત્યારે મેં તેમને મસ્તકે કરી પ્રણામ કરીને ફરીથી કહ્યું કે, તમે મારી સાથે યુદ્ધ કરવા ઇચ્છો છો તેનું કારણ શું? હે મોટી ભુજાવાળા ભાર્ગવ! તમે જ્યારે હું બાળક હતો ત્યારે મને ચાર પ્રકારની બાણ તથા અસ્ત્રવિદ્યા શીખવી છે માટે તમારો શિષ્ય છું. હે દુર્યોધન! મેં એ પ્રમાણે કહ્યું ત્યારે મહા ક્રોધથી લાલ થયાં હતાં નેત્ર જેમનાં એવા પરશુરામે કહ્યું કે, હે ભીષ્મ! તું મને ગુરૂ માને છે, પણ મારા કહેવાથી કાશીરાજાની આ કન્યા અંબાને મારા પ્રિય માટે ગ્રહણ કરતો નથી માટે યુદ્ધ વગર તારી શાંતિ થવાનીજ નથી એમ મને દેખાય છે. હે મહાબાહો! તું આ કન્યાને ગ્રહણ કર ને પોતાનાં કુળની રક્ષા કર; કેમકે તેં આ કન્યાને ભ્રષ્ટ કરી છે, જેથી આ કોઇ પતિને પામી નથી. એ પ્રમાણે બોલતા એવા તથા શત્રુના શહેરને જીતનાર પરશુરામને મેં કહ્યું કે હે બ્રહ્મર્ષિ!

એ પ્રમાણે હવે કદી પણ બનવાનું નથી; ફોકટ શ્રમ શા માટે કરો છો? હે જામદગ્ન્ય! પૂર્વના તમે મારા ગુરૂ છો એમ જાણીને હું તમને પ્રસન્ન કરૂં છું. મેં આ કન્યાનો પૂર્વથી ત્યાગ કરેલો છે; કારણ સર્પણીની પેઠે નાશ કરનારી તથા બીજા પુરૂષમાં મનવાળી સ્ત્રીને જાણીને કયો પુરૂષ ઘરમાં રાખે; જેનો દોષ મોટી ખરાબી કરનાર છે. હે મોટા વ્રતવાળા! હું ઇંદ્રના ભયથી પણ પોતાના ધર્મનો ત્યાગ ન કરૂં એવો છું, વાસ્તે જોઇએ તો તમે પ્રસન્ન થાઓ અથવા હમણાંજ તમારે જે કરવાનું હોય તે કરો. હે શુદ્ધ અંતઃકરણવાળા! હે શ્રેષ્ઠ બુદ્ધિવાળા! હે સમર્થ પરશુરામ! પુરાણોને વિષે મરૂત રાજાએ કહેલું સંભળાય છે કે, મદોન્મત્ત, કરવા તથા નહીં કરવાના કાર્યને જાણનાર અને આડે માર્ગે ચાલનાર ગુરૂ હોય તોપણ તેનો ત્યાગ કરવો માટે હું તમે મારા ગુરૂ છો એમ જાણી અત્યંત પ્રેમથી તમને માનું છું; પણ ગુરૂએ કેવી રીતે વરતવું જોઇયે તે તમારા જાણવામાં કાંઇજ નથી, માટે તમારી સાથે યુદ્ધ કરીશ. હે પરશુરામ! ગુરૂ, બ્રાહ્મણ તથા તપશ્ચર્યાએ કરી વૃદ્ધ એવા તમને હું સંગ્રામમાં ન મારૂં તો સારૂં એમ જાણીને મેં તમારો અપરાધ સહન કર્યો. હે તપોધન! અધમ ક્ષત્રિયની પેઠે ઉગામેલા બાણવાળા, યુદ્ધ કરનાર, ક્રોધી તથા પાછા નહીં હઠનાર બ્રાહ્મણને સંગ્રામમાં મારવાથી તેને બ્રહ્મહત્યા લાગતી નથી એમ ધર્મશાસ્ત્રમાં નિશ્ચય કર્યો છે. હું ક્ષત્રિય ધર્મમાં રહેલો ક્ષત્રિય છું વાસ્તે તમને સંગ્રામમાં યુદ્ધ કરી નાશ કરીશ. કોઇ પુરૂષ જેની સાથે પ્રીતિથી અથવા દ્વેષથી વર્તતો હોય, તેણે તેની સાથે તેવી રીતે વર્તવું એમાં કાંઇ પણ અધર્મ કહેવાય નહીં અને તેનું અકલ્યાણ પણ કાંઇજ થાય નહીં. ગુરૂના કહેવાથી સ્ત્રીનું પાણિગ્રહણ કરવું એ અર્થ તથા પિતાના વાક્યથી બ્રહ્મચર્ય પાળવું એ ધર્મ, એ બેના વિવેકમાં કુશળ અને દેશ તથા કાળના વિભાગને જાણનાર પુરૂષને, તે બેઉમાંથી કલ્યાણ કરનાર કોણ? એમ સંશય રહેતો હોય તો અર્થનો ત્યાગ કરી નિઃસંશય ધર્મનું સેવન કરવું એજ કલ્યાણકારક છે. તમે બ્રહ્મચર્ય ધર્મથી ભ્રષ્ટ કરીને સંશયવાન અર્થને વિષે અન્યાયથી પ્રવર્તાવા ઇચ્છો છો, માટે હું સંગ્રામમાં તમારી સાથે યુદ્ધ કરીશ. હે ભૃગુનંદન! હે વિપ્ર! મોટા તેજસ્વી તમે મારી ભુજાના બળ તથા સર્વ મનુષ્ય કરતાં અધિક એવાં મારાં પરાક્રમને જુવો. તમે બળવાન છો, તોપણ હું તમારી સાથે કુરૂક્ષેત્રમાં દ્વંદ્વયુદ્ધ કરીશ; ને તમારે જે કરવાનું હોય તે કરો અને સજ્જ થાઓ. હું સંગ્રામને વિષે તમારો નાશ કરીશ, તેથી મારાં સેંકડો બાણે કરી પીડા પામેલા તથા શસ્ત્ર વાગવાથી પવિત્ર થયેલા તમે પુણ્યે કરી પ્રાપ્ત થતા શ્રેષ્ઠ લોકને પામશો. હે ભાર્ગવ! યુદ્ધ કરવું એજ પ્રિયવ્રતવાળા! હે મહાબાહો! હે તપોધન! તમે અહીંથી પાછા વળો ને કુરૂક્ષેત્ર પ્રત્યે જાઓ. હું યુદ્ધ કરવા સારૂં ત્યાં આવીશ. હે ભાર્ગવ રામ! જ્યાં પૂર્વે તમે પોતાના પિતા જમદગ્નિનું સ્નાન કર્યું છે, ત્યાં તમને મારીને હું તમારૂં સ્નાન કરીશ માટે હે યુદ્ધમાં દુષ્ટ મદવાળા પરશુરામ! તમે ઉતાવળથી કુરૂક્ષેત્ર પ્રત્યે જાઓ ને હું બ્રાહ્મણ છું એમ બોલનાર તમને પૂર્વનો ગર્વ છે, તે હું ઉતારીશ. હે રામ! ઘણાં વર્ષ થયાં મેં એકલે સર્વ ક્ષત્રિયોને જીત્યા એમ તમે ફુલાયા કરો છો, તે વેળા હું તથા મારા સરખો કોઇ કોઇ ક્ષત્રિય ઉત્પન્ન થયો ન હતો; તેથી જેમ ઘાસમાં અગ્નિ પ્રજ્વલિત થઇ તેને બાળે, તેમ તુચ્છ ક્ષત્રિયોને જીત્યા છે પણ હે રામ! હું યુદ્ધ કરવામાં કુશળ છું એવા તમારા ગર્વને તથા તમારી કામનાનો નાશ કરનાર અને શત્રુના શહેરને જીતનાર હું ભીષ્મ ઉત્પન્ન થયો છું; માટે સંગ્રામમાં તમારો ગર્વ ઉતારીશ એમાં સંશય નથી.

હે ભારત દુર્યોધન ! એ પ્રમાણે મેં કહ્યું ત્યારે મારાં વચન સાંભળીને પરશુરામે હસતાં હસતાં મને કહ્યું કે હે ભીષ્મ! તું સંગ્રામમાં મારી સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે એ બહુ સારૂં છે. હે શત્રુને તપાવનાર! હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ! હું કુરૂક્ષેત્ર વિષે જાઉં છું. તું પણ ત્યાં આવ તારી સાથે તારા કહેવા પ્રમાણે કરીશ. હે ભીષ્મ! કુરૂક્ષેત્રને વિષે મેં નાશ કરેલા, સેંકડો બાણોથી વિંધાયલા તથા ગૃધ્ર, કંક અને કાગડાના ભક્ષ્યરૂપ તને તારી માતા ગંગા જુવો! વળી હે પાર્થિવ! સિદ્ધ તથા ચારણે સેવેલી દેવી, યોગ્ય, મોટા ભગ્યશાળી, ભગીરથની કન્યા, નિષ્પાપ યુદ્ધની કામનાવાળા, આતુર તથા મંદ એવા તને જન્મ આપનાર ગંગા, આજ મેં નાશ કરેલા તને જોઇને રૂદન કરશે. હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા! હે યુદ્ધ કાર્મુક! હે દુર્મદ! તું રથાદિ સાહિત્ય ગ્રહણ કર ને આવ મારી સાથે ચાલ. હે દુર્યોધન ! એ પ્રમાણે પારકા શહેરને જીતનાર પરશુરામે કહ્યું, ત્યારે તેને મસ્તકે કરી પ્રણામ કરીને મેં કહ્યું કે, તમારા કહેવા પ્રમાણે થાઓ. હે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન! એ પ્રમાણે મેં કહ્યું, ત્યારે પરશુરામ યુદ્ધ કરવાની ઇચ્છાથી કુરૂક્ષેત્ર પ્રત્યે ગયા, ને મે શહેરમાં જઇ મારી માતા સત્યવતીને તે સર્વ કહી સંભળાવ્યું. પછી હે મોટી કાંતિવાળા દુર્યોધન! મંગળ કાર્ય કરેલો, માતાએ આશિર્વાદ આપેલો તથા બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવેલો હું શ્વેત અશ્વો જોડેલા સુંદર, શોભાયમાન, શ્રેષ્ઠ ચક્રવાળા, વ્યાઘ્રચર્મથી મઢેલા, મોટાં શસ્ત્રવાળા, સર્વ સાધન યુક્ત તથા અશ્વ વિદ્યામાં કુશળ, શૂરવીર, કુલીન, ઉત્તમ અને ઘણાં યુદ્ધરૂપ કર્મને દેખતા સારથિએ નિયમમાં રાખેલા રથમાં બેઠો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! સુંદર ઉત્તમ શ્વેત કવચ પહેરેલો, શ્વેત છત્ર જેની ઉપર ધરેલું હતું એવો, શ્વેત પંખાથી પવન થતો હતો જેને એવો, શ્વેત વસ્ત્ર તથા પાઘડી પહેરેલો, શ્વેત અલંકાર ધારણ કરેલો અને તમારો જય થાઓ એવાં વાક્યથી સ્તુતિ કરેલો હું હસ્તિનાપુરથી નિકળીને રણસ્થાન કુરૂક્ષેત્ર વિષે જવા લાગ્યો. તે વેળા કુળવાન સારથિએ હાંકેલા મન તથા વાયુ સરખા વેગવાળા અશ્વ અત્યંત ચાલવા લાગ્યા તેથી તરતજ હું ત્યાં જઇ પહોંચ્યો. હે દુર્યોધન! એ પ્રમાણે હું તથા પ્રતાપી પરશુરામ કુરૂક્ષેત્રને વિષે ગયા ને તત્કાળ પરસ્પર યુદ્ધ કરવા તૈયાર થયા. પછી મેં અતિ તપસ્વી પરશુરામની સામે ઉભા રહીને, શંખનાદ કર્યો. તે વેળા બ્રાહ્મણો, વનમાં રહેનાર તપસ્વીયો તથા ઇંદ્ર સહિત દેવતાઓના ગણ તે દિવ્ય યુદ્ધને જોવા સારૂ ત્યાં આવ્યા. તે સમયે ત્યાં ચારે તરફથી દિવ્ય પુષ્પનો વર્ષાદ થવા લાગ્યો દિવ્ય વાજીંત્ર વાગવા લાગ્યાં અને મેઘે ઘટા કરી. વળી પરશુરામની પાછળ ચાલનાર તપસ્વી બ્રાહ્મણો, રણસંગ્રામમાં જોવા સારૂ રણભૂમિને વિંટાઇ ઉભા. તે વેળા હે દુર્યોધન! સર્વનું હિત ઇચ્છનારી મારી માતા ગંગાએ મને કહ્યું કે હે ભીષ્મ! તારે શું કરવાની ઇચ્છા છે? હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા! હું ભાર્ગવ પરશુરામની પાસે જઇ વારંવાર પ્રાર્થના કરી કહીશ કે, ભીષ્મ તમારો શિષ્ય છે; માટે તેની સાથે તમે યુદ્ધ કરો નહીં. હે પુત્ર! તું પણ બ્રાહ્મણ એવા જમદગ્નિના પુત્ર પરશુરામની સાથે યુદ્ધ કરવાનો આગ્રહ કર નહીં. એમ કહીને વળી મને તરછોડતાં કહ્યું કે, સર્વ ક્ષત્રિયનો નાશ કરનાર તથા મહાદેવ સરખા પરાક્રમી રામને તું શું જાણતો નથી? જેથી તેની સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે. હે દુર્યોધન! એ પ્રમાણે મારી માતા ગંગાએ કહ્યું ત્યારે મેં સ્વયંવરમાં બનેલું સર્વ વૃત્તાંત, પરશુરામને કહેતાં પ્રાર્થનાનાં વાકય તથા કાશીરાજાની પુત્રી અંબાનું પૂર્વ કર્મ તેને કહી સંભળાવ્યું. ત્યારપછી મારી માતા ગંગા, પરશુરામ પાસે જઇ તેને ક્ષમાપના કરતાં કહેવા

લાગી કે, તમે આ તમારા શિષ્ય ભીષ્મની સાથે યુદ્ધ કરો નહીં, ત્યારે તેણે તેને કહ્યું કે હે ગંગા! તમે મને યુદ્ધ કરવાની ના કહો છો, પણ તેમ ભીષ્મને ના કહો; કારણ મારા કહેવા પ્રમાણે તેણે કર્યું નહીં, તેથી હું તેની સાથે યુદ્ધ કરવા આવ્યો છું. વૈશંપાયન કહે છે–હે જનમેજય! પરશુરામનાં વચન સાંભળીને ગંગા, પુત્રના સ્નેહને લીધે પાછી ભીષ્મની પાસે ગઇ, ને તેણે પરશુરામના કહેવા પ્રમાણે તેને કહ્યું, પણ ક્રોધને લીધે વ્યાકુળ નેત્ર-વાળા ભીષ્મે તેનાં વાક્યને માન્ય કર્યાં નહીં. ત્યાર પછી બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, મોટા તપસ્વી ભૃગુકુળમાં ઉત્તમ તથા ધર્માત્મા પરશુરામ યુદ્ધ કરવા સારૂ તૈયાર થઇ ઉભા, ને ભીષ્મને યુદ્ધ કરવા માટે બોલાવ્યા.

**अथ दृश्यत धर्मात्मा भृगुश्रेष्ठो महातपाः ।**
**आह्वयामास च तदा युद्धाय द्विजसत्तमः ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि परशुरामभीष्मयोः-कुरुक्षेत्रावरणे गुर्जरभाषायामष्टसप्तत्युत्तरशततमोऽध्यायः ॥ १७८ ॥**

## અધ્યાય ૧૭૯ મો. ભીષ્મ પરશુરામનું યુદ્ધ.

**भीष्म उवाच—तमहं स्मयन्नवरणे प्रतिभाषं व्यवस्थितं ।**
**भूमिष्ठं नोत्सहे योध्धुं भवंतं रथमास्थितः ॥ १ ॥**

ભીષ્મ કહે છે–હે દુર્યોધન! ત્યાર પછી મેં સંગ્રામમાં ઉભેલા પરશુરામને ગર્વપૂર્વક કહ્યું કે હે મોટી ભુજાવાળા! હે શૂરવીર! રથમાં બેઠેલો હું પૃથ્વી ઉપર ઉભેલા તમારી સાથે યુદ્ધ કરવાનો ઉત્સાહ રાખતો નથી; માટે જો તમે મારી સાથે સંગ્રામમાં યુદ્ધ કરવા ઇચ્છતા હો, તો રથમાં બેસો અને કવચ ધારણ કરો. હે દુર્યોધન! મારાં વચન સાંભળી પરશુરામે સંગ્રામ દ્વાર પ્રત્યે મને કહ્યું કે હે ભીષ્મ! આ પૃથ્વી મારો રથ, તેને વહન કરનાર વેદરૂપ અશ્વ, વાયુરૂપી સૂત અને ગાયત્રી, સાવિત્રી તથા સરસ્વતી એ ત્રણ કવચ મારાં છે. હે કુરુનંદન! એ ત્રણ કવચ ધારણ કરેલો હું, સંગ્રામમાં તારી સાથે યુદ્ધ કરીશ. હે ગાંધારીના પુત્ર! એ પ્રમાણે કહીને સત્ય પરાક્રમી પરશુરામે મોટા બાણના સમુદાયે કરી મને ચોમેરથી વિંટી લીધો. ત્યાર પછી મેં સર્વ શ્રેષ્ઠ આયુદ્ધવાળા, સુંદર, અદ્ભુત ઉપમા તથા દેખાવવાળા, સંકલ્પ માત્રથી ઉત્પન્ન કરેલા, પવિત્ર, મોટા શહેર સરખા, દિવ્ય અશ્વ જોડેલા, સુવર્ણથી મઢેલા અને દૃઢ એવા રથમાં સૂર્ય તથા ચંદ્રના ચિન્હવાળું કવચ ધારણ કરી બેઠેલા જમદગ્નિના પુત્ર પરશુરામને જોયા. તે વેળા ધનુષ ધરનાર, ભાથા બાંધેલા, ચામડાના હાથમાં મોજા પહેરેલા, વેદ જાણનાર તથા પરશુરામના અત્યંત પ્રિય સખા અકૃતવ્રણ, યુદ્ધ કરવાની ઇચ્છાવાળા તેનું સારથિપણું કરવા લાગ્યા. પછી હે દુર્યો-ધન! પરશુરામ મારા મનને હર્ષ ઉપજાવતાં વારંવાર સામે આવ, સામે આવ, એમ કહેવા લાગ્યા. ત્યારે ઉગતા સૂર્યની પેઠે અસહ્ય, મહા બળવાન, તથા ક્ષત્રિયોનો નાશ કર-નાર એકલા પરશુરામની સાથે હું એકલો યુદ્ધ માટે સાવધ થઇ ઉભો. જ્યારે બાણનો પ્રહાર ચાલવા લાગ્યો, ત્યારે હું મારા રથના અશ્વને ઉભા રાખી, ધનુષ મૂકી દઇ, રથ-માંથી પૃથ્વી ઉપર ઉતરીને પરશુરામની પૂજા કરવા સારૂ તેમની પાસે ગયો; ને તેને વિધિ-

પૂર્વક પ્રણામ કરીને મેં આવી રીતે ઉત્તમ વાક્ય કહ્યાં કે હે પરશુરામ! ધર્મશીલ, ગુરૂ તથા મારાથી અધિક અથવા મારા સમાન તમારી સાથે હું રણમાં યુદ્ધ કરીશ. હે સમર્થ! તમે આ સંગ્રામમાં મારા જયને ઇચ્છજો. પરશુરામે કહ્યું કે હે મોટી ભુજાવાળા! હે કુરૂકુળમાં શ્રેષ્ઠ ભીષ્મ! સમૃદ્ધિની ઇચ્છાવાળા તથા શ્રેષ્ઠની સાથે યુદ્ધ કરનાર પુરૂષે તારીજ પેઠે વિદ્યાગુરૂને પ્રણામાદિ કરવું જોઇયે; કેમકે એવો શિષ્યનો ધર્મ છે; માટે જો તેં એ પ્રમાણે મને પ્રણામાદિ ન કર્યું હોત, તો હું તને શાપ આપત. હે ભીષ્મ! હવે ઉત્સાહથી તું મારી સામે આવ, ને ધૈર્ય રાખી સાવધ થઇ સંગ્રામમાં યુદ્ધ કર, હું તને જીતવા સારૂ ઉભો છું, માટે તારા જયને ઇચ્છતો નથી; પણ તારાં આચરણે કરી પ્રસન્ન થયો છું, વાસ્તે તું જા રથમાં બેસ ને ધર્મે કરી મારી સાથે યુદ્ધ કર. હે દુર્યોધન! પરશુરામનાં વચન સાંભળી તેમને નમસ્કાર કરી ઉતાવળથી રથમાં બેસીને, મેં સુવર્ણથી મઢેલો શંખ ફરીથી સંગ્રામમાં વગાડયો. હે ભારત! પરસ્પર જીતવાની ઇચ્છાથી મારૂં તથા તેમનું ઘણા દિવસ સુધી યુદ્ધ થવા લાગ્યું. ત્યારે પ્રથમ પરશુરામે ગૃધ્રનાં પીંછ બાંધેલાં તથા નમેલા અગ્ર ભાગવાળાં નવસો સાઠ બાણ મારી ઉપર નાંખ્યાં; જેથી મારા રથના ચાર અશ્વ, સારથિ અને હું ઢંકાઇ ગયો, તોપણ હે દુર્યોધન! હું સંગ્રામમાં કવચ પહેરીને સામો પ્રહાર નહીં કરતાં તેમની સામે ઉભો રહ્યો. પછી દેવતા તથા બ્રાહ્મણોને નમસ્કાર કરીને મેં, રણમાં ઉભેલા તેમને હસતાં હસતાં કહ્યું કે હે બ્રહ્મન્! તમે મર્યાદા મૂકી, તોપણ મેં તમારૂં ગુરૂપણાનું માન રાખ્યું છે; વાસ્તે હવે હું ફરીથી, ધર્મ સંગ્રહ વિષે મારી સંપત્તિ કહું તે તમે સાંભળો. હે ગુરૂ! સર્વ વેદ તમારા શરીરને વિષે રહ્યા છે; તમારૂં બ્રાહ્મણપણું પણ મોટું છે તથા તમે તપશ્ચર્યા પણ બહુ મોટી કરી છે તેથીજ હું તમારી ઉપર પ્રહાર કરતો નથી; પણ જે બ્રાહ્મણ શસ્ત્ર ઉગામી પ્રહાર કરે તે ક્ષત્રિયપણાને પામે; માટે તમે મને ક્ષત્રિય ધર્મરૂપ પ્રહાર કરવા લાગ્યા છો, વાસ્તે હવે મારા ધનુષના પરાક્રમને તથા મારા બાહુબળને જુવો. હે શૂરવીર! આ હું મારાં તીક્ષ્ણ બાણે કરી તમારા ધનુષને હમણાં કાપું છું. હે ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન! એ પ્રમાણે પરશુરામને કહીને મેં તીક્ષ્ણ એવું એક બાણ તેમની ઉપર મૂકીને તેમના ધનુષની કોટીને કાપીને તેને પૃથ્વી ઉપર પાડયું. પછી મેં નમેલા અગ્રભાગવાળાં તથા ગરજુનાં પીંછ બાંધેલાં સેંકડો બાણ તેમના રથ મૂકયાં ત્યારે વાયુના વેગથી વિશેષ ગતિવાળાં તે બાણ શરીરમાં વાગી બહાર નિકળીને; રૂધિર ટપકતા સર્પની પેઠે ચારે તરફ ફરતાં દેખાયાં. તે વેળાએ રૂધિરથી ખરડાયલા અંગવાળા તથા રૂધિર જેના શરીરમાંથી ટપકયા કરતું હતું એવા પરશુરામ; જેમ ધાતુ ઝરતો મેરૂ પર્વત, શિશિર ઋતુને વિષે લાલ પુષ્પના ગુચ્છાથી આસોપાલવ તથા ઉઘાડેલા કેસુડાના પુષ્પથી ખાંખરાનું વૃક્ષ શોભે તેમ શોભતા હતા. ત્યાર પછી મોટા ક્રોધે યુક્ત થયેલા પરશુરામે બીજા ધનુષને ગ્રહણ કરી મારી ઉપર સુવર્ણના અગ્રભાગવાળાં તથા અત્યંત તીક્ષ્ણ બાણનો વર્ષાદ કર્યો; ત્યારે અનેક તરેહથી મર્મસ્થાનને ભેદનાર, મહા વેગવાળા અને સર્પ, અગ્નિ તથા વિષ સરખાં ભયંકર બાણ મારા શરીર ઉપર પ્રાપ્ત થઇને મને કંપાયમાન કરવા લાગ્યાં. તોપણ મારા શરીરને સ્થિર રાખી ક્રોધાયમાન થઇને મેં, પરશુરામ ઉપર સેંકડો બાણ મૂક્યાં; જે અગ્નિ, સૂર્ય તથા સર્પ સરખાં અને તીક્ષ્ણ હોવાથી પીડાયલા ને અત્યંત ખેદયુક્ત મનવાળા થયા. હે ભારત! તેમને જોઇને તેમની ઉપર દયાયુક્ત થયું હતું ચિત્ત જેનું એવો હું, પોતાની બુદ્ધિ તથા મનને સ્થિર રાખીને, ક્ષત્રિય ધર્મને તથા

યુદ્ધને ધિક્કાર છે, ધિક્કાર છે, એમ કહેવા લાગ્યો. હે રાજન્ ! શોકના વેગથી વ્યાપ્ત થયેલા મેં વારંવાર કહ્યું કે અરે ! મેં ક્ષત્રિય ધર્મને લીધે આ મોટું પાપ કર્મ કર્યું જેથી ગુરૂ અને બ્રાહ્મણ એવા ધર્માત્માને તીક્ષ્ણ બાણે કરી આવા પીડિત કર્યા. હે ભારત ! ત્યારપછી મેં પરશુરામ ઉપર તે વખતે ફરીથી પ્રહાર કર્યો નહી. તે વેળા હજારો કિરણવાળા સૂર્ય દેવતા પૃથ્વીને તપાવી જ્યારે નિવૃત્ત થયા ત્યારે યુદ્ધ નિવૃત્ત થયું.

अथावताप्य पृथिवीं पूषादिवससंक्षये ।
जगामास्तं सहस्रांशुस्ततो युद्धमुपारमत् ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि रामभीष्मयुद्धे गुर्जरभाषायामूनाशीत्यधिकशततमोऽध्यायः ॥ १७९ ॥

## અધ્યાય ૧૮૦ મો. રામ ભીષ્મનું યુદ્ધ. ( ચાલુ )

भीष्म उवाच—आत्मनस्तु ततः सूतो हयानां च विशांपते ।
मम चापनयामास शल्यान्कुशलसंमतः ॥ १ ॥

ભીષ્મ કહે છે—હે પૃથ્વીપતિ દુર્યોધન ! કુશળ પુરૂષમાં માન્ય એવા મારા સારથિએ પોતાના, અશ્વના તથા મારા શરીરમાં ખૂંચી ગયેલાં બાણ બહાર ખેંચી કાઢયાં. પછી બીજા દિવસના પ્રભાતને વિષે સૂર્યનો ઉદય થયો, ત્યારે પાછું ફરીને યુદ્ધ પ્રવર્ત થવું જોઇએ માટે પ્રતાપી પરશુરામે કવચ ધારણ કરેલા, રથમાં બેઠેલા તથા સ્નાન કરી વળેલા, જળ-પાન પ્રાપ્ત થયું હતું જેને એવા અને વિહ્વળતા રહિત અશ્વોએ કરી ઉતાવળથી આવતા એવા મને જોઇને, પોતાના રથને અત્યંત સજ્જ કર્યો. પછી હું યુદ્ધ કરવાની ઇચ્છાથી આવતા રામને જોઇને પોતાના શ્રેષ્ઠ ધનુષનો ત્યાગ કરી તત્કાળ રથમાંથી ઉતરી, નમસ્કાર કરી, પાછો રથમાં બેસી, તેમની સામે યુદ્ધ કરવા સારૂ ભય વગરનો થઇ ઉભો. જ્યારે મેં તેમની ઉપર બાણનો વર્ષાદ કર્યો, ત્યારે તેમણે પણ મારી ઉપર બાણનો વર્ષાદ વરસાવ્યો. ત્યાર પછી વળી મહા ક્રોધ પામેલા જમદગ્નિના પુત્ર પરશુરામે અત્યંત તીક્ષ્ણ કરેલાં સર્પ સરખાં બાણ મારી ઉપર મૂક્યાં. મેં તે હજારો બાણોને તીક્ષ્ણ ભાલાએ કરી અંતરિક્ષમાંજ કાપી નાખ્યાં. પ્રતાપી જમદગ્નિના પુત્ર પરશુરામે મારી ઉપર બીજાં દિવ્ય અસ્ત્ર મૂક્યાં. ત્યારે તેના કરતાં અધિક પરાક્રમ કરવાની ઇચ્છાવાળા મેં, તેમનાં અસ્ત્રોને અસ્ત્રે કરી રૂંધ્યાં; જેથી આકાશમાં ચારે તરફ મોટો શબ્દ થયો. હે ભારત ! મેં પરશુરામ ઉપર વાયવ્યાસ્ત્ર મૂક્યું જેને તેણે ગુહ્યકાસ્ત્રે કરી નિવૃત્ત કર્યું; ત્યારે વળી મેં અગન્યસ્ત્રને મંત્રી પરશુરામ ઉપર મૂક્યું, તેને પણ તે સમર્થે વારૂણાસ્ત્રે કરી નિવારણ કર્યું. હે દુર્યોધન ! એ પ્રમાણે પરશુરામનાં દિવ્ય અસ્ત્રોને મેં નિવારણ કર્યાં, અને દિવ્યાસ્ત્ર જાણનાર, શત્રુને દમન કરનાર તથા તેજસ્વી તેણે મારાં અસ્ત્રોને નિવારણ કર્યાં. ત્યાર પછી અત્યંત ક્રોધાયમાન થયેલા, પ્રતાપી તથા બ્રાહ્મણમાં ઉત્તમ જમદગ્નિના પુત્ર પરશુરામે મને ડાબી બાજુ કરી વક્ષઃસ્થળને વિષે બાણ મારી વિંધ્યો જેથી હું શ્રેષ્ઠ એવા મારા રથ વિષે ખેદ પામી પડી ગયો. મારો સારથિ તેવી વ્યવસ્થાવાળા મને જોઇને રણભૂમિમાંથી રથ પાછો વાળી લઇ ગયો. અત્યંત વિંટાયલા, બેભાન થયેલા, રામના બાણથી પીડાયલા તથા ગ્લાનિ યુક્ત

થયેલા મને જોઇને, અકૃતવ્રણાદિ પરશુરામના સર્વ અનુચર પ્રસન્ન થઇ મોટો શબ્દ કરવા લાગ્યા. કાશિરાજાની કન્યા અંબા પણ હર્ષ પામી. હે દુર્યોધન! જ્યારે મને ભાન આવ્યું ત્યારે મેં સારથિને કહ્યું કે હે સૂત! તું, જ્યાં પરશુરામ હોય, ત્યાં મારો રથ લઇ જા. મને સર્વ વેદના નિવૃત્ત થઇ છે ને હું યુદ્ધ કરવા સાવધ છું. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા! મારાં વચન સાંભળીને સારથિ પરમ શોભાયમાન, વાયુ સરખી ગતિવાળા અને જાણે નાચતા હોય એવા અશ્વોએ કરી મને પરશુરામની સામે લઇ ગયો. હે કૌરવ! અત્યંત ક્રોધ પામેલા મેં પરશુરામની સામે જઇને, મને જીતવાની ઇચ્છાથી કોપેલા તેમની ઉપર બાણનો વર્ષાદ કર્યો. તેમણે સરખી ગતિ કરનાર તથા પોતાની ઉપર આવતાં મારાં અસંખ્ય બાણોને એક એક પ્રત્યે ત્રણ ત્રણ બાણ મારી એકદમ કાપી નાખ્યાં; તે બાણોના બબ્બે કકડા થયા. મેં પરશુરામનો નાશ કરવાની ઇચ્છાથી દેદીપ્યમાન, શ્રેષ્ઠ કાંતિવાળું, તથા કાળ સમાન એક બાણ તેની ઉપર ફેંક્યું; જેથી તે હણાવાને લીધે વેગને વશ થઇને સંગ્રામમાં મોહ પામી પૃથ્વી ઉપર પડી ગયા. તે વેળા સર્વ હાહાકાર કરવા લાગ્યા, સર્વ જગત જેમ સૂર્ય પડે ને ગ્લાનિયુક્ત થાય, તેમ ગ્લાનિયુક્ત થયું. તે સમયે તપશ્ચર્યારૂપ ધનવાળા બ્રાહ્મણો તથા કાશિરાજાની પુત્રી અંબા ઉદ્વિગ્ન ચિત્તવાળાં થઇ દોડીને પરશુરામની પાસે આવ્યાં, આસ્તેથી મળી જળયુક્ત હાથે કરી 'તમારો જય થાઓ' એમ આશિષ આપી આશ્વાસના કરવા લાગ્યાં. પરશુરામે ઉઠીને હે ભીષ્મ! તું ઉભો રહે, તને હમણાં માર્યો છે, એમ વિહ્વળતાયુક્ત વાક્ય કહી, પોતાના ધનુષમાં બાણ સાંધી ઉતાવળથી મારી ઉપર નાંખ્યું. જે મારા ડાબા પડખામાં લાગ્યું, તેથી હું ડોલતા વૃક્ષની પેઠે અત્યંત ઉદ્વિગ્ન થયો. વળી પરશુરામે એકદમ અસ્ત્રે કરી મારા રથના અશ્વોને પ્રહાર કરીને, મારી ઉપર અનેક બાણ મૂક્યાં. હે દુર્યોધન! મેં પણ શત્રુના પ્રહારને અટકાવે એવું એક અસ્ત્ર ફેંક્યું; જેથી તેમનાં સર્વ બાણ મારી ઉપર પ્રાપ્ત થયા પહેલાંજ આકાશ માર્ગની મધ્યે નિવૃત્ત થયાં. પછી હે રાજન્! મારા તથા તેમના બાણના સમુદાયને લીધે આકાશ છવાઇ ગયું, તેથી સૂર્ય દેખાતો બંધ પડ્યો, ને વાયુ પણ રૂંધાઇ ગયો. વાયુએ કંપાવાથી, સૂર્યના કિરણથી તથા પરસ્પર પછડાવાથી બાણમાં અગ્નિ ઉત્પન્ન થયો; જેને લીધે તેઓ પ્રદીપ્ત થઇ બળીને ભસ્મ થઇ પૃથ્વી ઉપર પડ્યા. અત્યંત ક્રોધે ભરાયેલા પરશુરામે મારી ઉપર ક્રમે કરી સો, હજાર, દશ હજાર, લાખ, અર્બુદ, ખર્વ તથા નિખર્વ બાણ ઉતાવળથી મૂક્યાં. મેં સંગ્રામને વિષે સર્પ સરખાં બાણે કરી તેમનાં બાણોને કાપી પર્વતની પેઠે પૃથ્વીને વિષે પાડ્યા. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! એ પ્રમાણે યુદ્ધ થયું અને જ્યારે સંધ્યાકાળ વ્યતીત થયો ત્યારે મારા ગુરૂ પરશુરામ રણભૂમિમાંથી પાછા વળ્યા.

**एवं तदभवद्युद्धं तदा भरतसत्तम ।**
**संध्याकाले व्यतीते तु व्यपायात्स च मे गुरुः ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि रामभीष्मयुद्धे गुर्जरभाषायामशीत्यधिकशततमोऽध्यायः ॥ १८० ॥**



## અધ્યાય ૧૮૧ મો. ભીષ્મ અને રામનું યુદ્ધ. (ચાલુ)

**भीष्म उवाच—समागतस्य रामेण पुनरेवातिदारुणं ।**
**अन्येद्युस्तुमुलं युद्धं तदा भरतसत्तम ॥ १ ॥**

ભીષ્મ કહે છે—હે ભરતસત્તમ દુર્યોધન! પછી બીજે દિવસે રણભૂમિમાં આવેલા પરશુરામની સાથે મારૂં દારૂણ તથા ભયંકર એવું યુદ્ધ થવા માંડ્યું. દિવ્યાસ્ત્ર જાણનાર, શૂરવીર, ધર્માત્મા તથા સમર્થ એવા પરશુરામે મારી ઉપર અનેક દિવ્યાસ્ત્ર મૂક્યાં; જેમને મેં પ્રાણ ત્યાગને પણ નહી ગણકારતાં સમૂળ નાશ કરે એવાં અસ્ત્રે કરી નાશ કર્યાં. હે ભારત! જ્યારે મારાં અસ્ત્રે કરી તેમનાં અસ્ત્ર નાશ પામ્યાં ત્યારે સંગ્રામને વિષે પ્રાણ ત્યાગ કરવા તૈયાર થયેલા ધર્માત્મા પરશુરામ મહા ક્રોધ યુક્ત થયા. હે દુર્યોધન! જ્યારે એ પ્રમાણે સર્વ અસ્ત્ર વ્યર્થ ગયાં ત્યારે મહાત્મા જમદગ્નિના પુત્ર પરશુરામે ભયંકર દેખાવવાળી, કાળ સરખી, ઉંબાડીયાં સમાન પ્રજ્વલિત, દેદીપ્યમાન અગ્રભાગવાળી તથા જેનું તેજ સર્વ લોકમાં વ્યાપે એવી એક શક્તિ મારી ઉપર મૂકી, ત્યારે મેં દેદીપ્યમાન, પ્રલય કાળના સૂર્ય સરખી પ્રકાશમાન તથા મારી ઉપર આવતી એવી તે શક્તિને અનેક બાણે કરી ત્રણ કકડા કરી પૃથ્વી ઉપર પાડી. તે વેળા પવિત્ર સુગંધવાળો વાયુ વાવા લાગ્યો. હે ભારત! એ પ્રમાણે તે શક્તિ કપાઇ પૃથ્વી ઉપર પડી ત્યારે ક્રોધે કરી દેદીપ્યમાન થયેલા પરશુરામે મારી ઉપર મહા ભયંકર બીજી બાર શક્તિ મૂકી; જેમનો દેખાવ તેજસ્વી તથા લાઘવપણાને લીધે હું કંઇપણ કહી શકતો નથી. હે રાજન્! હું અગ્નિનાં ઉંબાડીયાં સરખી, અનેક તરેહના દેખાવવાળી, ઉગ્ર તેજે કરી પ્રદીપ્ત, પ્રલયકાળના બાર સૂર્ય સરખી તથા સામે આવતી શક્તિને જોઇને વિહ્વળ થયો. ત્યાર પછી મેં પ્રથમ તેઓમાંથી નિકળેલા બાણના સમુદાયને બાણના સમૂહથી ભેદ કરી બીજાં બાર બાણ મૂકી તે સર્વ શક્તિને કાપી નાંખી. મહાત્મા જમદગ્નિના પુત્ર પરશુરામે સુવર્ણના દંડવાળી, વિચિત્ર, સુવર્ણના પટા મઢેલી તથા પ્રજ્વલિત ઉંબાડીયાં સરખી અનેક શક્તિ મારી ઉપર ફેંકી. મેં સંગ્રામને વિષે તે સર્વ શક્તિને ઢાલે કરી નિવારણ કરી તથા તલવારે કરી કાપી પૃથ્વી ઉપર પાડી. પરશુરામના સારથિ સહિત રથના અશ્વો ઉપર દિવ્ય બાણનો વર્ષાદ કર્યો. તે વેળા સહસ્રાર્જુનને નાશ કરનાર મહાત્મા પરશુરામે પોતાની સુવર્ણથી શોભિતી સર્વ શક્તિ કપાઇ પૃથ્વી ઉપર પડી તેમને તથા મેં મૂકેલાં સર્પ સરખાં બાણોને જોઇ મહા ક્રોધયુક્ત થઇને મારી ઉપર દિવ્ય અસ્ત્ર મૂક્યું. તેમાંથી તીડ નામના જંતુની પંક્તિની પેઠે પ્રજ્વલિત તથા મહા ભયંકર બાણની પંક્તિ નિકળી; જેનાથી સારથિ, અશ્વ તથા રથ સહિત મારૂં શરીર વિંધાયું. પરશુરામના બાણે કરી મારો રથ સારથિ તથા અશ્વો વિંધાયા, ને રથનાં યુગ, ચાક તથા અક્ષ ભાગી પડ્યાં. ત્યાર પછી જ્યારે તે બાણ સમૂહ નિવૃત્ત થયો ત્યારે મેં મારા ગુરૂ પરશુરામની ઉપર અનેક બાણનો વર્ષાદ કર્યો, જેથી ભેદાવાને લીધે તેમના શરીરમાંથી દેહ ઉપર ન ઠરે એવું ઘણું રૂધિર વહેવા લાગ્યું. જેમ મારા બાણથી પરશુરામ સંતપ્ત થયા હતા, તેમ હું પણ તેમના બાણથી અત્યંત વિંધાયો હતો. પાછલા પ્રહર કેડે સૂર્ય અસ્તાચળ પર્વત પ્રત્યે ગયા ત્યારે તે દિવસે પણ યુદ્ધ નિવૃત્ત થયું.

**यथ रामो बाणजालाभितप्तस्तथैवाहं सुभृशं गाढविद्धः ।**
**ततो युद्धं व्यरमच्चापराह्ने भानावस्तं प्रतियाते महीध्रं ॥**

इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि गुर्जरभाषायामेकाशीत्यधिकशततमोऽध्यायः ॥ १८१ ॥

## અધ્યાય ૧૮૨ મો. રામ ભીષ્મનું યુદ્ધ. (ચાલુ)

भीष्म उवाच—ततः प्रभाते राजेंद्र सूर्ये विमलतांगते ।
भार्गवस्य मया सार्धं पुनर्युद्धमवर्तत ॥ १ ॥

ભીષ્મ કહે છે—હે રાજેંદ્ર દુર્યોધન! ત્યાર પછી બીજા દિવસના પ્રભાતને વિષે નિર્મળ સૂર્યનો ઉદય થયો ત્યારે ભાર્ગવ પરશુરામનું મારી સાથે યુદ્ધ થવા લાગ્યું. પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ પરશુરામે મેઘ મંડળ સરખા રથમાં બેસીને મારી ઉપર, જેમ મેઘ પર્વત ઉપર જળનો વર્ષાદ કરે, તેમ બાણ સમૂહનો વર્ષાદ કર્યો. તેમનાં બાણ મારામાં અત્યંત સ્નેહી મારા સારથિને વાગ્યાં, તેથી તે મનને ખેદ ઉપજાવતાં રથ ઉપરથી ઉતરી ભાગી ગયો અને તેને અત્યંત કષ્ટ પ્રાપ્ત થયું. થોડે દૂર જઇ પૃથ્વી ઉપર પડી મોહ યુક્ત થયો, અને તેણે એક મુહૂર્ત માત્રમાં પોતાના પ્રાણનો ત્યાગ કર્યો; તે જોઇને મારા મનમાં અત્યંત ભય પ્રાપ્ત થયો. હે રાજેંદ્ર! એ પ્રમાણે સારથિ નાશ પામ્યા પછી ગભરાતા યુક્ત મનવાળો હું, પરશુરામની ઉપર અનેક બાણ મૂકતો હતો; ત્યારે તે મૃત્યુ સરખું એક બાણ મારી ઉપર મૂકવા તૈયાર થયા. તે વેળા ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા પરશુરામે બળાત્કારથી પોતાના ધનુષને ખેંચીને, સારથિ નાશ પામવાને લીધે દુઃખ યુક્ત થયેલા તથા રથમાંથી ઉતરી પડેલા મને એક બાણ મૂકી અત્યંત પીડિત કર્યો. હે રાજન્! મનુષ્ય શરીરના રૂધિરનું પાન કરનાર તે બાણ મારા વક્ષઃસ્થળમાં વાગ્યું ને મારા સહિત પૃથ્વી ઉપર પડ્યું. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! હું મૃત્યુ પામ્યો એમ જાણીને પરશુરામ મેઘની પેઠે મોટી ગર્જના કરવા લાગ્યા તથા વારંવાર હર્ષ પામવા લાગ્યા. વળી હે રાજન્! જ્યારે હું પૃથ્વી ઉપર પડ્યો, ત્યારે હર્ષયુક્ત થયેલા રામ પોતાના અનુચરો સહિત મોટા પોકાર કરવા લાગ્યા અને મારી પાસે જે કુરૂકુળના પુરૂષો ઉભા હતા તે તથા યુદ્ધ જોવાને આવેલા સર્વ અત્યંત પીડા પામવા લાગ્યા. તે વેળા હે રાજાઓમાં સિંહરૂપ દુર્યોધન! મેં સૂર્ય તથા અગ્નિ સરખા તેજસ્વી અને બ્રાહ્મણનાં સ્વરૂપ ધારણ કરેલા આઠ વસુને જોયા; જેઓ મને રણભૂમિને વિષે પોતાના હાથમાં અદ્ધર રાખી ચારે તરફથી વિંટી ઉભા રહ્યા હતા. હે રાજન્! હું પડ્યો પણ તે બ્રાહ્મણોએ મારી રક્ષા કરી તેથી પૃથ્વી ઉપર પડ્યો નહીં; કેમકે તેઓએ બાંધવની પેઠે મને અદ્ધર ગ્રહણ કરી રાખ્યો હતો. પછી બ્રાહ્મણોના હસ્તને વિષે અદ્ધર રહેલા, તેઓ જેને જળનું સેચન કરતા હતા એવા તથા જેને શ્વાસ ચાલતો હતો એવા મને ગ્રહણ કરીને તેઓએ, તું કંઇ પણ ભય નહીં પામ, એમ કહી તારૂં કલ્યાણ થાઓ એમ કહ્યું. પછી તેમનાં વાક્ય સાંભળી અત્યંત તૃપ્ત થયેલો હું તત્કાળ ઉઠ્યો. મેં નદીઓમાં શ્રેષ્ઠ એવી મારી માતા ગંગાને મારા રથમાં બેઠેલી જોઇ; જેણે સંગ્રામને વિષે મારા અશ્વને ગ્રહણ કરી રાખ્યા હતા. પછી મારી માતામા તથા પિતૃઓમાં ચરણ વંદન કરીને હું પાછો રથમાં બેઠો ને મેં મારા રથ, અશ્વ તથા યુદ્ધમાં સાહિત્ય સહિત મારી રક્ષા કરતી એવી મારી માતાને હાથ જોડી પાછી વાળી મૂકી. હે ભારત!

તે દિવસ નિવૃત્ત થવા આવ્યો ત્યારે હું પોતેજ વાયુ સરખા વેગવાળા મારા અશ્વોને ચલાવતાં જમદગ્નિના પુત્ર પરશુરામ સાથે યુદ્ધ કરવા લાગ્યો. હે ભરતશ્રેષ્ઠ! મેં હૃદયને છેદ કરે એવું એક બાણ મહા બળવાન ભગવાન પરશુરામ ઉપર ફેંક્યું; જેથી પીડા પામવાને લીધે ધનુષનો ત્યાગ કરી તે ધુંટણભર પૃથ્વી ઉપર પડી ગયા ને મોહને વશ થયા. હે રાજન્! જ્યારે હજારો સુવર્ણનાં દાન આપનાર પરશુરામ પૃથ્વી ઉપર પડ્યા, ત્યારે મેઘ ઘણું રૂધિર વર્ષતા આકાશમાં ઘેરાઇ ગયા, મહા કઠિન વિજળીયો સહિત સેંકડો ઉલ્માડીયાં પડયાં, દેદિપ્યમાન સૂર્યને રાહુએ ઘેરી લીધો, તીક્ષ્ણ વાયુ વાવા લાગ્યો, પૃથ્વી ચલાયમાન થઇ, ગૃધ્ર, બલાક તથા ગર્જુ મોટા હર્ષયુક્ત થઇ ત્યાં આવી આવીને પડવા લાગ્યા. દક્ષિણ દિશાને વિષે ગોમાયુ વારંવાર મોટા શબ્દ કરવા લાગ્યાં અને મોટા શબ્દવાળાં દુંદુભિ વગર વગાડે શબ્દ કરવા લાગ્યાં. એ પ્રમાણે જ્યારે મહાત્મા રામ સંજ્ઞા વગરના થઇ પૃથ્વી ઉપર પડ્યા, ત્યારે ઘોરરૂપ ભયંકર શબ્દ થયો. ત્યાર પછી હે કૌરવ! તત્કાળ ઉઠીને વ્યાકુળ થયેલા, ક્રોધે કરી અત્યંત વૃદ્ધિ પામેલા તથા મહાબાહુ પરશુરામ, વળી મારી સામે યુદ્ધ કરવા સારૂ આવ્યા. મને પ્રહાર કરવા સારૂ અત્યંત દઢ ધનુષ તથા બાણ ગ્રહણ કરવા લાગ્યા. તે જોઇને કૃપાયુક્ત મહર્ષિયોએ વાર્યા. ક્રોધયુક્ત તેમણે મારી ઉપર મૂકવા સારૂ ગ્રહણ કરેલા કાળ તથા અગ્નિ સરખા બાણનો પાછો સંહાર કર્યો. તે વેળા મંત્રરૂપ કિરણના મંડળવાળા તથા રજના પુંજથી ઢંકાયલા સૂર્ય અસ્ત થયા, ને સુખરૂપ શીતળ વાયુવાળી રાત્રિ પ્રાપ્ત થઇ. અમે બેઉએ યુદ્ધ કરવું બંધ કર્યું. હે રાજન્! એ પ્રમાણે તે દિવસે યુદ્ધ કરવું બંધ કર્યું, પછી જ્યારે બીજે દિવસે સૂર્યોદય થયો, ત્યારે વળી યુદ્ધ થવા લાગ્યું, એ પ્રમાણે પ્રાતઃકાળથી તે સાયંકાળ પર્યંત ત્રેવીસ દિવસ સુધી યુદ્ધ થયું.

**एवं राजन्नवरारो बभूव ततः पुनर्विमले भूत्सुघोरं ।**
**कल्यं कल्यं विंशतिं वै दिनानि तथैव चान्यानि दिनानि त्रीणि ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि रामभीष्मयुद्धे गुर्जरभाषायां द्व्यशीत्यधिकशततमोऽध्यायः ॥ १८२ ॥**

## અધ્યાય ૧૮૩ મો. રામભીષ્મનું યુદ્ધ. (ચાલુ)

**भीष्म उवाच—ततोहं निशि राजेंद्र प्रणम्य शिरसा तदा ।**
**ब्राह्मणानां पितृणां च देवतानां च सर्वशः ॥ १ ॥**

ભીષ્મ કહે છે—હે રાજેંદ્ર દુર્યોધન! પછી જ્યારે ત્રેવીસમા દિવસની રાત્રિ પ્રાપ્ત થઇ, ત્યારે હું બ્રાહ્મણોને, પિતૃઓને, સર્વ દેવતાઓને, રાત્રિને વિષે ફરનાર ભૂત પ્રાણીને તથા રાજવંશિયોને મસ્તકે કરી પ્રણામ કરીને, એકાંત વિષે શય્યા ઉપર બેસી મને કરી વિચાર કરવા લાગ્યો કે, મારે જમદગ્નિના પુત્ર પરશુરામ સાથે આજ ઘણા દિવસ થયાં અત્યંત દારૂણ તથા મોટા દુઃખરૂપ યુદ્ધ થાય છે, તોપણ તેમાં હું મહા શૂરવીર તથા મહા બળવાન તે બ્રાહ્મણને જીતી શકતો નથી. જો હું પ્રતાપી રામને જીતવા સમર્થ હઉં, તો આજ રાત્રિને વિષે પ્રસન્ન એવા દેવતાએ મને દર્શન આપવાં. હે રાજેંદ્ર! એ

પ્રમાણે વિચાર કરીને બાણથી વિંધાયલો હું જમણા પડખાભર સૂતો, ને જ્યારે પ્રભાતકાળ થવા આવ્યો, ત્યારે પૂર્વે જે બ્રાહ્મણોએ રથમાંથી પડેલા મને ઉપાડી ગ્રહણ કરી તું ભય નહીં પામ એમ કહી સાંત્વના કરી હતી, તેઓએ સ્વપ્નમાં દર્શન આપી જે વાક્ય કહ્યાં, તે હું તને કહું તે સાંભળ. હે ગંગાના પુત્ર ભીષ્મ! તું ઉઠ, તને આ યુદ્ધમાં કંઇપણ ભય નથી; અમે તારી રક્ષા કરીશું; કેમકે તું અમારૂં શરીર છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! હે કૌરવ્ય ભીષ્મ! સંગ્રામને વિષે જમદગ્નિના પુત્ર પરશુરામ કદી તને જીતનાર નથી તું તેમને જીતીશ. હે ભારત! પૂર્વના પોતાના વસુ નામના દેહને વિષે તું, જે વિશ્વકર્માએ કરેલા તથા પ્રજાપતિના પ્રસ્વાપ નામના અસ્ત્રને જાણે છે અને જે તને પ્રિય હતું, તેને હાલ સંભાર, જેથી તે પોતાની મેળે પ્રાપ્ત થશે, ને તેને મૂકવા તથા પાછું વાળવાના પરિચયને પણ પોતાની મેળે જાણીશ; જેને પરશુરામ અથવા બીજો કોઇ પણ જાણતો નથી. ત્યાર પછી હે કૌરવ્ય! તું એ અસ્ત્રે કરી મહા પરાક્રમી સર્વને શિક્ષા કરીશ. હે માન્યને માન આપનાર! તે અસ્ત્રે કરી પરશુરામ નાશ પામશે નહીં, તેથી તને કંઇપણ દોષ પ્રાપ્ત થશે નહીં; કેમકે તે તારા બાણના બળથી પીડાયુક્ત થઇ કેવળ નિદ્રાવશ થઇ શયન કરશે. એ પ્રમાણે તું પરશુરામને જીતીને, પાછા તને પ્રિય એવાં સંબોધન નામનાં અસ્ત્રે કરી જાગ્રત કરજે. હે કૌરવ્ય! આ અમારા કહેવા પ્રમાણે આવતી કાલના પ્રભાત સમયે રથમાં બેસી તું કર; કેમકે નિદ્રાવશ થયેલાને તથા મૃત્યુ પામેલાને અમે સરખાજ માનીએ છીએ. હે પાર્થિવ! પરશુરામ કદી પણ મરણ પામનાર નથી માટે તેમને જીતવા સારૂ તેમની ઉપર પ્રસ્વાપ નામના અસ્ત્રની યોજના કર. હે દુર્યોધન! એ પ્રમાણે કહીને સમાન રૂપવાળા, તેજસ્વી તથા બ્રાહ્મણોમાં ઉત્તમ તે આઠે બ્રાહ્મણો અંતર્ધાન થયા.

**इत्युक्त्वांतर्हिता राजन्सर्व एव द्विजोत्तमाः ।**
**अष्टौ सदृशरूपास्ते सर्वेभासुरमूर्तयः ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि भीष्मप्रस्वापनात्मकोभेगुर्जरभाषायां त्र्यशीत्यधिकशततमोऽध्यायः ॥ १८३ ॥**



## અધ્યાય ૧૮૪ મો. ભીષ્મની વિજયની આશા.

**भीष्म उवाच—ततो रात्रौ व्यतीतायां प्रतिबुद्धोस्मि भारत ।**
**ततः संचिंत्य वै स्वप्नमवापं हर्षमुत्तमं ॥ १ ॥**

ભીષ્મ કહે છે—હે ભારત દુર્યોધન! જ્યારે રાત્રિ નિવૃત્ત થઇ, ત્યારે હું પ્રાતઃકાળમાં જાગ્યો ને તે સ્વપ્નને સ્મરણ કરી હર્ષ પામ્યો. હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા! મારૂં તથા પરશુરામનું સર્વ પ્રાણીનાં રૂંવાં ઉભાં કરે એવું અદ્‌ભુત તથા ભયંકર યુદ્ધ થવા લાગ્યું. ત્યારે હે ભારત! ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા પરશુરામે મારી ઉપર બાણનો વર્ષાદ વર્ષાવ્યો; જેને મેં બાણના સમુદાયે કરી નિવારણ કર્યો, ત્યાર પછી વળી મહા ક્રોધ પામેલા તપસ્વી પરશુરામે ગયા દિવસના ક્રોધને લીધે મારી ઉપર ઈંદ્રના વજ્ર સરખા સ્પર્શવાળી, યમરાજાના દંડ સરખી શોભાયમાન, અગ્નિ સરખી પ્રજ્વલિત તથા ચારે તરફથી ગ્રાસ

કરતી એવી એક શક્તિ મૂકી. હે કુરુકુળને પાળનાર ! હે ભારત ! હે કુરુકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન ! આકાશમાં નક્ષત્ર સરખી પ્રકાશમાન તે શક્તિ મારી હાંસડીને વિષે વાગી; જેથી જેમ પર્વતમાંથી ગેરૂ નામનો ધાતુ ખરે, તેમ મારા શરીરમાંથી રૂધિર સ્રવવા લાગ્યું. અત્યંત ક્રોધાયમાન થયેલા મેં જમદગ્નિના પુત્ર પરશુરામની ઉપર સર્પના વિષ સરખું તથા મૃત્યુ તુલ્ય એક બાણ મૂક્યું, જેણે કરી લલાટને વિષે વિંધાયલા શૂરવીર તે શૃંગવાળા પર્વતની પેઠે શોભવા લાગ્યા. ત્યારપછી મહા ક્રોધ પામેલા પરશુરામે મારી સામે બળથી પોતાના ધનુષની પ્રત્યંચા ખેંચી તેમાં કાળ તથા અંતકાળ સરખું, શત્રુનો નાશ કરનાર અને ભયંકર એક બાણ સાંધી ફેંક્યું જે શ્વાસોશ્વાસ લેતા સર્પની પેઠે ઉગ્ર મારા વક્ષઃસ્થળ વિષે વાગ્યું. રૂધિરે કરી ખરડાએલો હું પૃથ્વી ઉપર પડી ગયો, થોડીવાર પછી સંજ્ઞા પામીને, મેં બુદ્ધિમાન પરશુરામ ઉપર નિર્મળ એવી એક વજ્ર સરખી શક્તિ મૂકી, જે બ્રાહ્મણમાં મુખ્ય પરશુરામના વક્ષઃસ્થળને વિષે વાગી; તે વિહ્વળ થયા ને તેમનું શરીર કંપવા લાગ્યું. તેમના સરખા મહા તપસ્વી અકૃતવ્રણ બ્રાહ્મણે, તેમને મળી સુંદર વાક્યે કરી અનેક તરેહથી આશ્વાસના કરવા લાગ્યા. આશ્વાસના પામેલા તથા અત્યંત ક્રોધાયમાન થયેલા, મોટા વ્રતવાળા પરશુરામે, મારી ઉપર શ્રેષ્ઠ એવું એક બ્રહ્માસ્ત્ર મૂક્યું; તે વેળા મેં પણ તે અસ્ત્રનો નાશ કરવા સારૂ તેમની સામે ઉત્તમ એવું બ્રહ્માસ્ત્ર મૂક્યું; તે મેં મૂકેલું પ્રજ્વલિત થઇ પ્રલયના ચિન્હને દેખાડવા લાગ્યું. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! તે મારૂં તથા પરશુરામનું એ બે બ્રહ્માસ્ત્ર મને તથા તેમને પ્રાપ્ત થયા વગર પરસ્પર એકઠાં મળ્યાં, જેથી આકાશમાં મોટું તેજ ઉત્પન્ન થયું, તેથી સર્વ પ્રાણી પીડા પામવા લાગ્યાં, ઋષિ; ગંધર્વ તથા સર્વ દેવતાઓ પીડાયુક્ત થઇ અત્યંત સંતાપને પામ્યા. વળી તે વેળા પર્વત, પવન તથા સમુદ્ર સહિત પૃથ્વી ચલાયમાન થઇ અને સર્વ ભૂત પણ અત્યંત સંતપ્ત થઇ ઘણા ખેદને પામ્યાં, હે રાજન્ ! આકાશ જ્વલાયમાન થયું તથા સર્વ દિશાઓ ધુમ્ર સરખી ઝાંખી થઇ, તેથી આકાશમાં રહેનાર પ્રાણી ત્યાં રહેવા સમર્થ થયાં નહીં; દેવતા, અસુર તથા રાક્ષસ સહિત સર્વ લોક હાહાકાર કરવા લાગ્યા. એ વેળા હે ભારત ! મને પૂર્વે બ્રહ્મવાદિના કહેવાથી વિચિત્ર તે પ્રસ્વાપ નામનું અસ્ત્ર ઉતાવળથી તેમની ઉપર મૂકવાની ઇચ્છા થઇ. તે જ સમયે તેમને પ્રહાર કરવાની રીતિ પોતાની મેળેજ મારા મનમાં પ્રાપ્ત થઇ;

प्रस्वापमस्त्रं त्वरितो वचनाद्ब्रह्मवादिनां ।
विचित्रं च तदस्त्रं मे मनसि प्रत्यभात्तदा ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि परस्परब्रह्मास्त्रप्रयोगे गुर्जरभाषायां चतुरशीत्यधिकशततमोऽध्यायः ॥ १८४ ॥**

## અધ્યાય ૧૮૫ મો. રામ અને ભીષ્મનું યુદ્ધ ( ચાલુ ).

**भीष्म उवाच—ततो हलहला शब्दो दिविराजन्महानभूत् ।**
**प्रस्वापं भीष्ममास्राक्षीरिति कौरवनंदन ॥ १ ॥**

ભીષ્મ કહે છે—હે દુર્યોધન ! આકાશમાં દેવતાઓએ હે કૌરવનંદન ભીષ્મ ! પ્રસ્વાપ નામનું અસ્ત્ર ન મૂકશો એમ મોટો હળાહળ શબ્દ કર્યો. પરશુરામ ઉપર પ્રસ્વાપ અસ્ત્ર

મુકવા તૈયાર થયેલા મને નારદજીએ આવીને કહ્યું કે હે કૌરવ્ય ! આકાશમાં ઉભેલા દેવગણ તમને પ્રસ્વાપ નામના અસ્ત્ર મૂકવાથી નિવારણ કરે છે, માટે તમે તે ન મૂકશો. પરશુરામ તપસ્વી, બ્રહ્મણ્ય, બ્રાહ્મણ તથા તમારા ગુરૂ છે, માટે તમારે તેમનું કોઇ રીતે પણ અપમાન કરવું યોગ્ય નથી. હે રાજેંદ્ર દુર્યોધન ! એ પ્રમાણે નારદજી વગેરેનાં વચન સાંભળી મેં આકાશ તરફ જોયું, તો પૂર્વે જે આઠ બ્રાહ્મણોએ મને સ્વપ્નમાં દર્શન આપી ઉત્તેજન આપ્યું હતું તે બ્રહ્મવાદિયોને જોયા. તેઓએ હસીને આસ્તેથી મને કહ્યું કે હે ભરતશ્રેષ્ઠ ! જેવી રીતે તને નારદજી કહે છે, તેવી રીતે તું જરૂર કર: કેમકે એમ કરવાથી સર્વ લોકનું પરમ કલ્યાણ થશે. હે દુર્યોધન ! આઠ બ્રાહ્મણોનાં વચન સાંભળીને હું પ્રસ્વાપ અસ્ત્રનો સંહાર કરી, યુદ્ધમાં વિધિપૂર્વક બ્રહ્માસ્ત્ર મૂકવાને તૈયાર થયો, પણ હે રાજાઓમાં સિંહ-રૂપ ! મેં સંહાર કરેલા પ્રસ્વાપ નામના અસ્ત્રને જોઇને પ્રસન્ન થયેલા પરશુરામ મંદ બુદ્ધિ-વાળા મને આ ભીષ્મ જીત્યો એમ બોલ્યા. પછી તેમણે પોતાના પિતા, પિતામહ તથા પ્રપિતામહને જોયા. તેમના પિતૃઓ તેમની આસપાસ ઉભા રહી સાંત્વનાપૂર્વક કહેવા લાગ્યા કે હે તાત ! તું કોઇ દિવસ પણ આવી રીતે સાહસ કામ કરીશ નહીં; અને ક્ષત્રિય એવા ભીષ્મની સામે તો ઘણું કરી કોઇ દિવસ યુદ્ધ કરીશ માં. યુદ્ધ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે, ને વેદ ભણવા તથા વ્રતાચરણ કરવું એ બ્રહ્મણોનું પરમ ધન છે. અમે પૂર્વે તને શસ્ત્ર ધારણ નહિ કરવાનું કોઇ કારણને લીધે કહ્યું હતું તોપણ તેં કર્યું. હે મહાબાહો ! હે વત્સ ! આ સંગ્રામમાં ભીષ્મ સાથે તારો સમાગમ થયો એ બહુ સારૂં થયું, કેમકે તેમાં તારો વિમર્દ થયો માટે હવે સંગ્રામ છોડી દે. હે ભાર્ગવ ! હે અસહ્ય ! તેં આટલા દિવસ ધનુષ ધારણ કર્યું એ બહુ થયું માટે હવે એનો ત્યાગ કરી તપશ્ચર્યા કર. શંતનુના પુત્ર ભીષ્મને સર્વ દેવતાઓએ પ્રસન્ન કરી કહ્યું છે કે, તું તારા ગુરૂ પરશુરામની સાથે યુદ્ધ કરવાથી નિવૃત્ત થા; કેમકે તેમને જીતવા એ કંઇ ન્યાય નથી. હે ગંગાના પુત્ર ભીષ્મ ! તું સંગ્રામને વિષે બ્રાહ્મણ એવા પરશુરામને માન આપ. હે રામ ! એ પ્રમાણે સર્વ દેવતાઓએ ભીષ્મને વાર્યા તે પછી અમે પણ તારા વડિલ છીયે, માટે તને વારીએ છીયે. હે પુત્ર ! શાંતનુ તથા ગંગાનો પુત્ર મોટા યશવાળો આ ભીષ્મ આઠ વસુ દેવતાઓમાંનો એક વસુ છે, વાસ્તે તેની સાથે યુદ્ધ કરી તું જીવે છે તે ઘણું સારૂં છે; કેમકે એ તારાથી જીતાય એવો નથી વાસ્તે યુદ્ધ કરવાથી નિવૃત્ત થા. પાંડવમાં શ્રેષ્ઠ, ઇંદ્રના પુત્ર બળવાન, પરાક્રમી, નર, પ્રજા-પતિ, શૂરવીર, પૂર્વે સનાતન દેવરૂપ તથા સવ્યસાચિ નામે જગતમાં હાલ વિખ્યાત અર્જુન, સમય આવ્યે ભીષ્મના મરણના કારણરૂપ થશે એમ બ્રહ્માએ કહેલું છે.

ભીષ્મ કહે છે—હે દુર્યોધન ! એ પ્રમાણે પિતૃઓએ કહ્યું ત્યારે પરશુરામે તેમને કહ્યું કે, હું યુદ્ધથી નિવૃત્ત થાઉં નહીં, કેમકે એવું મારૂં વ્રત છે જેથી પૂર્વે કોઇ દિવસ પણ રણ-સંગ્રામથી શત્રુને જીત્યા વગર નિવૃત્ત થયો નથી માટે હે પિતામહો ! જોઇયે તો ગંગાનો પુત્ર ભીષ્મ સંગ્રામ કરવાથી નિવૃત્ત થાઓ. હું તો કદી પણ આ યુદ્ધથી વિરામ પામીશ નહીં. હે દુર્યોધન ! પરશુરામનાં વચન સાંભળી તેમના ઋચિકાદિ પિતૃઓ નારદજી સહિત મારી પાસે આવી મને કહેવા લાગ્યા કે, હે પુત્ર ભીષ્મ ! તું આ સંગ્રામથી નિવૃત્ત થા, ને બ્રાહ્મણ એવા પરશુરામને માન આપ. હે રાજન્ ! એ પ્રમાણે તેઓએ મને કહ્યું ત્યારે મેં તેમને ક્ષત્રિય ધર્મને લીધે આવી રીતે કહ્યું કે, મને પછવાડેથી બાણ વાગતાં જાય ને હું વિમુખ થઇ યુદ્ધમાંથી પાછો વળું એમ કદી પણ બનશે નહીં; કેમકે તેમ ન કરવું એ

મારૂં વ્રત છે. હું લોભ, કૃપણતા, ભય તથા ધનને લીધે પણ શાશ્વત ધર્મનો ત્યાગ કરીશ નહિ, એવી મારી મતિ છે. હે નૃપ! એવાં મારાં વચન સાંભળીને નારદાદિ મુનિયો તથા મારી માતા ગંગા, રણભૂમિના મધ્યમાં આવી ઉભાં, તોપણ દૃઢ નિશ્ચયવાળો એવો હું ધનુષ તથા બાણ ધારણ કરી યુદ્ધ કરવા સારૂ સ્થિર થઇ સંગ્રામભૂમિ વિષે ઉભો રહ્યો. તેઓએ, પરશુરામ પાસે જઇ તેમને કહ્યું કે હે ભાર્ગવ! હે બ્રાહ્મણમાં ઉત્તમ! હે રામ! બ્રાહ્મણનું હૃદય માખણ સરખું કોમળ હોય છે, માટે તમે શાંત થાઓ ને આ યુદ્ધ કરવાથી વિરામ પામો. હે ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા રામ! તારે ભીષ્મને મારવો એ યોગ્ય નથી ને તેણે તને મારવો એ પણ યોગ્ય નથી. હે દુર્યોધન! એ પ્રમાણે પરશુરામને કહીને તે સર્વ રણસંગ્રામની ભૂમિને રૂંધી ઉભા; ને તેઓએ અમને શસ્ત્ર મૂકાવ્યાં. ત્યાર પછી મેં દેદિપ્યમાન બ્રહ્મવાદી આઠ બ્રાહ્મણોને ઉદય પામેલા ગ્રહો સરખા જોયા. તેઓએ રણમાં ઉભેલા મને પ્રેમપૂર્વક વાક્ય કહ્યાં કે હે મહાબાહો! તું તારા ગુરૂ પરશુરામ પાસે જા, ને લોકનું કલ્યાણ કર. હે દુર્યોધન! તેમનાં વચન સાંભળી તથા પોતાના પિતૃઓનાં વચનથી યુદ્ધ કરવાથી નિવૃત્ત થયેલા પરશુરામને જોઇને, મેં લોકના કલ્યાણ સારૂ તે બ્રાહ્મણનાં વચન માથે ચઢાવ્યાં. પછી ઘણા ક્ષત થયા હતા જેને એવા મેં પરશુરામ પાસે જઇ તેમને પ્રણામ કર્યા. મહા તપસ્વી પરશુરામે પ્રેમથી હસી મને કહ્યું કે, હે ભીષ્મ! તારા સરખો પૃથ્વીને વિષે વિચરનાર કોઇપણ ક્ષત્રેય નથી, માટે તું જા, કેમકે આ યુદ્ધમાં તારી ઉપર હું અત્યંત પ્રસન્ન થયો છું. હે દુર્યોધન! એ પ્રમાણે મને કહીને પરશુરામ, મારી સમક્ષ અંબા કન્યાને બોલાવીને મહાત્મા પુરૂષોના મધ્યમાં દીનવાણીથી આ પ્રમાણે કહેવા લગ્યા.

**मम चैव समक्षं तां कन्यामाहूय भार्गवः ।**
**वक्तवान दीनया वाचा मध्ये तेषां महात्मनां ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि युद्धनिवृत्तिर्नाम गुर्जरभाषायां पंचशीत्यधिकशततमोऽध्यायः ॥ १८५ ॥**



## અધ્યાય ૧૮૬ મો. અંબાનું વેર માટે તપ.

**राम उवाच—प्रत्यक्षमेतल्लोकानां सर्वेषामेव भाविनि ।**
**यथाशक्त्या मया युद्धं कृतं वै पौरुषं परं ॥ १ ॥**

પરશુરામ કહે છે—હે ભાવિનિ! મેં સર્વ લોકના જોતાં મારી શક્તિ પ્રમાણે યુદ્ધ કર્યું તથા પરમ પરાક્રમ પણ કર્યું તોપણ હું ઉત્તમ અસ્ત્ર મૂકતા એવા શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ ભીષ્મને જીતવા સમર્થ થયો નહીં. હે કલ્યાણિ! મારામાં એટલીજ શક્તિ તથા એટલુંજ બળ છે; માટે હવે તારી ઇચ્છા હોય ત્યાં જા, અથવા આ વાત વિના બીજું તારૂં જે કામ હોય તે કહે. તું ભીષ્મને શરણે જા, તે વિના બીજો કોઇ ઉપાય નથી; કેમકે મોટાં અસ્ત્ર મૂકતાં તેણે મને યુદ્ધમાં જીત્યો છે. હે દુર્યોધન! એ પ્રમાણે કહીને પરશુરામ મોટા નિઃશ્વાસ મૂકી ચૂપ થઇ બેસી રહ્યા; ત્યારે અંબા કન્યાએ ભૃગુનંદનને કહ્યું કે હે ભગવન્! જેવી રીતે તમે કહો છો, તેવીજ રીતે યુદ્ધમાં દેવતાઓએ પણ અજેય ઉદારબુદ્ધિવાળા ભીષ્મ છે, ને તમે તમારામાં જેવી શક્તિ તથા જેવો ઉત્સાહ હતો, તે વાપરી મારૂં કામ કર-

વામાં યત્ન કર્યો. યુદ્ધમાં ભીષ્મના પરાક્રમને તથા વિવિધ અસ્ત્રને છેવટ પર્યંત પણ નિવારણ કરી શકાય તેમ નથી. હે પરશુરામ! હું હવે ફરીથી ભીષ્મની પાસે જઇશ નહીં. જ્યાં ગયેથી સંગ્રામમાં હું પોતે ભીષ્મને પાડી શકું એવો ઉપાય મળશે ત્યાં જઇશ. એ પ્રમાણે પરશુરામને કહીને ક્રોધથી વ્યાકુળ નેત્રવાળી તથા તપ કરવામાં નિશ્ચયવાળી અંબા મારા વધના ઉપાય ચિંતન કરતી ત્યાંથી ચાલી નિકળી. હે ભારત! ભૃગુકુળમાં શ્રેષ્ઠ પરશુરામ મારી રજા લઇને, પોતાના સંઘાતના સર્વ મુનિયો સહિત જેવી રીતે આવ્યા હતા તેવી રીતે પાછા મહેંદ્ર પર્વત તરફ ગયા. બ્રાહ્મણોએ સ્તુતિ કરેલા મેં રથમાં બેસી હસ્તિનાપુરમાં જઇને, મારી માતા સત્યવતીને બનેલું તે સર્વ વૃત્તાંત અથેતિ કહી સંભળાવ્યું; ત્યારે તેણે મને શાબાશી આપી. ત્યાર પછી મેં મારૂં પ્રિય તથા હિત ઇચ્છનાર બુદ્ધિમાન મનુષ્યોને, તે કન્યાનું વૃત્તાંત જાણવા સારૂ પૃથ્વીને વિષે સર્વત્ર મોકલ્યા; જેઓ તેની ગતિ, તેનું ભાષણ તથા ચેષ્ટા દિવસે દિવસ આવી મને કહેતા હતા. જ્યારે તે કન્યા વનમાં જઇ તપ કરવા લાગી એવું મેં સાંભળ્યું; ત્યારે ખેદયુક્ત હું ચિત્ત વગરના નર સરખો દીન થયો. હે પુત્ર દુર્યોધન! તપે કરી તીક્ષ્ણ વ્રતવાળા બ્રહ્મવેત્તા વિના કોઇ ક્ષત્રિયે પરાક્રમે કરી મને યુદ્ધમાં જીત્યો નથી એવો હું છું, તોપણ મેં તે કન્યા તપ કરવા લાગી, એ તેનું વૃત્તાંત નારદજીને તથા વ્યાસજીને કહી સંભળાવ્યું. તે બેઉએ મને કહ્યું કે હે ભીષ્મ! તારે કાશીરાજાની કન્યા અંબા સંબંધી કંઇ પણ ખેદ કરવો નહીં; કેમકે દૈવને કોઇ પણ પુરૂષ પરાક્રમે કરી ટાળવા સમર્થ નથી. હે મહારાજ દુર્યોધન! હવે તે અંબા યમુનાના તીર ઉપરના આશ્રમ મંડળમાં જઇને મનુષ્યોથી ન બની શકે એવું તપ કરવા લાગી, તે આવી રીતે કે આહાર નહિ કરવાને લીધે શરીરે દુર્બળ તથા રૂક્ષ થયેલી, કેશની જટા કરેલી, શરીર ઉપર જેને મેલ ઘણો લાગ્યો હતો એવી તથા તપરૂપ ધનવાળી તે કન્યાએ છ માસ સુધી વાયુનું ભક્ષણ કરી તપ કર્યું, ને છ માસ પર્યંત યમુનાના જળનો આશ્રય કરીને વૃક્ષના થુંબડાની પેઠે નિશ્ચલ ઉભાં રહી તપ કર્યું અને બીજું એક વર્ષ આહાર માત્રનો ત્યાગ કરી પાણીમાં નિવાસ કરીને તપ કર્યું. ત્યાર પછી વળી તીવ્ર કોપવાળી તે કન્યાએ માત્ર એક સુકા પાંદડાનો આહાર કરી પગના અગુંઠા ઉપર ઉભાં રહીને, એક વર્ષ પર્યંત તપ કર્યું. એ પ્રમાણે બાર વર્ષ પર્યંત તપ કરીને તેણે તેના પ્રભાવથી દ્યાવાપૃથ્વીને તપાયમાન કરી. તેના સંબંધિયો તેની પાસે આવી તેને તપથી નિવૃત્ત કરવા લાગ્યા; પણ તેઓ તેમ કરવા સમર્થ થયા નહીં, પછી તે સિદ્ધ તથા ચારણોએ સેવેલી અને પુણ્યશીલ તપસ્વિયોના આશ્રમ રૂપ વત્સ ભૂમિ પ્રત્યે ગઇ, ને ત્યાંના પવિત્ર તીર્થમાં દિવસ તથા રાત્રિની વેળાએ સ્નાન કરી પોતાની ઇચ્છા પ્રમાણે ફરવા લાગી. ત્યાર પછી હે મહારાજ ! તે કન્યા દુષ્કર વ્રતનો આશ્રય કરી નંદ, ઉલૂક તથા ચ્યવનના આશ્રમ, બ્રહ્માના સ્થાન, પ્રયાગ, દેવયજન, દેવારણ્ય, ભોગવતી, કૌશિક, માંડવ્ય, તથા દિલીપના આશ્રમ, રામહ્રદ અને પૌલ તથા ગર્ગના આશ્રમનાં તીર્થ વિષે જઇ સ્નાન કરવા લાગી. હે કૌરવ્ય! જળમાં રહેલી મારી માતા ગંગાએ તે કન્યાને કહ્યું કે હે કલ્યાણિ! તું શા માટે આવા કલેશને સહન કરે છે? તે મને સત્ય કહે. શુદ્ધ એવી તે કન્યાએ હાથ જોડીને ગંગાને કહ્યું કે હે સુંદર નેત્રવાળી! ભીષ્મે સંગ્રામમાં પરશુરામને જીત્યા છે, માટે ઉગામેલા બાણવાળા તેને જીતવા બીજો કોઇ રાજા ઉત્સાહ કરે તેમ નથી માટે હે દેવિ! હું તેનો વિનાશ કરવા સારૂ, અત્યંત દારૂણ તપ કરીશ, ને તેને માટે આ પૃથ્વીને વિષે વિચરૂં છું; મારા વ્રતનું ફળ એજ મને પ્રાપ્ત થાઓ. હે દુર્યો-

ધન! એવાં તે કન્યાનાં વચન સાંભળી મારી માતા ગંગાએ તેને કહ્યું કે હે અબળા! હે સુંદર દેહવાળી! તું કપટથી વ્રતાચરણ કરે છે, માટે તારી ધારેલી કામના પૂર્ણ થશે નહીં. હે કાશીરાજાની કન્યા! જો તું ભીષ્મનો નાશ કરવા સારૂ વ્રતાચરણ કરે છે, પણ જો તે કરતાં કરતાંજ તારૂં શરીર પડી જશે, તો વર્ષાઋતુમાં વહેનારી, દુષ્ટ તીર્થરૂપ ભયંકર ઝુંડવાળી, તથા સર્વ ભૂત પ્રાણીને ભય ઉપજાવનારી એકાદ નદી થઇશ. હે રાજન્! એ પ્રમાણે કાશીરાજ કન્યાને કહીને મોટી ભાગ્યશાળી મારી માતા ગંગા નિવૃત્ત થઇ ત્યાર પછી શ્રેષ્ઠ સ્વરૂપવાળી તે કન્યા અંબા પૂર્વે કોઇ વેળા આઠમે અથવા દશમે માસે જળપાન કરતી હતી, તે પણ છોડી દઇ તીર્થના લોભથી ફરતી ફરતી પાછી વત્સભૂમિ પ્રત્યે આવી. ત્યાર પછી તે કન્યા ઘણા ઝુંડવાળી, દુષ્ટ તીર્થરૂપ તથા વાંકી વહેનારી અંબા નામની નદી થઇ તે આવી રીતે કે, વત્સદેશમાં તેના અર્ધ દેહની નદી થઇ અને તપના પ્રભાવથી બાકીનો અર્ધો દેહ કન્યારૂપ રહ્યો.

**सा कन्या तपसा तेन देहार्धेन व्यजायत ।**
**नदी च राजन् वत्सेषु कन्या चैवाभवत्तदा ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि अंबातपस्यायां गुर्जरभाषायां षडशीत्यधिकशततमोऽध्यायः ॥ १८६ ॥**

## અધ્યાય ૧૮૭ મો. અંબાનું બળી મરવું.

**भीष्म उवाच—ततस्ते तापसाः सर्वे तपसे धृतनिश्चयां ।**
**दृष्ट्वान्यवर्तयस्तात किं कार्यमिति चाब्रुवन् ॥ १ ॥**

ભીષ્મ કહે છે—હે તાત દુર્યોધન! ત્યારપછી સર્વ તપસ્વી પુરૂષો, તપ કરવાનો નિશ્ચય કર્યો હતો જેણે એવી તે કન્યાને જોઇને, તેથી તેને નિવૃત્ત કરતાં કહેવા લાગ્યા કે, તારે તપે કરીને શું કરવાનું છે? તેમનાં વચન સાંભળીને અંબાએ તપોવૃદ્ધ તેઓને કહ્યું કે હે તપોધન! મને ભીષ્મે તિરસ્કાર કરી પતિધર્મથી ભ્રષ્ટ કરી છે માટે મેં તેનો નાશ કરવા સારૂ આ તપ કરવાની દીક્ષા લીધી છે, પરલોકની પ્રાપ્તિ સારૂ લીધી નથી. જ્યારે હું ભીષ્મને મારૂં, ત્યારેજ મારા મનમાં શાંત થય એવો મારો દઢ નિશ્ચય છે; જેને લીધે નિરંતર દુઃખરૂપ અવસ્થાને પામી છું, પતિલોકથી ભ્રષ્ટ થઇ છું અને સ્ત્રીપણા અથવા પુરૂષપણાને વાસ્તે હે તપોધન બ્રાહ્મણો! હું ગંગાપુત્ર ભીષ્મને યુદ્ધમાં માર્યા વગર નિવૃત્તિ નહીં પામું એ મારા મનનો સંકલ્પ છે, જે મેં તમને કહી સંભળાવ્યો. હે ઋષિઓ! સ્ત્રી ભાવને વિષે ઇચ્છા વગરની તથા પુરૂષ ભાવને વિષે ઇચ્છાવાળી હું પુરૂષ થઇને, ભીષ્મ પાસેથી મારા વૈરનો બદલો લઇશ; માટે તમારે મને તે કામથી અટકાવવી નહીં. હે દુર્યોધન! એ પ્રમાણે તે કન્યા બ્રાહ્મણોને કહેતી હતી, તે વેળા જેના હાથમાં મોટું ત્રિશૂળ હતું એવા પાર્વતીના પતિ મહાદેવે ઋષિયોની મધ્યમાં આવી તપસ્વિની તે કન્યાને દર્શન આપીને 'તું મારાથી વરદાન માગ' એમ કહ્યું. તેણે મને મારવાનું વરદાન માગ્યું; જેથી તેણે મનસ્વિની તું તેનો નાશ કરીશ એવું વરદાન આપ્યું. વળી તે કન્યાએ રૂદ્રને કહ્યું કે હે દેવ! હું સ્ત્રીરૂપ છું તેનો યુદ્ધમાં જય કેમ થશે? હે પાર્વતીપતિ! હું સ્ત્રીરૂપ છું જેથી

મારૂં મન શાર્ય ધર્મથી રહિત છે, ને તમે "તું ભીષ્મનો નાશ કરીશ; એવો મને વર આપ્યો તે શું ? હે વૃષધ્વજ! જેવી રીતે તમારૂં વાક્ય સત્ય થાય ને હું યુદ્ધમાં ભીષ્મનો નાશ કરૂં, તેવી રીતે તમે કરો. હે રાજન્! એવાં તે કન્યાનાં વચન સાંભળીને મહાદેવજીએ કહ્યું કે હે કલ્યાણિ! મારી વાણી ખોટું ભાષણ કરતી નથી, માટે મારૂં બોલવું સત્યજ થશે. તું બીજા જન્મમાં પુરૂષપણાને પામીને યુદ્ધમાં ભીષ્મનો નાશ કરીશ, આ વૃત્તાંત તને સાંભરશે. હે કલ્યાણિ! તું દ્રુપદ રાજાના કુળને વિષે કન્યારૂપે અવતરીશ, ને કેટલોક કાળ જશે ત્યારે શીઘ્ર અસ્ત્ર મૂકનાર, વિચિત્ર રીતે યુદ્ધ કરનાર તથા માન્ય એવો મહારથિ પુરૂષ થઇશ ને મારા કહેવા પ્રમાણે સર્વ થશે. હે ભારત! એ પ્રમાણે કહીને કપર્દિ વૃષભધ્વજ મહાદેવજી તે સર્વ બ્રાહ્મણો જોતાં અંતર્ધાન થયા. પછી શ્રેષ્ઠ સ્વરૂપવાળી અનંદિતા તે કન્યાએ, સર્વ ઋષિયો જોતાં વનમાંથી કાષ્ટ એકઠાં કરી, તેની ચિતા ખડકી, તેમાં અગ્નિ મૂક્યો. હે રાજન્! જ્યારે તે પ્રજ્વલિત થયો, ત્યારે ક્રોધયુક્ત ચિત્તને લીધે, હું ભીષ્મને મારવા સારૂં અગ્નિમાં પ્રવેશ કરૂં છું, એમ કહીને, કાશીરાજાની જ્યેષ્ઠ કન્યાએ યમુના નદીની સમીપ તેમાં પ્રવેશ કર્યો.

**उक्त्वा भीष्मवधायेति प्रविवेश हुताशनं ।**
**ज्येष्ठा काशिसुता राजन् यमुनामभितो नदीं ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि अंबाहुताशनप्रवेशे गुर्जरभाषायां सप्ताशीत्यधिकशततमोऽध्यायः ॥ १८७ ॥**

---

## અધ્યાય ૧૮૮ મો. શિખંડિની ઉત્પત્તિ.

**दुर्योधन उवाच—कथं शिखंडी गांगेय कन्याभूत्वा पुरा तदा ।**
**पुरुषो भूद्युधि श्रेष्ठ तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

દુર્યોધન પૂછે છે—હે ગંગાપુત્ર! હે યુદ્ધને વિષે શ્રેષ્ઠ! હે પિતામહ! શિખંડિ પ્રથમ કન્યા હતો, ને તે પાછો પુરૂષ કેમ થયો ? તે મને કહો. ભીષ્મ કહે છે—હે પૃથ્વીપતિ રાજેન્દ્ર દુર્યોધન! પૃથ્વીપતિ દ્રુપદરાજાની અતિ પ્રિય અને પુત્ર વગરની એક સ્ત્રી હતી. તે વેળા હે મહારાજ! પૃથ્વીપતિ દ્રુપદે મારા વધનો મનમાં નિશ્ચય કરી, પોતાને પુત્રની પ્રાપ્તિ થાય તે સારૂ મહાદેવજીને પ્રસન્ન કરતાં ઘોર તપ કરવા માંડયું. કન્યા વગર મને પુત્ર થાય એમ કહેતાં કહ્યું કે હે ભગવન્! હું ભીષ્મને મારવાની ઇચ્છાથી મને પુત્ર થાય એમ ઇચ્છું છું. હે દુર્યોધન! એ પ્રમાણે દ્રુપદે કહ્યું, ત્યારે મહાદેવજીએ તેને કહ્યું કે—હે રાજન્! તને "સ્ત્રી પુરૂષ સંતાન થશે," પ્રથમ કન્યા અને કેટલેક કાળે તે પાછો પુત્ર થશે; માટે હવેથી તું તપ કરવાથી નિવૃત્ત થા, જે ભાવિ છે તે અન્યથા થશે નહીં. હે ભારત! મહાદેવજીનાં વચન સાંભળીને દ્રુપદ રાજા, પાછો પોતાના શહેર પ્રત્યે ગયો અને પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે મેં પુત્રની પ્રાપ્તિ થાય તે સારૂ મોટો યત્ન કર્યો છે ને તપે કરી મહાદેવજીને પ્રસન્ન કર્યા છે. ત્યાં તેમણે મને પ્રથમ કન્યા થઇ પછી તે પુત્ર થશે એમ કહ્યું. તે વેળા હે સ્ત્રિ! મેં એમ ન થાઓ એમ વારંવાર પ્રાર્થના કરી તોપણ અદૃષ્ટ એમ કહ્યું માટે તેમ થશે, કારણ ભાવિ છે તે અન્યથા થતું નથી. હે દુર્યોધન! પછી મનસ્વી એવી દ્રુપદ

રાજાની સ્ત્રિએ, ઋતુકાળ વેળાએ આહારાદિ વિષે સાવધાન રહી પોતાના પતિ સાથે એકાંતમાં પ્રવેશ કર્યો. હે મહિપાળ! તે સ્ત્રિએ પોતાના પતિથી શાસ્ત્રમાં કહેવા પ્રમાણે ગર્ભધાન સંસ્કારપૂર્વક ગર્ભ ધારણ કર્યો. નારદજીએ મને તે સર્વ વૃત્તાંત કહેલું હતું. હે કુરૂનંદન! મહાબાહુ દ્રુપદ રાજા, પુત્ર પ્રાપ્ત થવાની આશાથી પ્રિય સ્ત્રીની ઇચ્છા પ્રમાણે ખાનપાનાદિ તેને આપવા લાગ્યો; તેથી તે પોતાના ઇચ્છિતને પામતી. હે નરાધિપ! પુત્ર વગરના દ્રુપદ રાજાની તે સ્ત્રી પ્રસૂત થતી વખતે શ્રેષ્ઠ સ્વરૂપવાળી કન્યાને પ્રસૂત થઇ ને સર્વને કહેવા લાગી કે, મને પુત્ર ઉત્પન્ન થયો છે. એવાં પોતાની સ્ત્રીનાં વચન સાંભળીને દ્રુપદ રાજાએ, છાની રાખેલી તે કન્યાને પુત્રની પેઠે સર્વ કાર્ય કરાવ્યાં. પછી દ્રુપદ રાજાની સ્ત્રિએ પોતાને પુત્રી ઉત્પન્ન થઇ છે તેની કોઇને ખબર ન પડે, માટે આ મારો પુત્ર છે એમ કહીને, યત્નથી તે ગુપ્ત વાર્તાની કોઇને કશી ખબર પડવા દીધી નહીં; તેથી એ વાર્તા દ્રુપદ વગર તે શહેરમાં બીજું કોઇપણ જાણતું ન હતું. દ્રુપદે પણ ઘણા તેજવાળા મહાદેવજીનાં વચન ઉપર વિશ્વાસ રાખીને, આ પુત્ર છે એમ કહી તે વાત છુપી રાખી; તેને જાતકર્માદિ સર્વ સંસ્કાર પુરૂષના કરાવી, શિખંડિ એવું તેનું નામ પાડ્યું. હે દુર્યોધન! મહાદેવજીનાં વરદાનરૂપ વાક્યથી તથા અંબાના તપથી દ્રુપદને ત્યાં કન્યા ઉત્પન્ન થઇ, એ વાર્તા નારદજીના કહેવાથી તથા મારા નોકરોના કહેવાથી હું જાણી ગયો.

**अहमेकस्तु चारेण वचनान्नारदस्य च ।**
**ज्ञातवान्देववाक्येन अंबायास्तपसा तथा ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि शिखंड्युत्पत्तौ गुर्जरभाषायामष्टाशीत्याधिकशततमोऽध्यायः ॥ १८८ ॥**

---

## અધ્યાય ૧૮૯ મો. શિખંડિનો વિવાહ.

**भीष्म उवाच—चकार यत्नं द्रुपदः सुतायाः सर्वकर्मसु ।**
**ततो लेख्यादिषु तथा शिल्पेषु च परंतप ॥ १ ॥**

ભીષ્મ કહે છે—હે શત્રુને તપાવનાર દુર્યોધન! દ્રુપદરાજા પોતાની પુત્રીને સર્વ કાર્યને વિષે તથા ચિત્ર કાઢતાં શીખવવા વિષે તે રહસ્યની કોઇને ખબર ન પડે માટે તેનો ઘણો યત્ન કરતો હતો. પછી હે મહારાજ! શિખંડિ કન્યા રૂપ પુત્ર, બાણ તથા અસ્ત્ર વિદ્યા શિખવા સારૂ દ્રોણાચાર્યનો શિષ્ય થયો. હે મહારાજ! સુંદર એવી તે દ્રુપદ રાજાની સ્ત્રિએ, તે પોતાની કન્યાને પુત્રની પેઠે તેની સ્ત્રી કરવાનું પોતાના પતિને કહ્યું ત્યારે દ્રુપદ પ્રાપ્ત થયેલા યૌવનવાળી તે કન્યાને જોઇને, 'આ સ્ત્રી છે' એમ જાણી પોતાની સ્ત્રી સહિત ચિંતાયુક્ત થયો ને સ્ત્રીને કહેવા લાગ્યો કે હે સ્ત્રિ! મને શોક વધારનારી આ કન્યા યુવાવસ્થાને પામી મહાદેવજીના કહેવાથી મેં એને ગુપ્ત રાખી છે. હે દુર્યોધન! દ્રુપદનાં વચન સાંભળી સ્ત્રિએ કહ્યું કે હે મહારાજ! મહાદેવજીએ જે કહ્યું છે, તે કદી મિથ્યા થશે નહીં કેમકે ત્રણ લોકના કર્ત્તાને વૃથા બોલવું એ યોગ્ય નથી. હે પૃષતાત્મજ રાજા! તમને વચન રૂચે, તો હું તમને કહું તે તમે સાંભળો. પછી પોતાના વિચાર પ્રમાણે કરો. હે રાજન્! આ શિખંડિને યત્નથી વિધિપૂર્વક સ્ત્રી પરણાવો કેમકે મહાદેવજીએ કહેલું વચન સત્યજ થશે

એમ મને નિશ્ચયજ છે. હે દુર્યોધન! સ્ત્રીનાં વચન સાંભળી દ્રુપદ રાજાએ, પોતાની સ્ત્રી સહિત તે કામ કરવાનો નિશ્ચય કર્યો; ને દશાર્ણ દેશના હિરણ્યવર્મા રાજાની કન્યાની માગણી કરવી એમ ધાર્યું. ત્યાર પછી રાજાઓમાં સિંહરૂપ દ્રુપદ રાજાએ સર્વ રાજાઓનાં કુળ તથા ગોત્રાદિ સાંભળી દશાર્ણ દેશના હિરણ્યવર્મા રાજાની કન્યાની કન્યારૂપ પુત્ર શિખંડિ સારૂ માગણી કરી. દશાર્ણ દેશમાં મોટા, અત્યંત દુર્જય, દુર્ધર્ષ, મોટી સેનાવાળા તથા મોટા મનવાળા હિરણ્યવર્મા રાજાએ પોતાની કન્યા શિખંડિને વાક્દાનરૂપે આપી. પછી હે રાજાઓમાં શ્રેષ્ઠ! જ્યારે તેમનો વિવાહ કર્યો, ત્યારે તે કન્યા યુવાવસ્થાને પામી અને તે કન્યારૂપ શિખંડિની પણ તેને પામી. પછી વિવાહ કર્યો હતો જેનો એવો કન્યારૂપ દ્રુપદ પુત્ર શિખંડિ, પાછો કાંપિલ્ય નામના શહેર પ્રત્યે આવ્યો. કેટલેક કાળે હિરણ્યવર્મા રાજાની તે કન્યાએ, શિખંડિને સ્ત્રી છે એમ જાણી પોતાના ગૃહથી આવેલી દાસિયો તથા પોતાની સખિયો પાસે લજ્જાથી તે વાત કરી. હે રાજન્! તે કન્યાની દાસીઓએ તે વાર્તા સાંભળી અત્યંત પીડાયુક્ત થઇ હિરણ્યવર્મા રાજાને તે વાતની ખબર આપવા સારૂ દૂતો મોકલ્યા. તેઓએ રાજા પાસે જઇને, દ્રુપદે જે કપટ કર્યું છે, તે તથા ત્યાંનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું જેથી દ્રુપદ ઉપર તે અત્યંત ક્રોધયુક્ત થયો. હે મહારાજ! શિખંડિ તો પોતાને સ્ત્રીપણું છે તેને નહીં પસંદ કરતો હર્ષયુક્ત થઇને પુરૂષની પેઠે રાજકુળમાં વિચર્યા કરતો હતો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ રાજા દુર્યોધન! હિરણ્યવર્મા રાજા વિવાહ થયા પછી કેટલેક દિવસે તે વાર્તા સાંભળીને, ક્રોધયુક્ત તથા ખેદયુક્ત થયો. પછી અત્યંત ક્રોધયુક્ત થયેલા દશાર્ણ દેશના હિરણ્યવર્મા રાજાએ, દ્રુપદ રાજાના ગૃહ પ્રત્યે એક દૂત મોકલ્યો. હિરણ્યવર્મા રાજાનો તે દૂત દ્રુપદ રાજા પાસે આવીને, તેને એકાંતમાં લઇ જઇ કહેવા લાગો કે હે રાજન્! તમે કપટ કરી છેતરવારૂપે પરાભવ કરવાને લીધે ક્રોધ પામેલા દશાર્ણ દેશના હિરણ્યવર્મા રાજાએ તમને આવી રીતે કહ્યું છે કે, હે રાજન્! તેં પોતાની શિખંડિની નામની કન્યા સારૂ મારી પાસે મારી કન્યાની માગણી કરી મારૂં અપમાન કર્યું છે તે દુષ્ટ મનસુબાથી કર્યું છે માટે હે દુષ્ટ મતિવાળા દ્રુપદ! મને છળ કરવાના ફળને તું આજ પામ. આ હું જન તથા પ્રધાન સહિત તારો સમૂળ નાશ કરીશ, તું સ્થિર થા.

**तस्याद्यविप्रलंभस्य फलं प्राप्नुहि दुर्मते ॥**
**एषत्वां सजनामात्यमुद्धरामि स्थिरोभव ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि हिरण्यवर्मदूतागमने गुर्जरभाषायामूननवत्यधिकशततमोऽध्यायः ॥ १८९ ॥**



## અધ્યાય ૧૯૦ મો. દ્રુપદ સામે હિરણ્યવર્મા.

**भीष्म उवाच—एवमुक्तस्य दूतेन द्रुपदस्य तदा नृप ।**
**चोरस्येव गृहीतस्य न प्रावर्तत भारती ॥ १ ॥**

ભીષ્મ કહે છે—હે નૃપ દુર્યોધન! એ પ્રમાણે હિરણ્યવર્મા રાજાના દૂતે કહ્યું ત્યારે દ્રુપદરાજા પકડેલા ચોરની પેઠે કંઇ પણ બોલી શક્યો નહીં. પછી તેણે મધુર બોલનાર દૂતોને રાજા પાસે મોકલી, તમારા કહેવરાવ્યા પ્રમાણે નથી, એમ તેને કહેવરાવીને, સંબંધી-

પણાને માન આપવાનો યત્ન કર્યો, તોપણ તે રાજા, દ્રુપદની શિખંડિની નામની કન્યા છે એમ જાણીને, તેની સામે યુદ્ધ કરવા સારૂ ઉતાવળ કરી પોતાના શહેરમાંથી નિકળવા તૈયાર થયો. તેણે દાઈયોનાં વચનથી પોતાની કન્યાનું સંકટ જોઇને, ઘણા પરાક્રમવાળા પોતાના મિત્રો હતા તેમને તે વાર્તા કહી મોકલી; જેથી તેઓ સર્વ રાજાને આવી મળ્યા. હે ભારત! એ પ્રમાણે સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ હિરણ્યવર્મા રાજાએ, પોતાની સેનાના સમુદાયને એકઠો કરીને, દ્રુપદ સાથે યુદ્ધ કરવા જવાનો વિચાર કર્યો. ત્યારે હે રાજેંદ્ર દુર્યોધન! રાજાએ પોતાના મંત્રિ તથા આવેલા રાજાઓ સાથે દ્રુપદ સામે ચઢાઇ કરવા વિષે મનસુબો કરવા માંડ્યો. તે વેળા મહાત્મા રાજાઓએ નિશ્ચય કરી હિરણ્યવર્મા રાજાને કહ્યું કે. હે રાજન્! જો દ્રુપદની શિખંડિની નામની કન્યા છે એમ સત્ય હોય તો આપણે પંચાળ દેશમાં કોઇ બીજાને રાજા કરી, તે રાજાને બાંધી અહીં લઇ આવી શિખંડિ સહિત મરાવી નાખીએ. હે દુર્યોધન! રાજાઓનાં વચન સાંભળી દ્રુપદનું તે કપટ છે એમ જાણીને હિરણ્યવર્મા રાજાએ તેની પાસે વળી દૂત મોકલી કહેવરાવ્યું કે, હું તારો નાશ કરીશ માટે સાવધાન થઇ સ્થિર થા!

ભીષ્મ કહે છે—હે દુર્યોધન! હિરણ્યવર્મા રાજાનાં દૂતથી વચન સાંભળીને પ્રકૃતિયે કરી કોમળ પૃથ્વીપતિ દ્રુપદ પોતે અપરાધી હોવાથી ખેદયુક્ત થયો ને શોકને લીધે મૂર્છિત થઇ, તે દૂતોને પાછા તે રાજા પાસે મોકલી, એકાંતમાં પોતાની સ્ત્રી પાસે આવી કહેવા લાગ્યો કે હે સ્ત્રિ! મહા બળવાન આપણો સંબંધી હિરણ્યવર્મા રાજા મોટી સેના લઇને, ક્રોધથી મારી સામે યુદ્ધ કરવા આવશે. મૂઢ એવાં આપણે બેઉ, આ કન્યા સંબંધી શું કરીશું? કેમકે તે રાજાને શિખંડિ નામના તારા પુત્ર વિષે, કન્યા છે એવી શંકા ગઇ છે ને દ્રુપદે મને છેતર્યો છે એમ તે જાણે છે; માટે પોતાના મિત્ર તથા સૈન્ય સહિત યત્નથી મને મારવા ઇચ્છે છે. હે શ્રેષ્ઠ સ્ત્રિ! આ વેળા શું કરવાથી આપણું સારૂં થાય, ને શું કરવાથી ખરાબ ન થાય, એ મને સુઝતું નથી માટે બોલ શું કરવું? તારા કહેવા પ્રમાણે હું કરીશ. હે વરવર્ણિનિ! હું મોટા સંશયને પામ્યો છું. આ શિખંડિની બાળક છે અને તું પણ આ કારણથી મહતકષ્ટને પામી છે. આપણું સર્વ દુઃખ ટળી જાય તે સારૂ હું તને પૂછું છું; માટે જે કરવાનો ઉપાય હોય, તે તું મને ઉતાવળે કહે; જેથી તારા કહેવા પ્રમાણે હું કરૂં. હે શ્રેષ્ઠ કટિપશ્ચાદ્ ભાગવાળી સ્ત્રિ! તું આ આપણી કન્યા શિખંડિની વિષે કંઇપણ ભય કરીશ માં; મહાદેવજીના વાક્યથી છેતરાયેલો હું દયાએ કરી તમારૂં બેઉનું ધારણ તથા પોષણ કરીશ. પણ હે મોટા ભાગ્યવાળી! મેં દશાર્ણ દેશના રાજા હિરણ્યવર્માને છેતર્યો છે; માટે હવે આપણું જે કરવાથી હિત થાય તે મને કહે, તારા કહેવા પ્રમાણે હું કરીશ. હે દુર્યોધન! રહસ્યને જાણતા એવા દ્રુપદે બીજા સર્વને તેની ખબર પડે, માટે એ પ્રમાણે પોતાની સ્ત્રીને કહ્યું ત્યારે તે સ્ત્રી સર્વના સાંભળતાં પોતાના પતિને પ્રત્યુત્તર આપવા તૈયાર થઇ.

जानता हि नरेंद्रेण ख्यापनार्थं परस्य वै ।
प्रकाशं चोदिता देवी प्रत्युवाच महीपतिं ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि द्रुपदप्रश्ने गुर्जरभाषायां नवत्यधिकशततमोऽध्यायः ॥ १९० ॥

## અધ્યાય ૧૯૧ મો. દ્રુપદનું ગભરાવું.

**भीष्म उवाच—ततः शिखंडिनो माता यथा तत्त्वनराधिप ।
आचचक्षे महाबाहो भर्त्रेकन्यां शिखंडिनीं ॥ १ ॥**

ભીષ્મ કહે છે–હે નરાધિપ! હે મહાબાહો દુર્યોધન! શિખંડિની માતા પોતાના પતિને શિખંડિની કન્યા સંબંધી સર્વ વાર્તા યથાર્થ કહેવા લાગી કે–હે રાજન્! પુત્ર વગરની મેં શોક્‌ના ભયથી આ શિખંડિની કન્યા ઉત્પન્ન થઇ હતી, તોપણ પુત્ર થયો એમ કહ્યું હતું. હે રાજાઓમાં શ્રેષ્ઠ! તમે મારા કહેવાને સ્વીકારી કન્યાને પુત્રની પેઠે સંસ્કાર કર્યા; અને દશાર્ણ દેશના રાજાની કન્યા પણ પરણાવી. મેં પણ તમને મહાદેવજીએ કહેલાં વાક્ય જે કન્યા થઇ પાછો પુત્ર થશે, તે ઉપર ભરોંસો રાખી આટલા દિવસ સુધી તે વાર્તા ગુપ્ત રાખી હતી. હે ભારત! પોતાની સ્ત્રીનાં વચન સાંભળીને દ્રુપદ રાજાએ, પોતાના મંત્રિયોને બોલાવી તે વાર્તા યથાર્થ કહી સંભળાવી; ને જેમ પ્રજાના રક્ષણ સંબંધી વિચાર કરે, તેમ તેમની સાથે હવે પછી શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. હે નરેંદ્ર દુર્યોધન! તે રાજાએ પોતાના મંત્રિયોને મેં હિરણ્યવર્મા રાજા સાથે સંબંધ ઘણું કરી મહાદેવજીના વાક્ય ઉપર ભરોંસો રાખી કર્યો છે, કંઇ તેને છળ કરવા સારૂ કર્યો નથી, એમ કહીને હવે પછી કરવાના કાર્યનો નિશ્ચય કર્યો. હે ભારત! સમીપ આવતા ભયને જાણી દ્રુપદે, સાધારણ રીતિથી સદૈવ રક્ષણ કરેલા તથા શોભાયમાન પોતાના શહેરની અત્યંત રક્ષા કરાવી ને હિરણ્યવર્મા રાજા સાથે વિરોધ થવાને લીધે પોતાની સ્ત્રી સહિત અત્યંત પીડાયુક્ત થઇ વિચાર કરવા લાગ્યો કે, સંબંધી એવા દશાર્ણ રાજા સાથે મને મોટો વિગ્રહ કેમ ન થાય, એમ વિચારીને દ્રુપદ, દેવતાઓનું પૂજન કરવા લાગ્યો. ત્યારે તે જોઇને તેની સ્ત્રી તેને કહેવા લાગી કે હે સ્વામિ! સુખ અવસ્થાને વિષે સત્પુરૂષોએ દેવતાઓની પૂજા કરવી યોગ્ય છે, ત્યારે દુઃખ સમુદ્રને પ્રાપ્ત થઇ તેમ કરવું યોગ્ય હોય એમાં આશ્ચર્ય શું! માટે તમે જેમ દેવતાઓનાં પૂજન કરો છો, તેમ બ્રાહ્મણોનાં પણ પૂજન કરો. ને તેમને ઘણી દક્ષિણા આપો તથા અગ્નિમાં આહુતિ આપો જેથી હિરણ્યવર્મા રાજા પોતાની મેળે પાછો હઠી જાય. હે સમર્થ! તે રાજા તમારી સામે યુદ્ધ કર્યા વગરજ નિવૃત્ત થાય એવું તમે પોતાના મનમાં દેવતાઓ પાસે માગો; જેથી તેમના પ્રસાદે કરી તમારા ચિંતન પ્રમાણે થશે. હે મોટાં નેત્રવાળા! તમે પોતાના મંત્રિયો સાથે જે વિચાર કર્યો હોય તે પણ આપણા શહેરના બચાવ સારૂ કરો; કેમકે આરબ્ધ પણ પુરૂષાર્થથીજ સિદ્ધ થાય છે, તોપણ જો તે એક બીજાને પરસ્પર વિરોધી હોય, તો યથાર્થ ફળ આપતાં નથી. તમે આ શહેરની, મંત્રિયો સહિત રક્ષા કરાવીને, પોતાની ઇચ્છા પ્રમાણે દેવતા આદિનું પૂજન કરો. હે દુર્યોધન! એ પ્રમાણે પરસ્પર ભાષણ કરતાં એવાં તથા ક્ષોભયુક્ત થયેલાં તે દંપતીને જોઇને, તપસ્વિની એવી તેમની શિખંડિની નામની કન્યાએ લજ્જાયુક્ત થઇ પોતાના મનમાં, આ બેઉ જણ મારે લીધે દુઃખી છે, એમ વિચારી પોતાનો પ્રાણ ત્યાગ કરવાની મતિ કરી. હે રાજન્! એ પ્રમાણે અત્યંત શોકને પરાયણ એવી તે કન્યા નિશ્ચય કરીને, પોતાના ગૃહનો ત્યાગ કરી સમૃદ્ધિમાન સ્થૂણાકર્ણ નામના યક્ષે પાલન કરેલા મનુષ્ય વગરના ગાઢ વનમાં ગઇ. જ્યાં તે યક્ષના ભયથી કોઇપણ મનુષ્ય જતું ન હતું. ત્યાં કળી ચૂનો દીધેલ સુગંધિવાળાના ધૂપનો ધૂમ્ર જેમાંથી નિકળતો હતો એવા અને ઉંચા કિલ્લા તથા દરવાજાવાળા સ્થૂણાકર્ણ યક્ષના ગૃહને જોઇ, દ્રુપદ રાજાની પુત્રી શિખંડિની

પણાને માન આપવાનો યત્ન કર્યો, તોપણ તે રાજા, દ્રુપદની શિખંડિની નામની કન્યા છે એમ જાણીને, તેની સામે યુદ્ધ કરવા સારૂ ઉતાવળ કરી પોતાના શહેરમાંથી નિકળવા તૈયાર થયો. તેણે દાઈયોનાં વચનથી પોતાની કન્યાનું સંકટ જોઈને, ઘણા પરાક્રમવાળા પોતાના મિત્રો હતા તેમને તે વાર્તા કહી મોકલી; જેથી તેઓ સર્વ રાજાને આવી મળ્યા. હે ભારત! એ પ્રમાણે સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ હિરણ્યવર્મા રાજાએ, પોતાની સેનાના સમુદાયને એકઠો કરીને, દ્રુપદ સાથે યુદ્ધ કરવા જવાનો વિચાર કર્યો. ત્યારે હે રાજેંદ્ર દુર્યોધન! રાજાએ પોતાના મંત્રિ તથા આવેલા રાજાઓ સાથે દ્રુપદ સામે ચઢાઈ કરવા વિષે મનસુબો કરવા માંડ્યો. તે વેળા મહાત્મા રાજાઓએ નિશ્ચય કરી હિરણ્યવર્મા રાજાને કહ્યું કે. હે રાજન્! જો દ્રુપદની શિખંડિની નામની કન્યા છે એમ સત્ય હોય તો આપણે પંચાળ દેશમાં કોઈ બીજાને રાજા કરી, તે રાજાને બાંધી અહીં લઈ આવી શિખંડિ સહિત મરાવી નાખીએ. હે દુર્યોધન! રાજાઓનાં વચન સાંભળી દ્રુપદનું તે કપટ છે એમ જાણીને હિરણ્યવર્મા રાજાએ તેની પાસે વળી દૂત મોકલી કહેવરાવ્યું કે, હું તારો નાશ કરીશ માટે સાવધાન થઈ સ્થિર થા!

ભીષ્મ કહે છે—હે દુર્યોધન! હિરણ્યવર્મા રાજાનાં દૂતથી વચન સાંભળીને પ્રકૃતિયે કરી કોમળ પૃથ્વીપતિ દ્રુપદ પોતે અપરાધી હોવાથી ખેદયુક્ત થયો તે શોકને લીધે મૂર્છિત થઈ, તે દૂતોને પાછા તે રાજા પાસે મોકલી, એકાંતમાં પોતાની સ્ત્રી પાસે આવી કહેવા લાગ્યો કે હે સ્ત્રિ! મહા બળવાન આપણો સંબંધી હિરણ્યવર્મા રાજા મોટી સેના લઈને, ક્રોધથી મારી સામે યુદ્ધ કરવા આવશે. મૂઢ એવાં આપણે બેઉ, આ કન્યા સંબંધી શું કરીશું? કેમકે તે રાજાને શિખંડિ નામના તારા પુત્ર વિષે, કન્યા છે એવી શંકા ગઈ છે ને દ્રુપદે મને છેતર્યો છે એમ તે જાણે છે; માટે પોતાના મિત્ર તથા સૈન્ય સહિત યત્નથી મને મારવા ઈચ્છે છે. હે શ્રેષ્ઠ સ્ત્રિ! આ વેળા શું કરવાથી આપણું સારૂં થાય, ને શું કરવાથી ખરાબ ન થાય, એ મને સુઝતું નથી માટે બોલ શું કરવું? તારા કહેવા પ્રમાણે હું કરીશ. હે વરવર્ણિનિ! હું મોટા સંશયને પામ્યો છું. આ શિખંડિની બાળક છે અને તું પણ આ કારણથી મહત્કષ્ટને પામી છે. આપણું સર્વ દુઃખ ટળી જાય તે સારૂ હું તને પૂછું છું; માટે જે કરવાનો ઉપાય હોય, તે તું મને ઉતાવળે કહે, જેથી તારા કહેવા પ્રમાણે હું કરૂં. હે શ્રેષ્ઠ કટિપશ્ચાદ્ ભાગવાળી સ્ત્રિ! તું આ આપણી કન્યા શિખંડિની વિષે કંઈપણ ભય કરીશ માં; મહાદેવજીના વાક્યથી છેતરાયેલો હું દયાએ કરી તમારૂં બેઉનું ધારણ તથા પોષણ કરીશ. પણ હે મોટા ભાગ્યવાળી! મેં દશાર્ણ દેશના રાજા હિરણ્યવર્માને છેતર્યો છે; માટે હવે આપણું જે કરવાથી હિત થાય તે મને કહે, તારા કહેવા પ્રમાણે હું કરીશ. હે દુર્યોધન! રહસ્યને જાણતા એવા દ્રુપદે બીજા સર્વને તેની ખબર પડે, માટે એ પ્રમાણે પોતાની સ્ત્રીને કહ્યું ત્યારે તે સ્ત્રી સર્વના સાંભળતાં પોતાના પતિને પ્રત્યુત્તર આપવા તૈયાર થઈ.

**जानता हि नरेंद्रेण ख्यापनार्थं परस्य वै ।**
**प्रकाशं चोदिता देवी प्रत्युवाच महीपतिं ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि द्रुपदप्रश्ने गुर्जरभाषायां नवत्यधिकशततमोऽध्यायः ॥ १९० ॥**

## અધ્યાય ૧૯૨ મો. દ્રુપદનું ગભરાવું.

**भीष्म उवाच—ततः शिखंडिनो माता यथा तत्त्वनराधिप ।**
**आचचक्षे महाबाहो भर्त्रेकन्यां शिखंडिनीं ॥ १ ॥**

ભીષ્મ કહે છે–હે નરાધિપ! હે મહાબાહો દુર્યોધન! શિખંડિની માતા પોતાના પતિને શિખંડિની કન્યા સંબંધી સર્વ વાર્તા યથાર્થ કહેવા લાગી કે–હે રાજન્! પુત્ર વગરની મેં શોકના ભયથી આ શિખંડિની કન્યા ઉત્પન્ન થઇ હતી, તોપણ પુત્ર થયો એમ કહ્યું હતું. હે રાજાઓમાં શ્રેષ્ઠ! તમે મારા કહેવાને સ્વીકારી કન્યાને પુત્રની પેઠે સંસ્કાર કર્યા; અને દશાર્ણ દેશના રાજાની કન્યા પણ પરણાવી. મેં પણ તમને મહાદેવજીએ કહેલાં વાક્ય જે કન્યા થઇ પાછો પુત્ર થશે, તે ઉપર ભરોંસો રાખી આટલા દિવસ સુધી તે વાર્તા ગુપ્ત રાખી હતી. હે ભારત! પોતાની સ્ત્રીનાં વચન સાંભળીને દ્રુપદ રાજાએ, પોતાના મંત્રિયોને બોલાવી તે વાર્તા યથાર્થ કહી સંભળાવી; ને જેમ પ્રજાના રક્ષણ સંબંધી વિચાર કરે, તેમ તેમની સાથે હવે પછી શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. હે નરેંદ્ર દુર્યોધન! તે રાજાએ પોતાના મંત્રિયોને મેં હિરણ્યવર્મા રાજા સાથે સંબંધ ઘણું કરી મહાદેવજીના વાક્ય ઉપર ભરોંસો રાખી કર્યો છે, કંઇ તેને છળ કરવા સારૂ કર્યો નથી, એમ કહીને હવે પછી કરવાના કાર્યનો નિશ્ચય કર્યો. હે ભારત! સમીપ આવતા ભયને જાણી દ્રુપદે, સાધારણ રીતિથી સદૈવ રક્ષણ કરેલા તથા શોભાયમાન પોતાના શહેરની અત્યંત રક્ષા કરાવી ને હિરણ્યવર્મા રાજા સાથે વિરોધ થવાને લીધે પોતાની સ્ત્રી સહિત અત્યંત પીડાયુક્ત થઇ વિચાર કરવા લાગ્યો કે, સંબંધી એવા દશાર્ણ રાજા સાથે મને મોટો વિગ્રહ કેમ ન થાય, એમ વિચારીને દ્રુપદ, દેવતાઓનું પૂજન કરવા લાગ્યો. ત્યારે તે જોઇને તેની સ્ત્રી તેને કહેવા લાગી કે હે સ્વામિ! સુખ અવસ્થાને વિષે સત્પુરૂષોએ દેવતાઓની પૂજા કરવી યોગ્ય છે, ત્યારે દુઃખ સમુદ્રને પ્રાપ્ત થઇ તેમ કરવું યોગ્ય હોય એમાં આશ્ચર્ય શું! માટે તમે જેમ દેવતાઓનાં પૂજન કરો છો, તેમ બ્રાહ્મણોનાં પણ પૂજન કરો, ને તેમને ઘણી દક્ષિણા આપો તથા અગ્નિમાં આહુતિ આપો જેથી હિરણ્યવર્મા રાજા પોતાની મેળે પાછો હઠી જાય. હે સમર્થ! તે રાજા તમારી સામે યુદ્ધ કર્યા વગરજ નિવૃત્ત થાય એવું તમે પોતાના મનમાં દેવતાઓ પાસે માગો; જેથી તેમના પ્રસાદે કરી તમારા ચિંતન પ્રમાણે થશે. હે મોટાં નેત્રવાળા! તમે પોતાના મંત્રિયો સાથે જે વિચાર કર્યો હોય તે પણ આપણા શહેરના બચાવ સારૂ કરો; કેમકે પ્રારબ્ધ પણ પુરૂષાર્થથીજ સિદ્ધ થાય છે, તોપણ જો તે એક બીજાને પરસ્પર વિરોધી હોય, તો યથાર્થ ફળ આપતાં નથી. તમે આ શહેરની, મંત્રિયો સહિત રક્ષા કરાવીને, પોતાની ઇચ્છા પ્રમાણે દેવના આદિનું પૂજન કરો. હે દુર્યોધન! એ પ્રમાણે પરસ્પર ભાષણ કરતાં એવાં તથા ક્ષોભયુક્ત થયેલાં તે દંપતીને જોઇને, તપસ્વિની એવી તેમની શિખંડિની નામની કન્યાએ લજ્જાયુક્ત થઇ પોતાના મનમાં, આ બેઉ જણ મારે લીધે દુઃખી છે, એમ વિચારી પોતાનો પ્રાણ ત્યાગ કરવાની મતિ કરી. હે રાજન્! એ પ્રમાણે અત્યંત શોકને પરાયણ એવી તે કન્યા નિશ્ચય કરીને, પોતાના ગૃહનો ત્યાગ કરી સમૃદ્ધિમાન સ્થૂણાકર્ણ નામના યક્ષે પાલન કરેલા મનુષ્ય વગરના ગાઢ વનમાં ગઇ. જ્યાં તે યક્ષના ભયથી કોઇપણ મનુષ્ય જતું ન હતું. ત્યાં કળી ચૂનો દીધેલ સુગંધિવાળાના ધૂપનો ધૂમ્ર જેમાંથી નિકળતો હતો એવા અને ઉંચા કિલ્લા તથા દરવાજાવાળા સ્થૂણાકર્ણ યક્ષના ગૃહને જોઇ, દ્રુપદ રાજાની પુત્રી શિખંડિની

પણાને માન આપવાનો યત્ન કર્યો, તોપણ તે રાજા, દ્રુપદની શિખંડિની નામની કન્યા છે એમ જાણીને, તેની સામે યુદ્ધ કરવા સારૂ ઉતાવળ કરી પોતાના શહેરમાંથી નિકળવા તૈયાર થયો. તેણે દાઇયોનાં વચનથી પોતાની કન્યાનું સંકટ જોઇને, ઘણા પરાક્રમવાળા પોતાના મિત્રો હતા તેમને તે વાર્તા કહી મોકલી; જેથી તેઓ સર્વ રાજાને આવી મળ્યા. હે ભારત! એ પ્રમાણે સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ હિરણ્યવર્મા રાજાએ, પોતાની સેનાના સમુદાયને એકઠો કરીને, દ્રુપદ સાથે યુદ્ધ કરવા જવાનો વિચાર કર્યો. ત્યારે હે રાજેંદ્ર દુર્યોધન! રાજાએ પોતાના મંત્રિ તથા આવેલા રાજાઓ સાથે દ્રુપદ સામે ચઢાઇ કરવા વિષે મનસુબો કરવા માંડ્યો. તે વેળા મહાત્મા રાજાઓએ નિશ્ચય કરી હિરણ્યવર્મા રાજાને કહ્યું કે, હે રાજન્! જો દ્રુપદની શિખંડિની નામની કન્યા છે એમ સત્ય હોય તો આપણે પંચાળ દેશમાં કોઇ બીજાને રાજા કરી, તે રાજાને બાંધી અહીં લઇ આવી શિખંડિ સહિત મરાવી નાખીએ. હે દુર્યોધન! રાજાઓનાં વચન સાંભળી દ્રુપદનું તે કપટ છે એમ જાણીને હિરણ્યવર્મા રાજાએ તેની પાસે વળી દૂત મોકલી કહેવરાવ્યું કે, હું તારો નાશ કરીશ માટે સાવધાન થઇ સ્થિર થા!

ભીષ્મ કહે છે—હે દુર્યોધન! હિરણ્યવર્મા રાજાનાં દૂતથી વચન સાંભળીને પ્રકૃતિયે કરી કોમળ પૃથ્વીપતિ દ્રુપદ પોતે અપરાધી હોવાથી ખેદયુક્ત થયો ને શોકને લીધે મૂર્છિત થઇ, તે દૂતોને પાછા તે રાજા પાસે મોકલી, એકાંતમાં પોતાની સ્ત્રી પાસે આવી કહેવા લાગ્યો કે હે સ્ત્રિ! મહા બળવાન આપણો સંબંધી હિરણ્યવર્મા રાજા મોટી સેના લઇને, ક્રોધથી મારી સામે યુદ્ધ કરવા આવશે. મૂઢ એવાં આપણે બેઉ, આ કન્યા સંબંધી શું કરીશું? કેમકે તે રાજાને શિખંડિ નામના તારા પુત્ર વિષે, કન્યા છે એવી શંકા ગઇ છે ને દ્રુપદે મને છેતર્યો છે એમ તે જાણે છે; માટે પોતાના મિત્ર તથા સૈન્ય સહિત યત્નથી મને મારવા ઇચ્છે છે. હે શ્રેષ્ઠ સ્ત્રિ! આ વેળા શું કરવાથી આપણું સારૂં થાય, ને શું કરવાથી ખરાબ ન થાય, એ મને સુઝતું નથી માટે બોલ શું કરવું? તારા કહેવા પ્રમાણે હું કરીશ. હે વરવર્ણિનિ! હું મોટા સંશયને પામ્યો છું. આ શિખંડિની બાળક છે અને તું પણ આ કારણથી મહત્કષ્ટને પામી છે. આપણું સર્વ દુઃખ ટળી જાય તે સારૂ હું તને પૂછું છું; માટે જે કરવાનો ઉપાય હોય, તે તું મને ઉતાવળે કહે, જેથી તારા કહેવા પ્રમાણે હું કરૂં. હે શ્રેષ્ઠ કટિપશ્ચાદ્ ભાગવાળી સ્ત્રિ! તું આ આપણી કન્યા શિખંડિની વિષે કંઇપણ ભય કરીશ માં; મહાદેવજીના વાક્યથી છેતરાયેલો હું દયાએ કરી તમારૂં બેઉનું ધારણ તથા પોષણ કરીશ. પણ હે મોટા ભાગ્યવાળી! મેં દશાર્ણ દેશના રાજા હિરણ્યવર્માને છેતર્યો છે; માટે હવે આપણું જે કરવાથી હિત થાય તે મને કહે, તારા કહેવા પ્રમાણે હું કરીશ. હે દુર્યોધન! રહસ્યને જાણતા એવા દ્રુપદે બીજા સર્વને તેની ખબર પડે, માટે એ પ્રમાણે પોતાની સ્ત્રીને કહ્યું ત્યારે તે સ્ત્રી સર્વના સાંભળતાં પોતાના પતિને પ્રત્યુત્તર આપવા તૈયાર થઇ.

जानता हि नरेंद्रेण ख्यापनार्थं परस्य वै ।
प्रकाशं चोदिता देवी प्रत्युवाच महीपतिं ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि द्रुपदप्रश्ने गुर्जरभाषायां नवत्यधिकशततमोऽध्यायः ॥ १९० ॥

હું પાછું મારૂં સ્ત્રી સ્વરૂપ ધારણ કરી તમારૂં પુરૂષ સ્વરૂપ તમને પાછું આપીશ; જેથી તમે પાછા પુરૂષપણાને પામશો.

ભીષ્મ કહે છે—હે રાજા દુર્યોધન! એ પ્રમાણે કહી એક બીજામાં સંદેહને લીધે પરસ્પર શપથ લઇને તે બેઉએ સ્વરૂપ બદલાવ્યાં. હે ભારત! સ્થૂણાકર્ણ યક્ષે સ્ત્રી સ્વરૂપ ધારણ કર્યું, ને શિખંડિ પ્રકાશમાન યક્ષ સ્વરૂપને પામ્યો. હે પાર્થિવ! દ્રુપદ રાજાનો પુત્ર શિખંડિ પુરૂષપણાને પામી હર્ષ યુક્ત થઇ, પોતાના શહેર પ્રત્યે જઇ પિતાને મળ્યો; ને તેણે તે સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યું. દ્રુપદરાજા શિખંડિનાં તે વચન સાંભળી અત્યંત હર્ષ યુક્ત થયો; ને પોતાની સ્ત્રી સહિત તેણે મહાદેવજીનાં વચન સ્મરણ કર્યાં, ત્યાર પછી રાજાએ દશાર્ણ દેશના રાજા હિરણ્યવર્માને, મારો પુત્ર પુરૂષ છે, તમે મારામાં વિશ્વાસ રાખો એવા સમાચાર કહેવરાવ્યા, ત્યારે હે દુર્યોધન! એ પ્રમાણે દ્રુપદે કહેવરાવેલા સમાચાર સાંભળી દુઃખ તથા શોકયુક્ત તે રાજા તત્કાળ પંચાળ દેશના રાજા પાસે આવ્યો. પછી તે રાજાએ કાંપિલ્ય નામના શહેર પ્રત્યે આવીને, બ્રહ્મવેત્તા બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા કોઇ બ્રાહ્મણનો સત્કાર કરી તેને દૂત કરી દ્રુપદ પાસે મોકલવા સારૂ કહ્યું કે હે દૂત! તું રાજાઓમાં અધમ દ્રુપદ પાસે જઇને, મારા કહેવાથી તેને કહે કે, હે દુષ્ટ મતિવાળા! તેં પોતાની કન્યા સારૂ મારી કન્યાની માગણી કરી, મને ડાઘ લગાડે એવા કર્મના ફળને તું આજ નજરે જોઇશ એમાં કંઇપણ સંદેહ નથી. હે રાજાઓમાં શ્રેષ્ઠ દુર્યોધન! એ પ્રમાણે હિરણ્યવર્મા રાજાએ કહ્યું, ત્યારે એના કહેવાથી બ્રાહ્મણમાં શ્રેષ્ઠ દૂત, દ્રુપદના શહેર પ્રત્યે જઇ રાજાને મળ્યો. શિખંડિ સહિત દ્રુપદ રાજાએ તે બ્રાહ્મણને સત્કારપૂર્વક ગાય તથા અર્ઘ્ય આપ્યાં પણ તે નહીં સ્વિકારી તેને હિરણ્યવર્મા રાજાએ કહેવરાવેલાં વાક્ય આવી રીતે કહ્યાં. હે દુષ્ટ આચારવાળા! હે દુષ્ટમતિવાળા રાજા દ્રુપદ! તેં પોતાની કન્યાએ કરી મને છેતર્યો એ પાપકર્મ કર્યું માટે તેના ફળને તું પામ, ને રણસંગ્રામને વિષે યુદ્ધ આપ જેમાં હું પુત્ર તથા બાંધવ સહિત તારો નાશ કરીશ. હે ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન! એ પ્રમાણે દશાર્ણ દેશના રાજા હિરણ્યવર્માના પુરોહિતે તિરસ્કાર યુક્ત વાક્ય કહી સંભળાવ્યાં હતાં જેને એવા દ્રુપદ રાજાએ સ્નેહના કારણથી નમ્રતા યુક્ત થઇ તે દૂતને કહ્યું કે હે બ્રહ્મન્! તમે મારા સંબંધી હિરણ્યવર્મા રાજાના કહેવાથી મને જે વાક્ય કહ્યાં, તેનાં અત્યંત ઉ-ત્કૃષ્ટ પ્રતિ વચન મારો દૂત તેને કહેશે. હે રાજન્! એ પ્રમાણે તે દૂતને કહીને દ્રુપદ રાજાએ મોટી મતિવાળા હિરણ્યવર્મા રાજા પાસે વેદના પારને પામેલા કોઇ બ્રાહ્મણને દૂત કરી મોકલ્યો. તે બ્રાહ્મણ દૂત હિરણ્યવર્મા રાજા પાસે જઇને, તેને દ્રુપદના કહેવા પ્રમાણે કહેવા લાગ્યો કે—હે રાજન્! મારો પુત્ર પુરૂષ છે, તમે પ્રસિદ્ધપણાથી તેની પરીક્ષા કરો; તમને એ કન્યા છે એમ કોઇએ ખોટું કહ્યું છે, માટે તે સત્ય છે એમ માનવા યોગ્ય નથી. હે દુર્યોધન! એ પ્રમાણે દ્રુપદે કહેવરાવેલાં વચન તેના દૂતને મોઢેથી સાંભળીને ક્રોધયુક્ત હિરણ્યવર્મા રાજાએ, શિખંડિ સ્ત્રી છે કે પુરૂષ છે એમ જાણવા સારૂ, તેની પરીક્ષા કરવા સારૂ તેની પાસે અત્યંત શ્રેષ્ઠ સ્વરૂપવાળી ઉત્તમ સ્ત્રિયોને મોકલી. હે રાજેંદ્ર! તેઓએ તેની યથાર્થ પરીક્ષા કરી પ્રીતયુક્ત થઇ દશાર્ણ દેશના હિરણ્યવર્મા રાજા પાસે જઇને, મોટા મહિમાવાળો શિખંડિ પુરૂષ છે એમ કહ્યું; ત્યાર પછી પ્રીતિયુક્ત થયેલો હિરણ્યવર્મા રાજા દ્રુપદને મળી હર્ષ પામ્યો. પછી તે રાજા મોટા આનંદથી શિખંડિને દ્રવ્ય, હસ્તિ, અશ્વ,

તેમાં પ્રવેશ કરી રહી; ને ઘણા દિવસ સૂધી ઉપવાસ કરી પોતાના શરીરને સુકવવા લાગી. ત્યારપછી કેટલેક દિવસે સ્થૂણાકર્ણ યક્ષે તે કન્યાને જોઇ, તેથી તેના મનમાં દયા આવી, ને કહ્યું કે–હે કન્યા! તું શા કારણથી આવી રીતે કરે છે? જે તારૂં કામ હોય, તે મને ઉતાવળથી કહે, હું તારૂં કામ કરીશ. હે દુર્યોધન! એવાં તે યક્ષનાં વચન સાંભળી કન્યાએ મારૂં કામ કોઇથી પણ થઇ શકે એમ નથી, એમ વારંવાર તેને કહ્યું. કુબેરના નોકર તે યક્ષે કહ્યું કે હે નૃપાત્મજે! હું તને વરદાન આપું છું કે, જે તારૂં કામ હશે તે હું ઉતાવળથી કરીશ; ને કદી તું કંઇ માગીશ, ને તે ન દેવાય એવું હશે, તોપણ તને આપીશ, માટે તારે જે કહેવાનું હોય તે મને તું કહે. હે ભારત! એવાં યક્ષમાં મુખ્ય સ્થૂણાકર્ણ યક્ષનાં વચન સાંભળી શિખંડિનીએ તેને પોતાનું સમગ્ર વૃત્તાંત કહી સંભળાવતાં કહ્યું કે હે યક્ષ! પુત્ર વગરનો મારો દ્રુપદ નામે પિતા થોડા દિવસમાં નાશ પામશે, કેમકે મહા બળવાન તથા મોટા ઉત્સાહવાળો હિરણ્યવર્મા રાજા ક્રોધ યુક્ત થઇ મારા પિતા સામે યુદ્ધ કરવા આવશે. હે યક્ષ! તે રાજાથી મારાં માતા તથા પિતાની તમે રક્ષા કરો; ને મારૂં દુઃખ શાંત કરવું એમ પ્રતિજ્ઞા લીધી છે, માટે તમારા પ્રસાદથી હું ઉત્તમ પુરૂષ થાઉં તેમ કરો. હે મોટા યક્ષ! હે ગુહ્યક! જ્યાંસૂધી હિરણ્યવર્મા રાજા મારા પિતાના શહેર પ્રત્યે નથી આવ્યો, ત્યાં સૂધીમાં તમે મારી ઉપર પ્રસન્ન થઇ મને તેમ કરવા રૂપ પ્રસાદ આપો.

यावदेव स राजा वै नोपयाति पुरं मम ।
तावदेव महायक्ष प्रसादं कुरु गुह्यक ॥

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि स्थूणाकर्णसमागमे गुर्जरभाषायामेकनवत्यधिकशततमोऽध्यायः ॥ १९१ ॥**



## અધ્યાય ૧૯૨ મો. શિખંડિને મળેલું પુરુષ રૂપ.

**भीष्म उवाच—शिखंडिवाक्यं श्रुत्वाथ स यक्षो भरतर्षभ ।**
**प्रोवाच मनसा चिंत्य दैवेनोपनिपीडितः ॥ १ ॥**

ભીષ્મ કહે છે–હે ભરતર્ષભ દુર્યોધન! એ પ્રમાણે શિખંડિનાં વચન સાંભળી દૈવથી પાસે આવી હતી પીડા જેને એવો તે યક્ષ. પોતાના મનમાં વિચાર કરીને તેને મદદ કરવા તૈયાર થયો. હે કૌરવ્ય! શિખંડિના કહેવા પ્રમાણે ભાવિ છે, માટે જરૂર મારા દુઃખ વાસ્તે તેમ થશે એમ માનીને તે યક્ષે શિખંડિની કન્યાને કહ્યું કે હે કલ્યાણિ! હું તારૂં કામ કરીશ. પણ તેનો સમય કહું તે તું સાંભળજે. તને મારૂં પુરૂષ સ્વરૂપ આપીશ, ને તે કાળ પૂરો થાય ત્યારે તારે તે પાછું આપવા સારૂ અહીં આવવું, તેની મને તું ખરી ખાતરી આપ. હું સમર્થ, ઇચ્છા માત્રમાં સિદ્ધ કામનાવાળો સ્વેચ્છા પ્રમાણે ગતિ કરનાર તથા આકાશમાં વિચરનાર છું માટે તું મારી કૃપાથી પોતાના પૂર તથા બંધુઓની રક્ષા કર. હે દ્રુપદ રાજાની પુત્રિ! આ તારૂં સ્ત્રી સ્વરૂપ છે તેને હું ધારણ કરી સર્વનું પ્રિય કરીશ, આ મારૂં બોલવું તું સત્ય જાણ. શિખંડિએ કહ્યું કે હે શ્રેષ્ઠ વ્રતવાળા સમર્થ નિશાચર યક્ષ! હું તમારૂં પુરૂષ સ્વરૂપ તમને પાછું આપીશ, ને હમણાં થોડા કાળ સૂધી તમે મારૂં સ્ત્રી સ્વરૂપ ધારણ કરો. હે યક્ષ! દશાર્ણ દેશનો રાજા હિરણ્યવર્મા પાછો વળી જશે, એટલે

વારંવાર કહેતાં પોતાનું બનેલું સર્વ વૃત્તાંત તેને કહેવા લાગ્યો. તે બોલ્યો કે હે દ્રુપદ રાજાના પુત્ર! મને કુબેરે તારે લીધે શાપ આપ્યો છે, માટે તું હમણાં તારી ઇચ્છા પ્રમાણે જા ને સર્વ લોકમાં સુખે કરી ફર. હે શિખંડિ! મને શાપ થયો, તે મારૂં પૂર્વનું પ્રારબ્ધ હશે એમ હું માનું છું, એનું ઉલ્લંઘન થઇ શકતું નથી, કેમકે તારા જવા પછી તરતજ કુબેરે અહીં આવી દર્શન આપ્યું.

ભીષ્મ કહે છે—હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા રાજા દુર્યોધન! એ પ્રમાણે સ્થૂણાકર્ણે કહ્યું, ત્યારે શિખંડિ મોટા હર્ષ યુક્ત થઇને પાછો પોતાના ગૃહ પ્રત્યે ગયો; ને તેણે મોટા ધનની કીંમતવાળા ચંદન તથા પુષ્પાદિયે કરી બ્રાહ્મણો અને દેવતાઓ, વગેરેની પૂજા કરી. હે દુર્યોધન! પોતાના બાંધવજન સહિત દ્રુપદરાજા, સિદ્ધ થયો હતો અર્થ જેનો એવા પોતાના પુત્ર શિખંડિયે કરી અત્યંત હર્ષ પામ્યો. પછી હે કુરૂકુળમાં શ્રેષ્ઠ મહારાજ દુર્યોધન! તેણે પૂર્વે જેનું સ્ત્રીરૂપ હતું એવા શિખંડિને શિષ્યરૂપે દ્રોણને સોંપ્યો. હે કુરૂશ્રેષ્ઠ! સર્વે તમ સહિત દ્રુપદ પુત્ર શિખંડિ તથા ધૃષ્ટદ્યુમ્ન ગ્રહણ, ધારણા, પ્રયોગ તથા પ્રતીકારરૂપ ચાર ધનુર્વેદને પામ્યો. એ સર્વ શિખંડિનું યથાર્થ વૃત્તાંત મેં, દ્રુપદ પાસે જડ, બ્હેરા તથા આંધળા નોકરોને ગુપ્ત મોકલ્યા હતા, તેમણે મને કહ્યું. હે મહારાજ! કુરૂકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન! રથિ પુરૂષમાં શ્રેષ્ઠ દ્રુપદનો પુત્ર શિખંડિ સ્ત્રીમાંથી પુરૂષ થયો. હે ભરતર્ષભ! કાશિરાજાની અંબા નામની મોટી કન્યા દ્રુપદ રાજાને ત્યાં શિખંડિ નામે ઉત્પન્ન થઇ માટે હું ધનુષ ધારણ કરેલા તથા યુદ્ધ કરવાં ઉભેલા તેની સામું મુહૂર્ત પણ જોઉં નહીં ને તેને પ્રહાર પણ કરૂં નહીં. હે કૌરવ! મારે સ્ત્રી ઉપર, પ્રથમ સ્ત્રી હોય તેની ઉપર, સ્ત્રી નામ જેનું હોય એવાની ઉપર તથા સ્ત્રી સ્વરૂપવાન ઉપર બાણ ન મૂકવું એ મારૂં વ્રત સદૈવ પૃથ્વીને વિષે પ્રસિદ્ધ છે માટે હું એ કારણને લીધે શિખંડિનો નાશ કરીશ નહીં. હે તાત! હું શિખંડિના જન્મને જાણું છું, વાસ્તે સંગ્રામમાં કવચ ધારણ કરી મને મારવા તૈયાર થયેલા તેને મારીશ નહીં. જો આ હું ભીષ્મ સ્ત્રીને મારૂં, તો સત્પુરૂષો મારી નિંદા કરે માટે સંગ્રામમાં ઉભેલા શિખંડિને જોઇશ તોપણ મારીશ નહીં. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ પ્રમાણે ભીષ્મનું બોલવું સાંભળીને કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા દુર્યોધન રાજાએ મુહૂર્ત માત્ર વિચાર કરી ભીષ્મે એમજ કરવું યોગ્ય છે, એમ માન્યું.

**एतच्छ्रुत्वा तु कौरव्यो राजा दुर्योधनस्तदा ।**

**मुहूर्तमिवं सध्यात्वा भीष्मे युक्तममन्यत ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि शिखंडिपुंस्त्वप्राप्तौ गुर्जरभाषायां द्विनवत्यधिकशततमोऽध्यायः ॥ १९२ ॥**



## અધ્યાય ૧૯૩ મો. પાંડવસેના હણવા કેટલા દિવસ જોઇએ?

**संजय उवाच—प्रभातायां तु शर्वर्यां पुनरेव सुतस्तव ।**
**मध्ये सर्वस्य सैन्यस्य पितामहमपृच्छत ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! તે દિવસની રાત્રિ નિવૃત્ત થઇ ને બીજા દિવસનો પ્રાતઃ-

ગાય તથા દાસી વગેરે આપી પોતાની પુત્રીને તેં મને ખોટું કહેવરાવ્યું એમ તરછોડીને, પાછો પોતાને દેશ ગયો. હે દુર્યોધન! જ્યારે તે નિવૃત્ત થયો ત્યારે સંદેહ જેનો ગયો છે એવો તથા પ્રસન્ન થયેલો હિરણ્યવર્મા રાજા દશાર્ણ દેશ પ્રત્યે ગયો, ત્યારે શિખંડિ હર્ષયુક્ત થયો.

હવે કોઇ વેળાએ નરવાહન કુબેર લોકમાં ફરતાં ફરતાં સ્થૂણાકર્ણ યક્ષના ભવન પ્રત્યે ગયો, ત્યારે ધનની રક્ષા કરનાર તથા આકાશ માર્ગથી સ્થૂણાકર્ણના ગૃહ ઉપર આવેલા કુબેરે વિચિત્ર પુષ્પના ગુણે કરી શોભાયમાન, વાળા, ચંદન, તથા ચંદરવાએ કરી સુશોભિત, ધૂપે કરી ધૂપથી, ધ્વજા તથા પતાકાએ કરી રમણીય, ભક્ષ્ય, ભોજ્ય તથા લેહ્યપદાર્થ અને આમિષ જેમાંથી પ્રાપ્ત થાય એવાં, મણિ, રત્ન તથા સુવર્ણની માળાઓએ કરી પરિપૂર્ણ, અનેક પ્રકારના પુષ્પની સુગંધવાળા, સેચન કરેલાં મીઠા જળે કરી શોભાયમાન અને શણગારેલા તેના ગૃહને વિષે પ્રવેશ કર્યો. હે દુર્યોધન! શોભાયમાન સ્થૂણાકર્ણના ગૃહને જોઇને, કુબેરે પોતાના યક્ષોને કહ્યું કે હે અત્યંત પરાક્રમી યક્ષો! આ સ્થૂણાકર્ણનું શણગારેલ ગૃહ છે, પણ મંદ બુદ્ધિવાળો તે આજ મારી પાસે કેમ નથી આવતો? મંદમતિવાળો તે હું આવ્યો છું તે જાણે છે, તોપણ મારી પાસે આવતો નથી, માટે તેને મોટો દંડ આપવો એવી મારી મતિ છે. યક્ષે કહ્યું કે હે કુબેર! દ્રુપદ રાજાને શિખંડિની નામે કન્યા ઉત્પન્ન થઇ, તેના કોઇ કારણને લીધે સ્થૂણાકર્ણ યક્ષે તેને પોતાનું પુરૂષ સ્વરૂપ આપ્યું છે, ને પોતે તેનું સ્ત્રીસ્વરૂપ ધારણ કર્યું છે; તેથીજ તે તમારી પાસે આવતો નથી, કારણ સ્ત્રીપણાને લીધે લજ્જા પામે છે. હે ધનદ! અમે સ્થૂણાકર્ણ સંબંધી વૃત્તાંત કહ્યું જે તમે સાંભળ્યું; માટે હવે જે ન્યાય હોય તે કરો ને વિમાનમાં બેસો. હે દુર્યોધન! એવાં યક્ષોનાં વચન સાંભળીને, હે યક્ષો! સ્થૂણાકર્ણને બોલાવી લાવો હું તેને દંડ આપીશ એમ વારંવાર કુબેરે કહ્યું. હે પૃથ્વીપતિ મહારાજ દુર્યોધન! કુબેરના બોલાવવાથી સ્થૂણાકર્ણ યક્ષ તેની પાસે આવી, સ્ત્રીરૂપને લીધે લજ્જાયુક્ત થઇ ઉભો. ત્યારે હે કુરૂનંદન! ક્રોધ પામેલા કુબેરે તેને શાપ આપતાં યક્ષોને કહ્યું કે હે ગુહ્યકો! પાપરૂપ આ સ્થૂણાકર્ણ સદૈવ આવીજ રીતે સ્ત્રી રૂપ રહો. હે દુર્યોધન! એ પ્રમાણે યક્ષોને કહીને મહાત્મા કુબેરે સ્થૂણાકર્ણને કહ્યું કે હે પાપકર્મ તથા દુષ્ટબુદ્ધિવાળા સ્થૂણાકર્ણ યક્ષ! તેં યક્ષોને કંઇ પણ નહીં ગણકારીને શિખંડિનું સ્ત્રીપણું ગ્રહણ કર્યું એ અયોગ્ય કર્યું; માટે આજથી સ્ત્રીરૂપ રહીશ અને તે પુરૂષરૂપ રહેશે. હે દુર્યોધન! એ પ્રમાણે કુબેરે સ્થૂણાકર્ણને શાપ આપ્યો, ત્યારે સર્વ યક્ષો તે શાપના અંત વાસ્તે તેને પ્રસન્ન કરવા સ્થૂણાકર્ણને લીધે, તમારા આપેલા શાપનો અંત આવે એમ કરો એવી રીતે કહેવા લાગ્યા. હે તાત! મહાત્મા યક્ષના રાજા કુબેરે, તે શાપના અંતની ઇચ્છાને લીધે પોતાના અનુચર યક્ષોને કહ્યું કે હે યક્ષો! જ્યારે શિખંડિ મૃત્યુ પામશે, ત્યારે સ્થૂણાકર્ણ પાછો પોતાના સ્વરૂપને પામશે માટે હવે મોટા મનવાળો તે ઉદ્વેગ રહિત થાઓ. હે દુર્યોધન! એ પ્રમાણે યક્ષોને કહીને પૂજા થઇ હતી જેની એવા, મહા સમર્થ, દેવ તથા યક્ષોના રાજા કુબેર પોતાના સર્વ અનુચર સહિત ત્યાંથી ચાલી નિકળ્યા. સ્થૂણાકર્ણ શાપ પામીને ત્યાંજ રહ્યો. હવે શિખંડિ સ્થૂણાકર્ણ પાસે તેને તેનું પુરૂષ સ્વરૂપ પાછું આપવાનો તથા પોતાનું સ્ત્રીસ્વરૂપ લેવાનો જે કાળ નિર્મ્યો હતો, તે જ્યારે આવ્યો, ત્યારે તેની પાસે આવી મળી, હે સમર્થ! 'હું આવ્યો છું' એમ બોલ્યો. મોટા આશ્ચર્યથી આવેલા દ્રુપદ પુત્ર શિખંડિને જોઇને સ્થૂણાકર્ણ યક્ષ, 'હું પ્રસન્ન થયો છું' એમ

## અધ્યાય ૧૯૪ મો. યુધિષ્ઠિરનો પોતાના ભાઇઓને કેટલે દિવસે શત્રુ હણાય એવો પ્રશ્ન.

**वैशंपायन उवाच—एतच्छ्रुत्वा तु कौंतेयः सर्वान्भ्रातृनुपह्वरे ।**
**आहूय भरतश्रेष्ठ इदं वचनमब्रवीत् ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય! ભીષ્માદિયે દુર્યોધનને જે વાકય કહ્યાં, તે સર્વ સાંભળીને કુંતિપુત્ર યુધિષ્ઠિરે પોતાના સર્વ ભાઇયોને એકાંતમાં બોલાવી આવી રીતે કહ્યું કે–હે ભાઇયો! દુર્યોધનની સેનામાં જે મારા દૂતો મેં મોકલ્યા હતા, તેણે આજ પ્રાતઃકાળને વિષે તેની વર્તણુક મને આવી રીતે કહી કે, દુર્યોધને મોટા વ્રતવાળા ગંગાપુત્ર ભીષ્મને પૂછ્યું કે હે સમર્થ! તમે કેટલે દિવસે પાંડવ સૈન્યનો નાશ કરો? એ પ્રમાણે તેના પૂછવા પછી તેમણે અત્યંત દુર્મતિવાળા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને કહ્યું કે હે રાજન્! હું એક મહીને પાંડવ સૈન્યનો નાશ કરૂં. હે ભાઇયો! એ પ્રમાણે ભીષ્મના કહેવા પછી દુર્યોધનના પૂછવાથી દ્રોણે એક માસે, કૃપાચાર્યે બે માસે, મહાસ્ત્ર જાણનાર અશ્વત્થામાએ દશ દિવસે તથા દિવ્યાસ્ત્ર જાણનાર કર્ણે પાંચ દિવસે આપણી સેનાનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી છે, માટે હે અર્જુન! હું પણ તારાં વચન સાંભળવા ઇચ્છું છું, વાસ્તે તું કેટલા વખતમાં આપણા શત્રુનો નાશ કરીશ તે કહે?

હે જનમેજય! એ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું, ત્યારે ગુડાકેશ ધનંજય અર્જુને શ્રીકૃષ્ણની સામે જોઇ કહ્યું કે હે મહારાજ! અસ્ત્ર વિદ્યા શિખેલા તથા વિચિત્ર તરેહથી યુદ્ધ કરનાર એ સર્વ ભીષ્માદિ મહાત્મા પોતાના કહેવા પ્રમાણે કરે એમાં સંશય નથી, તોપણ તમારા મનનો સંતાપ નિવૃત્ત પામો, ને હું સત્ય વાકય કહું તે તમે સાંભળો. હે રાજન્! વાસુદેવની સહાયતાવાળો હું એકલો રથમાં બેસીને, દેવતાઓ સહિત ત્રણ લોકને, સર્વ સ્થાવર જંગમને અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને એક નિમેષમાં નાશ કરૂં એવો છું, કેમકે જ્યારે ભીલનું સ્વરૂપ ધરી મહાદેવજીએ મારી સામે દ્વંદ્વયુદ્ધ આરંભ્યું ત્યારે પ્રસન્ન થયેલા પશુપતિયે મને યુગના અંત સમયે સર્વ પ્રાણીનો સંહાર કરવા વાસ્તે જે તેઓ મૂકે છે એવું તથા મહા ભયંકર પાશુપતાસ્ત્ર આપેલું છે તે મારી પાસે છે; જેને ભીષ્મ, દ્રોણ, કૃપ તથા અશ્વત્થામા જાણતા નથી, ત્યારે સૂત પુત્ર કર્ણ તો કયાંથીજ જાણે હે રાજન્! સંગ્રામ વિષે હલકા મનુષ્યોને દિવ્યાસ્ત્રે કરી નાશ કરવા એ યોગ્ય નથી, માટે સરલતાથી યુદ્ધ કરીને આપણે શત્રુઓને જીતીશું. વળી હે રાજન્! પુરૂષમાં સિંહરૂપ, દિવ્યાસ્ત્ર જાણનાર, યુદ્ધની ઇચ્છા કરનાર, વેદ ભણ્યા પછી ગૃહસ્થાશ્રમ કરી યજ્ઞ કરેલા, પરાજય નહીં પામેલા અને સંગ્રામમાં દેવ સેનાનો પણ નાશ કરવા સમર્થ શિખંડિ, સાત્યકિ, પૃષત ગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન, નકુળ, સહદેવ, યુધામન્યુ, ઉત્તમૌજા, ભીષ્મ તથા દ્રોણ સમાન વિરાટ તથા દ્રુપદ, મહાબાહુ શંખ, મહા બળવાન ઘટોત્કચ, મહાબળ તથા પરાક્રમવાળો તેનો પુત્ર અંજનપર્વા, બળવાન અભિમન્યુ અને દ્રૌપદીના પાંચ પુત્ર એ સર્વ તમારી સહાયતામાં છે; ને તમે પોતે પણ ત્રણ લોકનો નાશ કરવા સમર્થ છો. હે ઇંદ્ર સરખી કાંતિવાળા કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર રાજા! તમે ક્રોધ દૃષ્ટિથી જે પુરૂષ સામું જૂઓ, તે તે જ વખતે અવશ્ય નાશ પામે એમ હું માનું છું.

કાળ થયો, ત્યારે તમારો પુત્ર દુર્યોધને સર્વ સૈન્યની વચમાં પિતામહને પૂછ્યું કે હે ગંગા-પુત્ર ભીષ્મ! પાંડવનું ઘણા નર, હસ્તિ તથા અશ્વવાળો, મોટા રથોએ કરી સંકીર્ણ, ધૃષ્ટદ્યુમ્ન જેમાં મુખ્ય છે એવા મોટા ધનુષધારી, મહા બળવાન તથા લોકપાળ સમાન ભીમસેન તથા અર્જુનાદિયે રક્ષણ કરેલો, અસહ્ય, ન વારી શકાય એવો, મોટી લ્હેર-વાળા સમુદ્ર સરખો અને સંગ્રામમાં દેવતાઓથી પણ નહીં ક્ષોભ પામનાર સૈન્યરૂપ સમુદ્ર છે, તેને તમે ધનુષધારી દ્રોણાચાર્ય, મહા બળવાન કૃપાચાર્ય, યુદ્ધમાં શ્લાઘા કરવા લાયક કર્ણ તથા બ્રાહ્મણમાં શ્રેષ્ઠ અશ્વત્થામા કેટલેક કાળે નાશ કરશો? કેમકે હે મોટી ભુજાવાળા ભીષ્મ! તમે સૌ મારા સૈન્યમાં દિવ્ય અસ્ત્ર જાણનાર છો, માટે નિત્ય મારા હૃદયમાં કૌતૂહલને લીધે હું એ જાણવા ઇચ્છું છું; વાસ્તે તમે મને કહેવા યોગ્ય છો. ભીષ્મે કહ્યું કે હે કુરૂકુળમાં શ્રેષ્ઠ પૃથ્વીપતિ દુર્યોધન! તું પોતાના શત્રુ પાંડવોનું બળાબળ જાણવા ઇચ્છે છે એ તને યોગ્ય છે, માટે શસ્ત્રરૂપ પરાક્રમવાળા સંગ્રામમાં મારા ભુજથી જે ઉત્કૃષ્ટ છે, તે કહું તે સાંભળ. સાધારણ મનુષ્યની સાથે સરળતાથી યુદ્ધ કરવું અને માયાવીની સાથે માયાએ કરી યુદ્ધ કરવું એજ ધર્મ છે. હે મહાભાગ! નિત્ય દિવસના પૂર્વ ભાગમાં દશ હજાર યોદ્ધાઓ તથા એક હજાર રથિને મારો ભાગ કલ્પીને હું, યુદ્ધમાં જો સેંકડો તથા હજારોનો નાશ કરે એવાં દિવ્ય અસ્ત્ર મૂકીશ, તો પાંડવની સર્વ સેનાનો એક મહિને નાશ કરીશ.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! ભીષ્મનાં વચન સાંભળીને દુર્યોધને, અંગિરસ ગોત્રમાં ઉત્પન્ન થયેલા દ્રોણને પૂછ્યું કે હે આચાર્ય! તમે પાંડુ રાજાના પુત્ર એવા પાંડવની સેનાના યોદ્ધાઓનો કેટલે કાળે નાશ કરો? હે ધૃતરાષ્ટ્ર! દુર્યોધનનાં વચન સાંભળી હસીને દ્રોણે કહ્યું કે હે મોટી ભુજાવાળા! હું વૃદ્ધ અવસ્થાને લીધે મંદ શક્તિ તથા ચેષ્ટાવાળો છું, તોપણ ભીષ્મની પેઠે એક મહિને શસ્ત્રરૂપ અગ્નિએ કરી તમામ પાંડવ સેનાનો નાશ કરૂં એમ મારી મતિ છે; કેમકે એટલીજ મારામાં પરમ શક્તિ તથા એટલુંજ મારૂં પરમ બળ છે. હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે દ્રોણના કહેવા પછી શરદ્વાનના પુત્ર કૃપાચાર્યે હું બે માસે પાંડ-વની સેનાનો નાશ કરૂં એમ દુર્યોધનને કહ્યું. ત્યાર પછી હે રાજન્! અશ્વત્થામાએ દશ દિવસે પાંડવ સેનાનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી તથા મહાસ્ત્ર જાણનાર કર્ણે પાંચ દિવસે તે સેનાનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી. સૂતપુત્ર કર્ણનાં વચન સાંભળી ગંગાપુત્ર ભીષ્મ મોટા શબ્દથી હસ્યા ને આવી રીતે વાક્ય બોલ્યા કે હે રાધેય! જ્યાં સૂધી તું સંગ્રામમાં બાણ, શંખ તથા ધનુષ ધરનાર અને વાસુદેવ સહિત રથમાં બેસી આવતા અર્જુનને મળ્યો નથી, ત્યાં સૂધી એમ માને છે ને પોતાની ઇચ્છા પ્રમાણે બોલે છે.

**वासुदेवसमायुक्तं रथेनायांतमाहवे ।**
**समागच्छसि राधेय तेनैवमभिमन्यसे ॥**
**शक्यमेवं च भूयश्च त्वया वक्तुं यथेष्टतः ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि भीष्मादिशक्तिकथने गुर्जरभाषायां त्रिनवत्यधिकशततमोऽध्यायः ॥ १९३ ॥**

## અધ્યાય ૧૯૬ મો. રણક્ષેત્ર પ્રતિગમન.

**वैशंपायन उवाच—तथैव राजा कौंतेयो धर्मपुत्रो युधिष्ठिरः ।**
**धृष्टद्युम्नमुखान्वीरांश्चोदयामास भारत ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે ભારત જનમેજય! દુર્યોધનની પેઠે કુંતિ તથા ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજા, ધૃષ્ટદ્યુમ્ન જેમાં મુખ્ય હતા એવા શૂરવીરોને આજ્ઞા આપવા લાગ્યા. તેમાં ચેદિ, કાશી તથા કરૂષ દેશના યોદ્ધાઓને નિયમમાં રાખનાર, દૃઢ પરાક્રમી, સેનાપતિ, અને શત્રુઓનો નાશ કરનાર ધૃષ્ટકેતુ, વિરાટ, દ્રુપદ, સાત્યકિ, શિખંડિ, પંચાળ દેશના મોટા ધનુષવાળા યુધામન્યુ તથા ઉત્તમૌજાને યુદ્ધ પ્રત્યે જવા સારૂ તૈયાર થવાની યુધિષ્ઠિરે આજ્ઞા આપી; જેઓ મોટા ધનુષવાળા, શૂરવીર, વિચિત્ર કવચ પહેરેલા તથા ઉત્તમ સુવર્ણનાં કુંડળ ધારણ કરેલા, જેમ ઘી હોમેલા પ્રજ્વલિત અગ્નિકુંડમાં શોભે તથા પ્રકાશમાન ગ્રહો આકાશમાં શોભે, તેમ શોભતા હતા. પછી મનુષ્યમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાએ પોતાના સર્વ સૈન્યનો યથાયોગ્ય સત્કાર કરી તેને યુદ્ધ માટે જવાની રજા આપી. સૈન્ય સહિત પોતાના તથા બહારથી આવેલા મહાત્મા યોદ્ધાઓને અને કારીગરોને ઉત્તમ ભક્ષ્ય તથા ભોજ્યાદિ ખાનપાનના પદાર્થ પહોંચાડવાનો નોકરોને યુધિષ્ઠિરે હુકમ કર્યો. ત્યાર પછી રાજાએ ધૃષ્ટદ્યુમ્ન જેમાં મુખ્ય હતો એવા મોટા બળવાળા અભિમન્યુ તથા દ્રૌપદીના સર્વ પુત્રોને અને સૈન્ય સહિત ભીમસેન, સાત્યકિ યાદવ તથા અર્જુનને યુદ્ધ માટે જવાની રજા આપી. તે વેળા યુદ્ધનાં સાહિત્યો ગ્રહણ કરતા, વિચારતા, ચારે તરફ દોડતા તથા યુદ્ધ કરવા પ્રસન્ન થયેલા યોદ્ધાઓનો સ્વર્ગને સ્પર્શ કરે એવો શબ્દ થયો. પૃથ્વીપતિ પોતે યુધિષ્ઠિર રાજા, વિરાટ, દ્રુપદ તથા બાકીના સર્વ રાજાઓ સહિત યુદ્ધ માટે રવાને થવા લાગ્યા. તે સમયે ભયંકર ધનુષ ધરનાર, શૂરવીર સૈન્યવાળી, ધૃષ્ટદ્યુમ્ને રક્ષા કરેલી તથા કાંઇ એક ચાલતી થયેલી તે સેના, જેમ પૂર્ણ ભરેલી તથા લ્હેરવાળી ગંગા દેખાય, તેવી દેખાતી હતી. હે ભારત! ધૃતરાષ્ટ્રના પુત્રોને અમે પાંડવોને જીતીશું ને અમારોજ જય થશે એવો નિશ્ચય હતો તેને ટાળવા સારૂ યુધિષ્ઠિરે વળી પોતાની સેનાની યોજના કરી. તેમાં તેણે મોટા ધનુષવાળા દ્રૌપદીના પાંચ પુત્ર, અભિમન્યુ, નકુળ, સહદેવ તથા સર્વ પ્રભદ્રકો, દશ હજાર અશ્વ, બે હજાર હસ્તિ, દશ હજાર પદાતિ તથા પાંચસો રથવાળા અસહ્ય ભીમસેનના સૈન્યને આગળથી યુદ્ધ પ્રત્યે જવાની આજ્ઞા આપી. તેણે મધ્ય ભાગમાં વિરાટ, જયત્સેન, મહારથિ, પરાક્રમી, ગદા તથા ધનુષ ધારણ કરનાર અને મહાત્મા પંચાળ દેશના યુધામન્યુ તથા ઉત્તમૌજાની વચમાં રહેનાર શ્રીકૃષ્ણ તથા અર્જુનને જવાની આજ્ઞા આપી. પૂર્વે ઘણાં યુદ્ધ કરેલા તે સર્વ યોદ્ધાઓ કૌરવો ઉપર અતિ ક્રોધ યુક્ત થયા. જેમના વીસ હજાર શૂરવીર પુરૂષો જેમની ઉપર બેઠા હતા એવા અશ્વ, પાંચ હજાર હસ્તિ, પાંચ હજાર રથ તથા ધનુષ, તલવાર તથા ગદા ધારણ કરેલા શૂરવીર પદાતિ સૈન્યની આગળ તથા પાછળ ચાલતા હતા. જે સૈન્ય સમુદ્રમાં યુધિષ્ઠિર ચાલતા હતા, તેમાં બાકીના સર્વ રાજાઓ રહ્યા હતા; જેમાં હજારો હસ્તિ, અશ્વ, રથ તથા પદાતિ હતા. હે રાજાઓમાં શ્રેષ્ઠ! પોતાની મોટી સેના સહિત ચેકિતાન રાજા, ચેદી દેશને નિયમમાં રાખનાર ધૃષ્ટકેતુ તથા મોટા ધનુષવાળો, બળવાન, યાદવમાં શ્રેષ્ઠ, રથમાં બેઠેલા તથા હજારો રથથી વિંટાયલા સાત્યકિ શત્રુઓને નાશજ કરતા હોય શું એમ જવા લાગ્યા. પુરૂષમાં શ્રેષ્ઠ તથા રથમાં બેઠેલા ક્ષત્રદેવ અને

क्रोधाद्यं पुरुषं पश्येस्तथा शक्रसमद्युते ।
स क्षिप्रं न भवेद्व्यक्तमितित्वा वेद्मि कौरव ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि अर्जुनवाक्ये गुर्जरभाषायां चतुर्नवत्यधिकशततमोऽध्यायः ॥ १९४ ॥

## અધ્યાય ૧૯૫ મો. રણસંગ્રામની તૈયારી.

वैशंपायन उवाच—ततः प्रभाते विमले धार्तराष्ट्रेण चोदिताः ।
दुर्योधनेन राजानः प्रययुः पांडवान्प्रति ॥ १ ॥

વૈશંપાયન કહે છે—કે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય! ત્યાર પછી જ્યારે નિર્મળ પ્રભાત થયું, ત્યારે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને પ્રેરણા કરેલા, સ્નાન કરી પવિત્ર થયેલા, પુષ્પની માળા ધારણ કરેલા, સફેદ વસ્ત્ર પહેરેલા, એકાગ્ર મનવાળા તથા એક બીજામાં વિશ્વાસુ સર્વ રાજાઓ પાંડવો સામે જવા લાગ્યા. તેમાં અવંતિપુરીના રાજા વિંદ તથા અનુવિંદ અને બાલ્હિક સહિત કેકય દ્રોણને મુખ્ય કરી યુદ્ધ કરવા સારૂ નિકળ્યા. વળી અશ્વત્થામા જયદ્રથ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર તથા પૂર્વ દિશાના રાજાઓ, પર્વતવાળા દેશના રાજાઓ, કંધાર દેશનો રાજા શકુનિ, શક, કિરાત, યવન અને શિબી એ સર્વ મહારથિ રાજાઓ પોતપોતાની સેના સહિત મહારથિ ભીષ્મને વિંટાઇ યુદ્ધ કરવા સારૂ બીજી ટુકડીમાં નિકળ્યા. વળી સૈન્ય સહિત કૃતવર્મા તથા મહારથિ ત્રિગર્ત, શલ, ભૂરિશ્રવા, શલ્ય અને કોશલ દેશનો રાજા બૃહદ્રથ, એ સર્વ રાજાઓ ભાઇઓથી વિંટાયલા દુર્યોધનને મુખ્ય કરી ત્રીજી ટુકડીમાં નિકળ્યા. પછી દુર્યોધનના પક્ષના મહા બળવાન તથા કવચ ધારણ કરેલા સર્વ રાજાઓ કુરૂક્ષેત્ર પ્રત્યે જઇ તેના છેવટના ભાગમાં ઉભા. પછી દુર્યોધને પર્વના કહેવા પ્રમાણે તંબુ હસ્તિનાપુર સરખો શોભાયમાન કરાવ્યો. તેનું તથા તે પૂરનું વિશેષપણું તેમાં રહેનાર કુશળ પુરૂષ જાણતા ન હતા. હે ભારત! પૃથ્વીપતિ કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા દુર્યોધને પાંચ યોજન રણાંગણને મૂકી દઇને, રાજાઓ માટે શત્રુઓથી જેમાં જવાય નહીં એવા પોતાના સરખા સેંકડો તથા હજારો તંબુ કરાવ્યા; જે હજારો સેનાના નિવાસરૂપ થયા. તે સર્વ રાજાઓએ પોતાના ઉત્સાહ તથા બળ પ્રમાણે તેમાં પ્રવેશ કર્યો. પછી દુર્યોધન રાજાએ સૈન્ય સાથે આવેલા બહારના રાજાઓ સહિત મહાત્મા પુરૂષોને ઉત્તમ ભક્ષ્ય તથા ભોજ્યાદિ પદાર્થ આપવાનો પોતાના નોકરોને આજ્ઞા કરી. શિલ્પ વિદ્યાએ કરી જીવનાર કારીગર, સૂત, માગધ, બંદિજન, વેપારી, વેશ્ય, ચાર ભેદુ પુરૂષો તથા યુદ્ધ જોવા આવેલા પુરૂષોની કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા દુર્યોધને યથાયોગ્ય સંભાળ કરાવી.

वणिजो गणिकाश्चारा ये चैव प्रेक्षकाजनाः ।
सर्वास्तान् कौरवो राजा विधिवत्प्रत्यवैक्षत ॥

इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि कौरवसैन्यनिर्याणे गुर्जरभाषायां पंचनवत्यधिकशततमोऽध्यायः ॥ १९५ ॥

## રૂ. ૫૦૦ માં એક નાની સરખી લાયબ્રેરી બનાવી શકાય તેવાં ચુંટી કહાડેલાં ઉપયોગી પુસ્તકોનું લીસ્ટઃ—

| | રૂ. આ. |
|---|---|
| ગુજરાતી શબ્દાર્થ સિંધુ. .... | ૫–૦ |
| મુંબઈના મહાશયો .... .... | ૧૦–૦ |
| વિજય કલા. .... .... .... | ૨–૦ |
| ભરત ગુંથણ. .... .... .... | ૨–૦ |
| ગુંથણ કળા ભાગ બીજો. તથા ત્રીજો. .... ... .... | ૫–૦ |
| સરસ્વતીચંદ્ર ભાગ ૧, ૨, ૩, ૪, | ૧૨–૧૨ |
| આયતાં પર કૌતુક (સચિત્ર) | ૫–૦ |
| અમર ચરિત્ર ભાગ ૧, ૨, ૩, ૪. | ૧૬–૦ |
| પકવાન પોથી (વેજીટેરીયન).... | ૩–૦ |
| વેપારી બજારનો ભોમીઓ .... | ૭–૮ |
| દુઃખી દાદીબા .... .... .... | ૭–૦ |
| વેતરવા તથા શીવવાની કળા.... | ૨–૦ |
| નીલમ માણેક ભાગ ૧ થી ૮ | ૧૨–૦ |
| મધુરી ભાગ ૧–૨ (સચિત્ર નવલકથા) | ૪ |
| સંધ્યા અથવા મરાઠી રાજ્યોનો સૂર્યાસ્ત.... .... .... .... | ૧–૦ |
| ગુજરાત સર્વ સંગ્રહ .... .... | ૨–૦ |
| પતિવ્રતા સતીઓ (સચિત્ર).... | ૩–૮ |
| ઝાંસીની રાણી .... | ૩–૦ |
| ગુજરાતની જુની વાર્તાઓ .... | ૩–૦ |
| ધનવાન .... ... ... .... | ૧૦–૦ |
| પોકેટ ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી | ૨–૮ |
| ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી (કન્ડેન્સ્ડ) .... .... ... | ૬–૦ |
| વહુને શીખામણ .... .... | ૧–૪ |
| ફીરોજ માહાલ યાને દોલત (બહુજ રસદાયક નવલકથા) | ૩–૦ |
| ખુબસુરત મક્કાર ... .... | ૨–૮ |
| કાયદાનો શિક્ષક .... .... | ૧૫–૦ |

| | રૂ. આ. |
|---|---|
| ગુજરાતી અરેબીયન નાઈટસ | ૧૦–૦ |
| કથા સરિત્સાગર વોલ્યુમ્સ ૧–૨ | ૬–૦ |
| પ્રેકટીકલ એસ્ટ્રોલોજી (હોમીયારકૃત) | ૬–૦ |
| ગ્રહગણીત .... .... .... | ૧–૦ |
| તેજપ્રભા (નવલકથા) .... | ૨–૦ |
| કરણઘેલો .... .... .... | ૨–૮ |
| નવી જીંદગી .... .... .... | ૩–૦ |
| ઇંગ્લંડનો ઇતિહાસ ..... ... | ૩–૦ |
| વનસ્પતીશાસ્ત્ર ... ... | ૧૨–૦ |
| શુશ્રુત સંહિતા ... .... | ૧૨–૦ |
| બારીસ્ટરની બૈરી .... ... | ૨–૮ |
| નીરંજની અથવા વરઘેલી વનિતા | ૩–૦ |
| અનંગ વિષ (સચિત્ર નવલકથા) | ૩–૮ |
| વેરની વસુલાત ... .... | ૩–૮ |
| પ્રેકટીકલ સાઈકોલોજી (હોમીયારકૃત) ... .... .... | ૩–૮ |
| તુલસીકૃત રામાયણ મુળ તથા ગુજરાતી ભાષાંતર ... .... | ૧૦–૦ |
| બહાદુર કલો અને અનાથ તારા. બહાદુર કલો અને પ્રમાદ સુંદરી. | ૪–૦ |
| કાવ્ય માધુર્ય ... .... ... | ૨–૮ |
| સ્ત્રીઓની મહત્તા .... .... | ૨–૦ |
| મણી અને મોહન અથવા ભાગ્યહીન ભાઇબેહેન ... .... | ૨–૮ |
| યોગ વાસિષ્ઠ મહારામાયણ વોલ્યુમ્સ ૧–૨ .... .... | ૮–૦ |
| ખેમાન સંગ્રહ (સચિત્ર) ... | ૫–૦ |
| વિવેકાનંદ વિચારમાલા વોલ્યુમ્સ ૧ થી ૫.... ... ... ... | ૧૭–૮ |
| ફાર્બસકૃત રાસમાલા વોલ્યુમ પ્હેલું | ૫–૮ |

સહદેવ, તે સેનાના પાછલા ભાગની રક્ષા કરતા ચાલવા લાગ્યા. તે વેળા સાહિત્યથી ભરેલાં ગાડાં, વેપારી, વેસ્યાઓ, યુદ્ધ લાયક વાહન, સાધારણ વાહન, હજારો હાથિ, ઘોડાઓ, બાળકો. સ્ત્રિયો, બાકી પણ ગરીબ ગરબાં, ધનથી ભરેલાં વાહન અને ધાન્યના કોઠારને એકઠા કરી તેમની રક્ષાનો બંદોબસ્ત કરીને યુધિષ્ઠિર રાજા આસતે આસતે જવા લાગ્યા. તેમની પાછળ સત્યધૃતિ, યુદ્ધ દુર્મદ સૌચિત્ત, શ્રેણિમાન તથા કાશિરાજાના પુત્ર વસુદાન અને વિભુ જવા લાગ્યા. જેમની પાછળ વીસ હજાર રથ, ઘુઘરીઓ બાંધેલા અસંખ્ય અશ્વ, હળ સરખા દાંતે કરી પ્રહાર કરનાર, કુલીન, કુંભસ્થળમાંથી મદ ઝરતા એવા તથા ચાલતા મેઘ સરખા વીસ હજાર હસ્તિ જતા હતા. હે ભારત! યુધિષ્ઠિરની સેનામાંના વર્ષતા મેઘની પેઠે મદ જેના કુંભસ્થળમાંથી ઝરતા હતા એવા તથા ચાલતા પર્વત સરખા સિતેર હજાર હસ્તિ હતા; જે તેમની પાછળ ચાલતા હતા. એ પ્રમાણે બુદ્ધિમાન કુંતિપુત્ર યુધિષ્ઠિર રાજાનું સૈન્ય હતું, જેનો આશ્રય કરીને તે રાજાએ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન સાથે યુદ્ધ કર્યું: વળી રાજાઓના મોટા નાદ કરતા એવા અસંખ્ય પુરૂષોવાળી અનેક સેના પાછળથી જતી હતી જેનાં હજારો ઢોલ તથા લાખો શંખને પ્રસન્ન થઇ હજારો પુરૂષો વગાડતા હતા.

**तत्र भेरीसहस्राणि शंखानामयुतानि च ।**
**न्यवादयंत संहृष्टाः सहस्रायुतशो नराः ॥**

**इतिश्री महाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि पांडवसेनानिर्याणे गुर्जरभाषायां षण्णवत्यधिकशततमोऽध्यायः ॥ १९६ ॥**

**उद्योग पर्व समाप्त.**



...ગ્યા. તે વેળા સાહિત્યથી ભ:
હાથિ, ઘોડાર

રૂ. આ.

મોહબત કે મુશીબત ( મી. પીજામ-કૃત ) ( સચિત્ર )( ૩૭ પીકચર્સ. ) ૫-૦
પાટણની પ્રભુતા ... ... ૨-૮
ભારત લોક કથા ભાગ ૧ થી ૯ ૧૮-૦
નવલ ગ્રંથાવલી ભાગ ૧, ૨, ૩. ૭-૮
ચેસ્ટરફીલ્ડનો પુત્ર પ્રતી ઉપદેશ. ૧-૮
ભોજ અને કાલીદાસ ( સચિત્ર. ) ૪-૦
હીંદુસ્તાનના દેવો ... ... ૫-૦
રતન હોજનું રમખાણુ ... ૨-૮
નર્મ કવિતા .... .... ... ૬-૦
દુન્યા કે દોજખ ... ... ૩-૦
જીવતું દોજખ ... .... ૩-૦
પૃથુરાજ ચૌહાણ અને ચંદબરદાઇ ( સચિત્ર ) ... ... ... ૩-૦
વિવિધ સુખાભાસ ... ... ૩-૦
જ્યોતીષ કલ્પતરૂ વોલ્યુમ્સ ૧-૨. ૧૦-૦
જાતક પારીજાત ... ... ૫-૦
મોક્ષ મંદીર ... .... ... ૩-૦
સ્ટેન્ડર્ડ ઈંગ્લીશ ગુજરાતી ડીક્ષનેરી ૨૦-૦
એકાદશ ઉપનીષદો મુળ તથા ગુજરાતી ભાષાંતર .... ... ૮-૦

તત્વાનુસંધાન મુળ તથા ગુજરાતી ભાષાંતર .... ... ... ૨-૮
પ્રવીણ સાગર સટીક મોટો સચિત્ર અસલી... ... .... ૧૨-૦
મુશ્કીલ આશાન ... ... ૩-૮
પ્રપંચ જાલ ( નવલ કથા ) .... ૧-૮
ગંધાતો ગુલાબ (નોવેલ) ... ૩-૮
ઘરવૈદું .... .... ... ... ૬-૦
બ્રહ્મસુત્ર શાંકર ભાષ્ય... ... ૬-૦
પૃથુકુમાર ( સચિત્ર ) નવલકથા ૨-૮
ટોડ રાજસ્થાન.... ... .... ૧૦-૮
ગુલામગીરીનો ગજબ ( સચિત્ર ) ૨-૦
મંદારીકા અથવા મદઘેલી મનોરમા ૩-૮
સંજોગનો ભોગ ( સચિત્ર ) ... ૩-૦
બેદીલ કે બેવફા .... ... ૨-૮
ગુજરાતી મેટીરીઆ મેડીકા ... ૮-૦
મહારાજા પ્રતાપાદિત્ય... ... ૨-૮
નેપોલીન બોનાપાર્ટનું જીવનચરિત્ર ૨-૮
શેરલોક હોમ્સનાં સાહસ કર્મો. ૨-૮
તિષ્ય ગુપ્ત ... ... ... ૨-૮
મ્હારી કમલા અને બીજી વાતો ૧-૮
કુસુમાવલી .... ... ... ૧-૧૨

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની બુકસેલર્સ**

**એન્ડ પબ્લીશર્સ—મુંબઇ. પો. નં. ૨.**